

અનેક ભાવવાળી નવલિકાઓના સફળ લેખક તરીકે શ્રી. ચંદુલાલ પટેલનું નામ ગુજરાત અને મહા-ગુજરાતને જાણીતું છે. સાહિત્યના રસિયાઓ સમક્ષ તેઓ પોતાનો પહેલો નવલિકા સંગ્રહ રજૂ કરે છે.

[illegible]

ધૂમ ચાનો, એદલજી પારસી, છનીઓ દુબળો ને ભેકલ, ગુણાઢ્ય નાયકિણ, નૃત્યનિપુણા શેવંતુ [ જેનું ચિત્ર કવર ઉપર આપ્યું છે ], જેસંગ પટેલ, ફીંગ-સૂ, કાઓસમ્રાટ, ગાડી-વાળો જીવન, સીતારામ મહેતાજી, ગારૂડી મોરલી, ગુલસરાઈનો જમાન-ખાન, સફરીશેઠ, કેશવો, શંકર

# હીરાની ખાણ

લેખક

[illegible]

[illegible] કંપની
બુકસેલર્સ : : પબ્લિશર્સ
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨

## પ્રારંભનું

[ કલમ, ખડીઓ, શાહીનાં છાંટણાં, શબ્દોની કતાર, કાગળ, ઉર્મિઓ, પ્રસંગો, કલ્પના વગેરેનાં અસબાબથી સજ્જ થએલા, ઉઘાડી કિતાબ જેવા એક ખંડમાં હું બેઠો છું. મારી આગળ પીંપળાની ડાળ ઝૂલી રહી છે ને એ તરફ ફેંકેલી નજર વિચારને ઝૂલાવી રહી છે. વિચારું છું કે નવી કુંપળોને માર્ગ કરી આપનાર, પેલા વૃક્ષ પરનાં ખરી ગએલાં પાંદડાંનાં બલિદાન પાછળ કંઈ અર્થ ખરો? ડાળીએ ડાળીએ નવું શિલ્પ ખડું કરીને કુદરત પોતાની કારીગરીનું જે પ્રદર્શન ભરી રહી છે એમાં કંઇ સંદેશ ખરો?...પણ ત્યાં તો ખંડના બારણાંને અજવાળું કરતી મોરલીનો ચહેરો ડોકાયો. ]

**મોરલી :** ' આવુંને અંદર ! '

[ હું એની સામું જોઇ જ રહ્યો. 'સ્વપ્નાંને સલામ' ભરતાં જે રૂપને મેં સલામ ભરી દીધી હતી એ મોરલીને જોતાંજ હું ચમક્યો. ]

**હું :** ' કેમ આવી છો બાઇ ? '

**મોરલી :** 'એટલું પૂછવા કે તમે તો 'સલામ' ભરીને ચાલ્યા ગયા પણ મારૂં જે કલેવર તમે કલ્પનાથી ઘડયું એને જીવાડવા માટે તમે શો પ્રબંધ કર્યો ? '

**હું :** (આશ્ચર્યથી) તારા કલેવરને જીવાડવાનો પ્રબંધ ? બાઇ તું ગારૂડીની જાત ને હું...'

**મોરલી :** (મારી બાજુમાં આવી બેસતા)'ને તમે મારા જનક. બીજે કયાં ટહેલ નાખું ? આ ઘરમાં આવી છું !'

[ ત્યાં તો બીજું કોઇ અંદર પ્રવેશે છે. બાજુમાં પડેલા પત્રોના ખડકલામાં

હું 'મોન્લી' ને સંતાડી દઉં છું. મારા તરફ જોઃ', અંદર પ્રવેશેલી વ્યક્તિ ખડ ખડ હસી પડે છે ને નાચવા લાગે છે. પછી હાથમાંના કાંકરા મારી આગળ મૂકતાં બોલે છે.]

**રેવલી :** 'આજ મારા નાથીઆને નવમું બેઠું માનતા માની'તી એનો પરસાદ લાવી છું...(પછી 'સેંથાનું સિંદૂર' એકદમ લૂછી નાખી મોટે અવાજે) આ લાલ રંગ માટે દીકરો ફગવી દીધો ? મેર મૂઆ રેવલી !'

[પછી ગેલમાં આવી ઓરડીમાં એ રાસડો લેવા લાગે છે. એનું એ પાગલપણું જોઈ મેં એનું બાવડું ઝાલ્યું ને સમજાવતે સૂરે કહ્યું.]

**હું :** રેવલી બહેન, તમે કાલ આવજો. આજ તમારૂં મગજ ઠેકાણે લાગતું નથી.'

[મારી વાત સાંભળતાં જ પાછી એની બત્રીસી હસી ઉઠી. જોર જોરથી એ કુદકી ફરવા ને તાલીઓના ટપાકા પાડવા લાગી.]

**રેવલી :** 'હું તો તમારૂં ઘર માંડવા આવી છું. મારૂં કપાળ કંકુ માગે છે. બોલો, મને પરણશોને ?' (હસે છે)

[મારે કંઠે કાટા બાઝી ગયા. ભયનું એક અદ્રશ્ય મોજું મારા શરીરને ધ્રુજાવી ગયું. એ બલામાંથી હું છૂટું ને પહેલાં તો 'ઘોડાપૂર'ની માફક ધસમસતો પાણીથી લથબથ થએલો પડછંડ કેશવો દાખલ થાય છે ને મને જોતાં જ ક્રોધથી લાલપીળો થઇ ફુત્કારે છે.]

**કેશવો :** 'કેમ સફરી શેઠ ! ક્યાં છે મારી ઓરત ? (વાંસની એક સીલબંધ કાતરી ફેંકતાં) લ્યો આ તમારા રૂપીઆ !'

**હું :** (અચબાથી) 'પણ ભલા માણસ ! રૂપીઆ શું ને ઓરત શું ? અહિં ક્યાં તારી બાયડી છે ? હું તો......'

**રેવલી :** (વચ્ચ) 'આ રહી, આ રહી હું છું ને ?'

**હું :** (કેશવાને) 'ખસી તો નથી ગયું ?'

**કેશવો :** 'હા, હા. ખસી ગયું છે. અંધારી રાતે, વરસાદની

મુશળધાર ઝડીમાં, વીસ ગાઉનો પંથ પગે કાપીને આવ્યો છું: રસ્તામાં તણાઇને મરી ગયો છું. ખસી કેમ ના જાય !'

[ ભયથી મારા શરીરનું રોમેરોમ ખડું થઈ જાય છે. ભૂતની માફક બિહામણો લાગતો કેશવો મૂછોના શેળીઆ આમળતો મારી સામે કાતિલ નજરે જોઇ રહે છે. ]

કેશવો: 'હું મારી જોઇતીને લઇને જ જઇશ. ત્યાં સુધી અહિંજ અડ્ડો.'

[ અચાનક એક ભડકો થાય છે ને કેશવો અદ્રશ્ય બને છે. રેવલી, બાજુમાં પડેલા કાગળનું ઘર બનાવતી બેઠી છે. ભૂત બનેલા કેશવાનો ખ્યાલ કરતાં, ડરની સાથે સાથે અનુકંપા પણ અનુભવું છું. ત્યાં તો ધોળી દાઢીવાળો ઝમાનખાન તશરીફ લાવે છે. ]

ઝમાનખાન: લક્ષ્મી સુસરાલ ગઇને ભાઇ!...હવે મને પાપડ કોણ આપશે ? આ 'ઝમાનખાનની દીવાળી કેમ ઉજવાશે ?'

હું: 'મારી લખમીના સોગન: દીવાળી મારા ઘરમાં જ ઉજવજો. તમારા દીકરાએ દાગીના લૂંટ્યા પણ કાંઇ દોસ્તી...'

[વાકય પૂરું નથી થતું. પહોળા ઝભ્ભામાં સજ્જ થએલો તાઈ ચુમ ટૂંકાં ટૂંકાં પગલાં ભરતો દાખલ થાય છે ને કરૂણતાથી હસે છે. ]

તાઈ ચુમ: 'આજ બધાંને છુટ્ટી ! 'છેલ્લો પાઠ' ભણાવી દીધો: 'આઝાદી ઝીંદાબાદ' (મારી તરફ ફરતાં) મન ને તન બંને થાકી ગયાં છે. જિવનની સાંજ હું બીજે ક્યાં ગૂજારૂં ?

[ એક બાજુ બેસે છે ને રેવલી જે કાગળનું ઘર બનાવી રહી છે એ જોયા કરે છે. એટલામાં 'નહિ જવા દઉં. એ દાસ મહેતાને નહિ જવા દઉં' એમ બબડતો દુબળો-પાતળો, આંસુ ભરેલી આંખવાળો બેચર જોશભેર આવે છે ને ઉંબરાની ઠોકર વાગતાં ગબડી પડે છે. 'મહાકાળનું જડબું'' એનાં જિવન ફરતુ વિંટળાઇ જાય છે.

કરુણાનાં જિવંત પ્રતિક જેવાં જે પાત્રોનો મારા ખંડમાં ઝમેલો એકઠો થયો છે એ બધાય ઉપર હું વારાફરતી નજર ફેરવી જાઉં છું અને અંતે જયારે

દ્રષ્ટિ બેચરનાં શબ ઉપર સંક્રાત થાય છે ત્યારે મને કોઇ પૂછે છે: 'શરણાઇ વગાડું ? ' હું ઉંચું જોઉં છું. હાથમાં 'શરણાઇ'ને હૈયામાં વેદના લઈને શંકર ઉભો છે. ]

હું: 'વગાડ ભાઇ ! લોકો આનંદ ઉજવે; આપણે દર્દ ઉજવીએ !'

ભેકલ: (હાંફતાં હાંફતાં આવતાં) 'કોણ શર્નાઇ વગાડતો છે ? 'મરઘીના બચ્ચાં'ની વાત તું ભૂલી ગએલો કે ? બાપા મરી ગએલા છે એ ને તું હાને તતુડું ફૂંકે ?...અરે છીતલી કાં મરી ગઇ ?...છીતલી...છીતલી...' (પ્રસ્થાન)

[ શરણાઈ વાગે છે, રેવલીની આંખમાં તેજ ચમકે છે. કાગળનાં ઘરને એક બાજુ હડસેલી એ ઉભી થાય છે ને ગેલમાં કહે છે. ]

રેવલી: 'વગાડ, વગાડ ! હું ભીમજીને પરણવાની !'

જીવન: (ખંડમાં પ્રવેશતાં) 'હા, ભલે શરણાઇ વાગે. આજ તો સાકરનાં લગન છે ને ! આ 'જીવનના રથ'માં બેસાડી સાકરને સાસરે મૂકી આવું, રાજા ! શું કહો છો ?'

[ અને મારી મનસૃષ્ટિ સમક્ષ અનેક જાતનાં પાત્રો સળવળે છે. જે પ્રસંગોને વણી લઇ મેં વાર્તાનાં તોરણો બાંધ્યાં હતાં એ પ્રસંગો ફરીફરી ઉઠે છે. શિયાળામાં તાપણું જેમ હુંફ આપે એમ મારા 'તાપણાં' આસપાસની વાતો મને હુંફ આપે છે. 'કાબા સમ્રાટ'નું 'જય જય અંબે' નો મંગળ નાદ કરતુ નગારૂં મારા મનનો નશો બની જાય છે અને જેનાં જીવનને મેં શબ્દોની ફ્રેમમાં મઢી દીધાં છે એ બધાંને મારે ત્યાં આરામ મેળવવા આવેલાં જોઇ હું ધન્ય થાઉં છું. એક અજબ જાતની ઉર્મિ મારા તંતુને સ્પર્શી જાય છે. ]

સીતારામ: (પ્રવેશ કરતાં) 'હેં છોકરા! સંજોગોને લીધે શિકારી બનેલા મારા જીવનની વાત તેં કઇ સિદ્ધિથી જાણી ?'

હું: હું કોઇ જાદુગર નથી કે નથી કોઇ અવધૂત કે મારી પાસે સિદ્ધિ હોય. એક લેખકથી વિશેષ હું કંઇજ નથી. કાનોથી જે સાંભળ્યું, આંખોથી જે જોયું એને થોડીક કલ્પનાથી ગૂંથી

લીધું. મારી...'

[ વાક્યને તોડતો કોઇની લાકડીનો ઠબઠબાટ સંભળાય છે. આંખ પર હાથની છાજલી બનાવી, ચહેરા પર વિષાદની કરચલીઓ લઇ એક વૃધ્ધા દાખલ થાય છે ને બધાંને આરતં આરતં જુવે છે. પછી જેને શોધતી હતી એ ન દેખાતાં... ]

**વૃધ્ધા: 'અહિં મારો જમન આવ્યો છે?...રોયો આખોય દિ' આથડયા કરે છે. ન કામ ન કાજ. અધૂરામાં પૂરું બાવાઓની સંગતે ચડયો છે. એ નહિ તો મારો 'હરીઓ આવ્યો' છે?'**

[ એના બોલવાની ઠબછબ, દેહની કૃશતા, એની પીળી પચક ચામડી : આ બધું જોઈ એનાં જિવતર વિષે વધુ જાણવાની મને તાલાવેલી થાય છે. ]

હું: 'પણ મા! નરમ તબીયતે બહાર કાં નિકળ્યાં?'

**વૃધ્ધા:** 'શું કરૂં ગગા? એક તો પેટે પત્થર પાકયો ને બીજું દુર્ગાના વિવાની ચંત્યા, દીકરીનો સુખી સંસાર જોઇને મરૂં તો બસ! (જવા લાગે છે.)

હું: (જિજ્ઞાસાથી) પણ તમારે કેટલાં સંતાન? કયાં રહો છો? દુર્ગાનું કયાં કરવા ધાર્યું છે?...એ તો કહેતાં જાવ!'

[ ઉપાડેલા પગને એ ડોશી પાછો સ્થિર કરે છે. આથમતા તેજવાળી આંખે મારા તરફ એક ક્ષણ જુવે છે ને પછી એક મધુરૂં પણ યાતનાથી ભિન્ન-એવું સ્મિત કરે છે.]

**વૃધ્ધા: 'એ બધી વાત પછી. ને જો તને ઉતાવળ હોય તો...**(હાથમાંની લાકડી જમીન પર પછાડી, થોડીક ધૂળ ખંખેરે છે)**...તો આ ધૂળને બધુંય પૂછી લેજે; એ અમારા જ ઘરની, અમારા જ જીવનની ધૂળ છે.'** (જાય છે).

[ મૌન વ્યાપી રહે છે. એક ચબરખી પર 'મારૂં ઘર' એટલા શબ્દો લખી, તાઈ રૂમ એને રેવલીએ બનાવેલા કાગળના ઘર પર ખોસે છે. શરણાઇને મોંમાં ખોસેલી રાખી બેઠેલો શંકર કોઈ અદીઠ વસ્તુને જોતો સ્તબ્ધ બેઠો છે. ઝમાન-ખાનના હાથમાં તરબી ફરી રહી છે. થોડી થોડી વારને અંતરે ભૂત બનેલો

કેશવો ભડકા કરી રહ્યો છે. બેચરની ઠરી ગએલી કાયા પર સૂર્યનું એક કિરણ રમ્યા કરે છે. કાગળની અંદર સંતાડી દીધેલી મોરલી પણ મૂંઝાઈ જવાથી બહાર નિકળે છે ને લીલ નાગણની માફક ચોટલાની ફેણ ડોલાવતી ઉભી રહે છે. મૌનનાં આ વાતાવરણ વચ્ચે હાથમાં કંકુની શીશીઓ ને રમકડાં લઇને જેસંગ આવે છે.]

**જેસંગ :** (કંકુની શીશી બતાવતાં) 'દુકાનદારે તેણ તેણ આના લીધા આ શીશીના. વાજબી છે ?'

**રેવલી :** (નાચી ઉઠતાં) 'બરાબર છે. પણ મારા માટે સાડલો ના લાવ્યા ?...અને આ રમકડાં મારા નાથીઆ માટે છે ?'

હું : 'વચ્ચે બડબડ ના કર રેવલી ! (જેસંગને) પણ તારી સ્ત્રી તો નાસી...'

**જેસંગ :** (દર્દભર્યું હસતાં) 'ભલેને નાસી ગઇ !...પાછી આવશે તંઇએ દઇશ !'

[ મારી નજરમાં પ્રસંગો ઘુમરીઓ ખાય છે. જે સમાજમાં હું પોતે જીવું છું એજ સમાજનાં આ બધાં પાત્રોને મારે ત્યાં એકઠા થએલાં જોઈ મને વેદના થાય છે. મારી આસપાસ વ્યકિતઓ નથી બેઠી: જાણે કે ખંડેર બની ગએલી ઇમારતના સજીવ ટૂકડાઓ બેઠા છે. મારો ખંડ જાણે કે દર્દના સામ્રાજ્યનો દરબાર હોય એવું મને લાગે છે અને જાણે કે આંસુની આ બધી જીવતી કહાણીઓ ઓછી હોય એમ તુષાર, કપડું ઢાંકેલી એક થાળી હાથમાં લઈ, ચુપકીદીથી દાખલ થાય છે. ]

**તુષાર :** 'કોઇ વિશ્વાસે ના રહેશો, નહિં તો તબાહ થઇ જશો. મારી મમતાનું ગર્ભથી તંગ બનેલું પેટ વિશ્વાસે જ ઓગળી ગયું હતું.'

હું : 'પણ તમે તો 'પાણીને બાથ' ભરી હતી ને ?'

**તુષાર ;** 'હા. અને તેથી જ હજી ભમ્યા કરું છું. કેશવો નથી આવ્યો ?'

[ હું જવાબ આપું એ પહેલાં એક વધુ ભડકો થાય છે. તુષાર એ ભડકો જોઇને હસે છે ને પછી હાથમાંની થાળી મારી આગળ મૂકે છે. ]

તુષાર : 'હીરાની ખાણ'માં કામ કરતા કાલુરામે તમને આ મોકલાવ્યું છે.

હું : 'પણ કાલુરામ કેમ ના આવ્યો ?'

તુષાર : 'એ પોતાનું મોઢું બતાડતાં શરમાય છે કારણ કે ગોરા લોકો એને ગુલામ કહે છે, ભગવાને બક્ષેલી એની હસ્તીનો જગત ઉપહાસ કરે છે.'

હું : 'શું છે આ થાળીમાં ?'

તુષાર : 'પસીનાનાં અને લોહીનાં થોડાંક ટીપાં !'

હું : કંઇ સંદેશો પાઠવ્યો છે ?'

તુષાર : 'હા. કહેવરાવ્યું છે કે જે લોકો આ જગતમાં શાસનનાં તરસ્યાં હોય એમને આ ટીપાં પીવડાવી દેજો.'

[સનસનાટીના ભૂખ્યા એવા કાગળ, કલમ, શાહી કલ્પના વગેરે આ વાકય સાંભળી સતેજ થાય છે. કાગળનું ઘર અને ઝમાનખાનના સફેદ દાઢી, પેલી ઘુમ્માના જીવનની ધૂળ અને બેચરની નિર્જીવ કાયા, રેવલીનું ઠેબે ચડેલું જિવતર અને શંકરનાં હૈયાની દર્દભરી શરણાઈ, તાઈ યુમની છુટી અને મોરલીનો મસ્ત થનગનાટ, તુષારના ચહેરા પરની આગ અને કાલુરામનો કાતિલ સંદેશો, શિકારી બનેલા સીતારામની કહાણી અને કાબા સમ્રાટનું નગારૂં : મારા માટે—સાહિત્યની પગદંડી પર સફર કરવા માગતા એક નવીન લેખક માટે—આટલો મસાલો બસ હતો. દરેક પાત્રના દેખાવ પરથી ને એણે બોલેલા શબ્દો પરથી સળંગ વાતની સાંકળો તૈયાર કરવાનો હું વિચાર કરતો હતો. મને વિચારમગ્ન જોઈ બે ચાર જણાં એક સામટાં બોલી ઉઠયાં.]

રેવલી, જેસંગ
મોરલી, જીવન } 'અમને અહિં રાખશો ને ?'

[શું જવાબ આપવો એની ગડમથલમાં પડી જાઉં છું પણ છેવટે કહું છું.]

હું : 'હા. અને મારા મનની આ ઓરડીને હું એક કિતાબમાં ફેરવી નાખીશ. સાહિત્યની દુનિયા સમક્ષ પછી તમે તમારી યોગ્યતા પૂરવાર કરજો.'

[બધા સંતોષનો શ્વાસ લે છે. એક બાજુ ભડકો થાય છે, ઝમાનખાનની

માળા ફરે છે, શરણાઇ ગુંજે છે, રેવલીના ભ્રમિત મનનો નાચ શરૂ થાય છે, મરઘીના બચ્ચાંવાળો એકલ લાંબા પગ કરીને બેસે છે. તુષાર ને મોરલી સ્વપ્નાંમાં લીન થાય છે ને થાળીમાં પડેલા કાલુરામના પસીના ને રક્તના બૂંદ ઉપર થઈને વહેતો પવન બેચરના શબને પંપાળી જાય છે ને પેલી વૃધ્ધાના જીવનની ધૂળને થોડીક ઉડાડે છે. ]

[પડદો પડે છે]



આમ જે પાત્રો મારા મનની ઓરડીમાં ભમ્યા કરતાં હતાં એ બધાયના જીવનની કથાઓ જુદી જુદી વખતે, જુદે જુદે સ્થળે મેં રજુ કરેલી. આ સંગ્રહદ્વારા હું એ બધીય કહાણીઓને એક સાથે સાહિત્યના રસિયાઓ સમક્ષ રજુ કરૂં છું.

હા. આમાંની ઘણીખરી વાર્તાઓ કારૂણ્યની સીટી બજાવતી જામી પડી છે. કોઇ પૂછે કે આ બધામાંથી કઇ નવલિકા માટે મન વધુ દર્દભરી છે તો એનો મારી પાસે કોઇ જવાબ નથી. કોયલને પૂછે કે 'તારો કયો સ્વર લહેકો વધુ કરૂણ હતો? વહેલી સવારનો કે આગલી સંધ્યાનો?' તો એ શું જવાબ આપે?

આમાંની ચાર વાર્તાઓ સૂચિત છે ને બાકીની મૌલિક. 'કુમાર' માસિકમાં છપાએલી મારી નવલિકાઓનો આ સંગ્રહમાં ઉપયોગ કરવા દેવા બદલ 'કુમાર'ના સંચાલકોનો હું ઋણી છું.

અંતમાં, મારી કૃતિઓને ગ્રંથસ્થ કરી વાંચકો સમક્ષ રજુ કરવા માટે મુરબ્બી નાગરદાસભાઇનો હું આભારી છું.

બસ આટલું જ.

૨૫૨: વાલકેશ્વર રોડ
મુંબઇ

ચંદુલાલ પટેલ

# અનુક્રમ

☆

# ☆ હીરાની ખાણ ☆



## હરીઓ આવ્યો

તે દિવસે પીરૂડીના પાનાચંદને ત્યાંથી પહેલા પુત્રજન્મની વધાઇમાં સગાંસંબંધીઓને ખોબા ભરી ભરીને સાકર વહેંચાઇ.

વીજળીનાં દોરડાંએ અને વીસમી સદીના વાયરાએ જ્યાં હજી પણ પગપસારો નથી કર્યો એવા પીરૂડી ગામમાં ખાધેપીધે સુખી એવા પાનાચંદના એકઢાળિયા મકાનમાં તે દિવસે આનંદ આનંદ થઇ રહ્યો. નાના બાળકનો 'ઉંવાં ઉંવાં' રૂદનસ્વર કોઇ મંગળ ગીતના ગુંજન સમો મા–બાપના કાનોમાં રણકી રહ્યો. જેવી આ વાત ગામમાં ફેલાઇ કે લોકોનાં ટોળાં પાનાચંદને ઘેર ઉમટી પડ્યાં. ચુલે લાપશીનાં આંધણ મેલાયાં ને સગાં-સંબંધીઓને સાકર વહેંચાઇ. જિન્દગીના એ રૂડા પર્વ નિમિત્તે તે રાતે એક નાનકડો ઉત્સવ એ એકઢાળિયા મકાનમાં લાલ-ટેનને અજવાળે ઉજવાઇ ગયો.

પીરૂડી ગામને ફરતો જમાનાની થપ્પડો ખાઇને બેહાલ બનેલો એક ગઢ હતો અને તેની ઉત્તર દિશા તરફથી ભાગોળે

સફુરા કરીને એક નદી સર્પાકારે વહી જતી હતી. ઉપરની વાત બની ગયા પછી એ નદીમાં સોળ ચોમાસાનાં પાણી આવ્યાં અને સુકાઇ ગયાં છે.

પાનાચંદના હરીઆને આજ સત્તરમું બેઠું છે. એનાથી નાનો જમન પંદર વર્ષનો અને સૌથી નાની દુર્ગા તેર વર્ષની છે. પાનાચંદે રાતદિવસ વેઠ કરીને અને દેવકારે ખાવા, પીવા ને પહેરવાની જેટલી બને તેટલી કરકસર કરીને આજદિન સુધી તો ઘર નિભાવ્યે રાખ્યું પણ હવે સત્તર વર્ષથી એકધારી ગતિએ ચાલતા સંસારના રગશિયા ગાડામાં ચીચડાટ બોલવા લાગ્યો છે. ધન રૂપી તેલ પૂર્યા વગર હવે એ ગાડું વેગ નહિ પકડે એમ લાગવાથી પાનાચંદે હરીઆને પોતાની પાસે બોલાવ્યો.

'હરીઆ' એમણે કહ્યું, 'હવે તું મોટો થયો. ભણતરને મેલ દિવાસળી અને કયાંક નોકરીએ લાગી જા. ખાધેપીધે તો ભગવાનના પરતાપે વાંધો નહિ આવે, પણ કાલ્ય ઉઠીને દુર્ગાનાં લગન લેવાં પડે ત્યારે? કોઇ સાજુંમાંદું થાય તઇ?...આજ તો હું હજી બેઠો છું. પણ કાલ્ય એવી ઊગે કે વખતે......'

'બાપા' પાનાચંદને આગળ બોલતાં અટકાવી હરીઆએ કરુણતાથી કહ્યું.

પાનાચંદ પુત્ર સામું જોઇ રહ્યા. સોળ વર્ષની ઉમરના પુત્ર સાથે મિત્રરૂપે વાત કરવી જોઇએ એવો હિંદુધર્મનો આદેશ છે. પાનાચંદને થયું કે હવે કશું છુપાવવાથી લાભ નથી. વાત હરીઆને ગમે તેવી કડવી લાગે તો પણ એને એની જવાબદારીનો ખ્યાલ તો આપવોજ જોઇએ. એટલે તે બોલ્યે ગયાઃ 'કાલ્ય એવી યે ઊગે કે વખતે હું ન પણ હોઉં. સંસારમાં અમરપટો કોઇ લઇને આવ્યું છે? તારે તારી જવાબદારી સમજવી જોઇ. મેં દાસભાઇને તારા વિષે વાત કરી રાખી છે. કાલ્યથી એમની દુકાને જતો રે'જે. કામગરીમાં પાણી દેખાશે તો પછી તારે

એમની મુંબઇની દુકાને જવાનું થશે.'

બીજા દિવસથી હરીઓ દાસભાઇની કાપડની દુકાને જતો થયો. મહિને હાલ માટે તો પાંચ રૂપિયાનો રોકડો પગાર. દુકાને જવાનું સવારે આઠ વાગે અને ત્યાંથી પાછા ફરવાનું રાતના નવે. વચમાં બપોરે એક વાગ્યે અરધો કલાક ઘેર આવીને જમી જવાનું. આમ ભણતરને વેગળું મૂકી હરીઓ સંસારની ઘાણીએ જૂત્યો.

પણ જમનની વાત જુદી જ હતી. એના રંગઢંગ નિરાળા હતા. ગામમાં ખેપાની તરીકે એની ખ્યાતિ હતી. પટેલની વાડીઓને એ પોતાની જ ગણી બોર, કેરી, જામફળ, વગેરે ખંખેરી ખાતો. એ છાનીમાની બીડીઓ તો પીતો જ, પણ હમણાં વળી સરૂરાને કાંઠે બાવાઓની જે જમાત ચાર દિવસથી પડી હતી ત્યાં જઇ ગાંજાની ચલમનો એકાદ દમ લગાવવાને ચસ્કે એ ચડ્યો હતો. નવો નવો નશો ન જીરવાયાથી એ ત્યાં જ લાંબો થઇ નદીની વેકુરમાં ઊંઘી જતો. બેફિકરો, નગુણો, ખેપાની ને લબાડ જમન આટલી નાની ઉમરમાં તો બદમાશીની મુર્તિ બની ગયો હતો. રાતના જ્યારે પાનાચંદની ડેલીએ અંદરથી આગળીઓ વસાતો ત્યારે 'હજી યે પીટયો ન આવ્યો !' કહેતી દેવકોર એક ઊંડો નિશ્વાસ નાંખી પથારીમાં પડતી.

ઉપાધિઓથી ઘેરાએલી અને સદા ચિંતાતુર રહેતી દેવકોરનું શરીર અનેક રોગોનું તીર્થધામ થઇ પડ્યું છે. એક રોગ મટે છે ને બીજો થાય છે; ત્રણ સાંધે છે ત્યાં તેર તૂટે છે. કોણ જાણે કયાંથી એનામાં એક ભૂત ભરાઇ બેઠું છે. એને એમ થયાં કરે છે કે એ હવે ઝાઝા દહાડા નહિ કાઢે. મરતાં પહેલાં એની ઇચ્છા છે કે દુર્ગાને એક વખત સાસરે જતી જોઉં. એની લીલી વાડીના મીઠા પવનની ટાઢપ એક વાર અનુભવું અને પછી આંખ ઢાળી દઉં.

એક દહાડો એણે તક જોઇ પાનાચંદને વાત કરી : 'સાંભળો છો કે? આ છોડી મોટી થઇ. એને કયાંક ઠેકાણે પાડી હોય તો ઠીક.'

'હવે તું યે કેવી વાત કરે છે? આ હરીઓ અઢાર વરસનો થયો એનું પહેલાં કરવાનું હોય કે તેર વરસની છોડીનું ?' પાનાચંદે કહ્યું.

'છોકરાઓનું તો થઇ પડશે. બે વરસ આમ કે આમ; પણ છોકરીનું ન લંબાવાય. પે'લાં મારી દુર્ગાનું કરો.'

'જોશું.' પાનાચંદે વાત ટુંકાવી.

'ના, જોશું બોશું નહિ. કોઇ દિવસ મેં તમારી સામે વાતમાં વેન લીધું છે? પણ આ વાતમાં તો તમારે મારાં વેણ રાખવાં જ પડશે. મરતાં પહેલાં દીકરીનો સંસાર તો જોતી જાઉં!' દેવકોરની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

પાનાચંદ પોતાની પત્નીના સુકાઇને ઠુંઠું બની ગએલા દેહ તરફ જોઇ રહ્યા. એમની આંખમાંના કડપે માર્દવતાનું સ્વરૂપ પકડયું. પરણ્યા પછી બીચારીએ જરાય સુખ માણ્યું નથી. રાત ને દિવસ કાળાં વૈતરાં કરીને તો એણે દેહ ઘશી નાખ્યો છે. આ વાતમાં ભલે એની જકક જીતે. માનું મન પુત્ર કરતાં પુત્રીના તરફ વધુ ઢળતું હોય એ દેખીતી વાત છે. એમણે દેવકોરને માથે હાથ ફેરવતાં કહ્યું: 'કોઇ ઠેકાણું હશે તો ખબર કઢાવીશ. સંભળાય છે કે ગુંદાળાના વેલાભાઇના છોકરાને માટે મોટી શોધખોળ થાય છે. ખબર મોકલાવશું? જોઇએ શું કહે છે.'

દેવકોરના મોં ઉપર સંતોષ ફરકયો. પોતાના લગ્ન વિષેની આ વાતચિત પુલકિત મને ને લજ્જાળુ વદને બારણાની ઓથે ઊભી ઊભી સાંભળતી દુર્ગા પિતાને બહાર નીકળતા જોઇ ત્યાંથી દોડતી ફળીઆમાં નાસી ગઇ.



પાનાચંદની ડેલીએ આજ ઢોલ ત્રાંસાં પીટાય છે. શરણા-

ઈનો સ્વર ગુંજે છે, અને દરવાજાના તોરણનાં આસોપાલવનાં પાંદડાં એ ગુંજનમાં મસ્ત બની હવાના હાથ ઝાલી નાચે છે. આજ ઘેલાભાઇના પુત્ર મોહન સાથે દુર્ગાનાં લગ્ન થવાનાં છે. હસ્તમેળાપનો સમય રાતના નવ વાગ્યાનો છે.

જે ને તે કહે છે કે પાનાચંદે તો ઘર ને વર બંને સારાં ગોત્યાં. દીકરીને કોઇ જાતની ઊણપ અને કોઇ જાતની મહેનત ઘેલાભાઇને ત્યાં નહિ પડે. બીજું તો શું પણ છોકરીના નસીબે જોર કર્યું.

રાત્રે શુભ ચોઘડીએ શુભ વિવાહ સંપન્ન થઇ ગયા. જેવાં લગ્ન પતી ગયાં કે જમન ઉઠીને ચાલતો થયો. કોઇને કંઇ પણ કહ્યા સિવાય નદીકાંઠે જઇ જમાત ભેગો ભળી ગયો. ગીત ગાવાનો લ્હાવો લેતી દેવકોરને કે હર્ષથી આમતેમ ફરતા પાનાચંદને જમનની ગેરહાજરીની ખબર ન પડી.

જાન ત્રણ દિવસ રોકાઇ. એ ત્રણે દિવસમાં જમન એક વાર પણ ઘેર ન ફરક્યો. ચોથે દિવસે મંગળ મુહૂર્તે જાનની સાથે દુર્ગાને વિદાય કરવામાં આવી.

નદીની રેતમાં બેસી ચલમનો દમ લેવાની તૈયારી કરતા જમનને કાને ગાડાના બળદોની ડોકે બાંધેલા ઘુઘરાઓનો અવાજ અથડાયો. એ અવાજ સાંભળતાં એણે ચલમ રેતીમાં મૂકી દીધી.

'ક્યોં બચ્ચા ?' એક બાવાએ પૂછ્યું.

'કુછ નહિ બાબા......હમણાં પાછો આવું છું.' કહેતો ગાડાંઓ જઇ રહ્યાં હતાં તે તરફ એ દોડયો. એક ગાડામાં પાંચ સાત બૈરાં વચ્ચે દબાઇને ઘુમટામાં મોં છુપાવી બેઠેલી દુર્ગા પાસે પહોંચતાં એણે કહ્યું: 'દુર્ગા.'

દુર્ગાએ ઘુંઘટની આડમાંથી જમન સામે જોયું; એની આંખમાંથી દડદડ આંસુ સરી પડયાં. ધીમેથી એ બોલી: 'ભાઇ.'

અને પછી બંનેમાંથી કોઇ કંઇ વધારે ન બોલી શક્યું.

જાનનાં ગાડાં આગળ વધી ગયાં અને જમન ત્યાંજ પાષાણવત ઉભો રહી ગયો. એની આંખોમાંથી ધારા વછૂટી; લાગણીના આવેગથી એ ત્યાં ઊભો ઊભો ધ્રુસ્કે ધ્રુસ્કે રડ્યો.

કોઈ કહે છે કે જીવન સંગ્રામ છે, કોઇ કહે છે કે જીવન જીવને માટે કાંટાળું વન છે, કોઈ કહે છે કે જીવન એક નાટક છે સૌએ પોતપોતાનો વેશ ભજવી આખરે મરણ રૂપી નેપથ્યમાં ચાલ્યા જવાનું.

દીકરીને સાસરે વળાવ્યા પછી પ્રવેશો બહુ ઝડપથી બદલાવા લાગ્યા છે. દેવકોર જિંદગીની આશા ત્યાગી માંદગીને બિછાને પટકાઇ પડી છે. હરીઆને દાસભાઇની મુંબઇની દુકાને મોકલવામાં આવ્યો છે. કુટુંબમાં પોતાના સિવાય બીજું કોઇ જે વાત જાણતું નથી એ વાતની ચિંતાથી પાનાચંદનું શરીર ક્ષીણ થતું ચાલ્યું છે. જમનમાં કંઇ ફેરફાર થયો નથી. એ રામ એના એ જ છે. હા, કંઇક અંશે શરીરનો ઘેરાવો વધ્યો છે ખરો.

અત્યાર સુધી તો જમનની વર્તણુક સામે મા–બાપે આંખ આડા કાન કર્યા પણ હવે હદ થતી લાગી. એક વખત તો પાનાચંદ કડક સ્વરે જમનને ઠપકો આપવા લાગ્યા, અને બંને વચ્ચે તીખી બોલાચાલી થઇ. એ સંઘર્ષમાંથી તણખા ઝર્યા. વાત એકદમ વધી જાય તે પહેલાં દેવકોરે પથારીમાં પડ્યા પડ્યા હાકલ દીધી; 'જમનિયા ! હવે બસ રાખ્ય બહુ થયું. બાપની સામે બોલતાં શરમાતો નથી ? જા, જઇને ઓરડામાંથી ગોદડું લઇ આવ્ય.'

ઓરડામાંથી ગોદડું ઊંચકી જમન દેવકોરની પથારી પાસે આવ્યો અને ગોદડું દેવકોરને ઓઢાડી એના પગ આગળ બેસી ગયો. કંઇ પણ બોલવાની ઇચ્છા ન હોવાથી દેવકોરે આંખ-મીંચેલી જ રાખી. થોડી વાર વાટ જોઇ જમન ધીમેથી ઓરડા બહાર સરકી ગયો.

દુર્ગાને સાસરે ગયાને આજ બરાબર એક મહિનો વીતી

ગયો છે. જમનના પરાક્રમી જીવનની ઉપર વર્ણવેલી યશોગાથામાં અપવાદનો કોઈ મુદ્દો હોય તો આપણે જોયું તેમ દુર્ગા ઉપરની એની અનહદ પ્રીતિ. અગાઉ એક વાર દુર્ગા ઇન્ફલુએન્ઝાથી પટકાઈ પડી હતી ત્યારે રાત ને દિવસ જમન એની પથારી પાસેથી ખસ્યો નહોતો. લોકો હજી પણ વાત કરે છે કે જમન હોય નહિ ને દુર્ગા બચે નહિ.

સપ્રાને કાંઠે પડેલી બાવાઓની જમાત હવે ચાલી ગઈ છે. થોડેક દૂર મહાદેવનું એક મંદિર છે, એના રેતમાં પડતા પડછાયામાં સૂતોસૂતો જમન દુર્ગાના વિચાર કર્યા કરે છે. શું હજી પણ એ એવી ને એવી જ હશે? સાસરિયાંમાં એને કંઈ સુખદુઃખ તો નહિ હોય ને? બીમાર તો નહિ પડી હોય ને? પણ આવા વિચાર શા કરવા? લાવને એકાદ આંટો મારી આવું? ગુંદાળું કાંઈ છેટું નથી, બાર પંદર ગાઉ થશે.

વિચાર ફરકતાં જ ચડાપ કરતો એ ઊભો થયો અને ગામના ઉતાર તરીકે ઓળખાતો એ જમન વ્હાલસોઈ બહેનની ભાળ કાઢવા લાંબી લાંબી છલાંગો ભરતો બપોરના ધોમ ધીખતા તડકામાં ગુંદાળાને માર્ગે પડ્યો.

ગુંદાળામાં વેલાભાઈનું ઘર બજાર વચ્ચે જ ઊભું હતું. ચાર કલાકની એકધારી દોડ પછી જમન એ ઘર પાસે આવી પહોંચ્યો. એક બાજુ પડતી બારીમાંથી એણે ડોક લાંબી કરી અંદર જોયું...અને ચમક્યો. અંદર એના પિતા પાનાચંદ વેલાભાઈ સાથે કંઈક ગુફતેગો ચલાવી રહ્યા હતા. અંદરનું વાતાવરણ ઉગ્ર બનતું ગયું અને મોટેથી બોલાતાં વાક્યો જમન બારીની આડમાં ઊભો ઊભો સાંભળતો રહ્યો.

'ના, ઈ નો હાલે. તમારે સાત વાર ગરજ હતી તો પગે પડતા આવ્યા'તા. મને તો બીજા છસ્સો દેનારા પણ હતા. આ તો મને થયું કે છોકરી ઠીક છે તો તમે પાંચસો આપજો. વાત

પાકી થઇ હતી ને આજ ઊઠીને નકાર ભણો છો? કેટલી જીભે વાતું કરો છો તમે?' ઘેલાભાઇ તાડુકતા હતા, પાનાચંદ રંક ચહેરે એમની સામે બેઠા હતા.

'નથી આપવા એમ હું નથી કે'તો ને કઇશ પણ નહિ. હું તો એટલું જ વિનવું છું કે થોડા દિ ખમૈયા કરી જાવ. દૂધે ધોઇને તમારા રૂપિયા આપીશ. આટલું મારૂં માનો.' પાનાચંદે કહ્યું.

'કેટલા દિ?'

'ત્રણ ચાર મહિના.'

'વા શેઠ વા, એક મહિનાનો વાયદો અને ચાર મહિનાની મુદત! છોકરાં સમજાવો છો? ઘર ગીરો મેલ્યું ત્યારે તો લગન ઉકેલ્યાં. હવે ચાર મહિનામાં પાંચસો કાઢશો કયાંથી? કોઇ ઝાડ બાડ છે તે ખેરવશો? જુઓ આ તમને કીધું; જો એક મહિનામાં રૂપિયા નથી આવ્યા તો દુર્ગા ઉપર બીજી લાવીને બેસારીશ. ઘેલાભાઇના છોકરા ઉપર તો હજુ સત્તર જણા ટાંપી રહ્યા છે. વારે નહિ લાગે.'

બહાર ઊભેલો જમન આ સાંભળીને ચમકયો. રૂપિયાની વાત શી અને વાયદો શેનો? કૌરવપાંડવની કથા જેવો આ બધો સંવાદ શો?

પાનાચંદ ઊભા થયા. ભિક્ષુક વદને એ બોલ્યા: 'જરા દુર્ગાને બોલાવો તો!'

'પહેલા પૈસા લાવો, પછી દુર્ગાને મળો. તમે તમારો રાહ લીધો તો પછી અમે પણ અમારૂં ધાર્યું કરીશું.'

'ઘેલાભાઇ' પાનાચંદે ગળગળા અવાજે કહ્યું, 'તમે પણ દીકરીના બાપ છો. મારૂં દિલ તો જરા વાંચો! હું કોઇ લબાડ નથી કે તમારા પૈસા ડુબાડીશ. જીવીશ તો ઇજ્જતની જિન્દગી અને મરીશ પણ ઇજ્જતથી. કોઇનાં કડવાં વેણ હજી સુધી

મેં સાંખ્યાં નથી. આજ હું એક દીકરીનો બાપ, તમારી પાસે પાઘડી ઉતારૂં છું. જરા મારી દુર્ગાને હાક મારો તો!'

પાનાચંદે પાઘડી ઉતારી ઘેલાભાઇ પાસે મૂકી દીધી. દુર્વાસા મુનિ જેવા ધુવાંપુવાં થએલા ઘેલાભાઇએ પાઘડી ઊંચકી પાનાચંદ ઉપર ફેંકી: 'આ બધાં નખરાં મારી પાસે નહિ ચાલે. પોચા બનીએ તો તો તમારા જેવા કોઇક બનાવી જાય. રૂપિયા લઇને આવજો. બીજી વાત પછી કરશું.'

પાનાચંદે ચુંથાઇ ગએલી પાઘડી બગલમાં દાબી. 'જાઉં છું,' એણે ધીમેથી કહ્યું. જવાબમાં ઘેલાભાઇ ક્રોધ અને કટાક્ષ મિશ્રિત નજર એમની ઉપર ફેંકી 'આવજો' કહેતા અંદરના ઓરડામાં ચાલ્યા ગયા.

આમાં હવે દુર્ગાને મળી શકાશે નહિ એમ લાગવાથી બહાર ઊભેલો જમન પોતાના પિતા બહાર આવે તે પહેલાં આડે રસ્તેથી સપ્રા નદી તરફ ભાગ્યો અને ત્યાં પહોંચી પાનાચંદની રાહ જોતો શિવમંદિરના પડછાયામાં પાછો લાંબો થઇ સૂતો.

એકાદ કલાક પછી નિરાશાના ધીમા ડગ માંડતા પાનાચંદ જ્યારે એ રસ્તેથી નીકળ્યા ત્યારે જમન એમની પાસે પહોંચ્યો. 'બાપા', એણે પૂછ્યું, 'ઘેલાભાઇ આટલા તાડુકે છે શાના? આપી દેશું એમના રૂપિયા!'

પાનાચંદ ચમકયા. આ વંઠેલ છોકરે ખાનગી વહેવારની આ વાત કયાંથી સાંભળી? 'રૂપિયા શેના ને વાત શી?' પાનાચંદે કહ્યું.

'તમે હમણાં ઘેલાભાઇને ત્યાં હતા નહિ? મેં બધું સાંભળ્યું છે. પાંચસો રૂપિયા આપ્યા વના એ લોકો દુર્ગાનું મોઢુંય આપણને નહિ જોવા દેયે. આપણે ત્યાં મોકલશે નહિ, એમ જ ને?'

'એમ જ' નિશ્વાસ નાખતાં પાનાચંદે કહ્યું. 'વીવા કરતી

વખતે મારી ને એમની વચ્ચે શરત થએલી કે લગન પછી એક મહિનાની અંદર મારે એમને પાંચસો રૂપિયા આપવા...જમન !'

'બાપા !'

'તારી માને આ વાતની ખબર નો પડે હો !'

'હું કાંઇ મૂર્ખો છું ?' કહેતો જમન વધુ કંઇપણ બોલ્યા વગર ત્યાંથી ચાલતો થયો. ગામમાં જઇ બે પૈસાની બીડીઓ લઇ એ પાછો સપુરાને તીરે આવ્યો. એક ઓલાવે ને બીજી સળગાવે એ ક્રમે એણે બધી બીડીઓ એક જ બેઠકે ખલાસ કરી નાખી. રોજ દેવકોર પાસેથી બે ચાર પૈસા મળતા હોવાથી બીડીઓ ફૂંકવામાં એને બાધા નહોતી આવતી.



મુંબઇમાં દાસભાઇની દુકાને નોકરી કરતાં હરીઆની તંદુરસ્તી લથડી છે ને પગાર વધતો વધતો સાઠ રૂપિયાનો થયો છે. એમાંથી એક પાઇ પણ એ દેશમાં નથી મોકલતો. 'મુંબઇની કમાણી મુંબઇમાં સમાણી' એ કહેવત અનુસાર એના બધા પૈસા ચાનાં કોડીઆં ઢીચવામાં, પાનનાં બીડાં ચાવવામાં, સીગરેટ ફૂંકવામાં અને સીનેમા જોવામાં ખર્ચાઇ જાય છે. દેશમાંથી પાનાચંદે એને કાગળ લખ્યો છે. એમાં શીખામણ દીધી છે કે, 'પૈસા બચાવી રાખજે. આ તો મુંબઇના મામલા કહેવાય; સાજા માંદા પડ્યા તો કોઇ ભાવ પૂછવા યે નહિ આવે. અને જો ઠીક પ્રમાણમાં તારી પાસે જોગવાઇ થાય તો આવતી સાલ લગન ઉકેલી નાખવા છે.' હરીઆએ જેનાથી સીગરેટ સળગાવી એ જ દીવાસળીએ કાગળ બાળી નાખ્યો. એના બાપની આશા એ રીતે ઠોકરાઇ. હાંસીપાત્ર બની અંતે રાખ થઇ હવામાં ઊડી ગઇ.

દેવકોર હવે થોડા દિવસની જ મહેમાન છે. 'મુંબઇ હરીઆને કાગળ લખો કે અહીં આવી જાય. હવે હું નહિ બચું.' એક દિવસ એણે પોતાના પતિને કહ્યું. 'અને દુર્ગાને યે બોલાવી

લ્યો. બધાને પથારી કરતા બેસાડું ને પછી મરું. અને બોલો જમનીઓ આજે ય નો આવ્યો ને? ત્રણત્રણ દિ'થી ઘરમાં ટાંટિયો ય મૂકયો નથી એણે. રોયો કોણ જાણે કયાં ભટકે છે? કોઈને મોકલી નદીએ ખબર તો કઢાવો!'

'ખબર તો કયારની કઢાવી. ત્રણ દિ'થી કોઈએ એને જોયો જ નથી. રામ જાણે કયાં પડયો હશે!'

'આવે તો એને મારી પાસે ન લાવતા. ત્રણ દા'ડા થ્યા છતાંય આવ્યો? અરે મરતી માનોય એને વિચાર આવે છે? બોલોને! ચૂપ કેમ બેઠા છો? હું તો હવે માગું છું કે આ દેહ એનું મોઢું ય હું મારી આંખે ન ભાળું. જાણીશ કે એક જીવ નહોતો જણ્યો!' અને દેવકોર રોઈ પડી પાનાચંદને બહાર જતો જોઈ એ બોલી 'દુર્ગાને ત્યાં આજ કેવડાવી દેશોને?'

પાનાચંદના પગ થંભી ગયા. ચોંટી રહ્યા. મરતી માનું મોં જોવાય દુર્ગા નહિ આવી શકે! પોતે કોલકરારની એક એવી સાંકળમાં એને બાંધી આવ્યો છે કે એનાથી જરાય નહિ ચસકાય. સિવાય કે ઘેલાભાઈના હૃદયે રામ વસે. પણ એ અસંભવિત છે. એક રસ્તો છે. પાંચસો આપીને પેલી સાંકળ તોડવાનો. પણ રૂપીઆ લાવવા કયાંથી? બંધાયું ત્યારે બારસોનું બનેલું પોતાનું એકઢાળિયું મકાન દુર્ગાના લગ્ન વખતે નવસોમાં તો દાસભાઈને ત્યાં ગીરો મૂકાયું છે. હવે એનો એક પૈસોય વધારે ઊપજે એમ નથી. ત્યારે?

'શું વિચાર કરો છો?' દેવકોરે પૂછ્યું.

વિચારના વંટોળીએ ચડેલા પાનાચંદને એ ન સૂઝયું કે શો જવાબ આપવો થોડીવાર પછી 'હા, હા, સંદેશો મોકલી દેશું' કહી એ ગુન્હેગારની જેમ ત્યાંથી જતા રહ્યા.

પાંચ દિવસ વીતી ગયા. આજે થઈ ફાગણ શુદ ત્રીજ. હરીઆને બે કાગળો અને ત્રણ ત્રણ તાર મૂકાયા છે પણ એના

તરફથી કોઇ જવાબ નથી. કોણ જાણે શાથી, પણ દેવકોરની આ માંદગીએ એની આંખનું તેજ સંપૂર્ણ હરી લીધું છે. હવે એને જરાય સૂઝતું નથી. તાવના ઘેનમાં ને ઘેનમાં વારંવાર જાગી ઊઠી પથારી પાસે બેઠેલા પાનાચંદને પૂછે છે: 'હરીઓ આવ્યો?'

પાનાચંદ આડીઅવળી વાત કાઢી ગોળગોળ જવાબ આપે છે. દેવકોરની આંખમાં ઝપકી આવે છે ને એ પાછી નીંદરમાં પડે છે.

આખી રાતનો ઉજાગરો કરવાથી પરોઢીએ પાનાચંદને ઝોકું આવે છે પણ દેવકોરનો પ્રશ્ન એમને જાગ્રત કરે છે: 'દુર્ગા આવી?'

પાંચ પાંચ દિવસથી એક યા બીજું બહાનું શોધી કાઢતા પાનાચંદને હવે કંઇપણ સૂઝતું નથી. જાણે પ્રશ્ન સાંભળ્યો જ ન હોય એમ એ ઉભા થઇ બહાર જાય છે અને ડેલીનું બારણું ઉઘાડે છે. એ ફળીઆમાં જવા જાય છે ત્યાં એમની નજર એક દીવાલને અઢેલીને સુઇ ગએલા જમન ઉપર પડે છે. એમણે જમનને ઢંઢોળી જાગ્રત કર્યો: 'એલા અહીં ક્યારનો સૂતો છે?'

'રાતના અગ્યાર વાગ્યાનો' જમને કહ્યું. એના વાળ મેલા અને બરછટ બની ગએલા છે. કપડાં ઠેકઠેકાણેથી ઉઝરડાઇ ફાટી ગયાં છે. પગમાં થાક, આંખમાં ઊંઘ અને દિલમાં દર્દ ઠાંસી ઠાંસીને ભર્યાં હોય એવો એ ત્યાં બેઠો છે. 'ડેલી બંધ હતી એટલે રાતના ઉઘડાવી નહિ. સાંભળ્યું છે કે બા બહુ જ માંદી છે.'

'માંદીની તો ક્યાં વાત! મરવા પડી છે મરવા. હાલ્ય હવે ઘરમાં.'

જમન ઊભો થયો. 'મોટાભાઇ મુંબઇથી નો આવ્યા?' એણે પૂછ્યું.

'જહન્નમમાં ગયો તારો મોટોભાઇ - સા...ને ત્રણ ત્રણ

તાર કર્યા પણ જવાબ સરખો ય નથી. મારા બેટા કોઇ સીધા ન પાકયા. તારી મા તો 'હરીઆ હરીઆ' કરતી રાતે ઊંઘતી પણ નથી. એની આંખો તો ગઇ; હવે જીવ પણ જવાને ઝાઝી વાર નથી.'

'શું બાને જરાય દેખાતું નથી?' જમને પૂછ્યું. બાપની વાત સાંભળીને નરમ બનેલી તેની આંખમાં આ પૂછતાં પૂછતાં એક જાતની ચમક આવી.

'ના, જરાય નહિ. પણ આટલા દિવસ તું ગયો'તો ક્યાં?'

'બાપુ, એક વાત કહું? બા કોઇને જોઇ શકતાં નથી ખરું ને?'

'હં તે?'

'તો હું હરીઓ બની જાઉં? હરીભાઇને ઝંખતી બાને એટલી તો શાંતિ થાય કે આખરે હરીભાઇ આવ્યા ખરા!'

પાનાચંદ જમનની વાત સાંભળી રહ્યા, એનું કહેવું એને ઠીક લાગ્યું...પણ જો દેવકોર વાત જાણી જાય તો? એણે એ શંકા જમનને કહી.

'અરે, ખબર નો પડવા દઉં. એ કળામાં જમન હુશિયાર છે, બાપા!'

'તો ભલે, હરીઓ આવે એમ લાગતું નથી અને દુર્ગાને લાવી શકીએ એમ નથી. પણ જોજે તારી માને શેનોય અણસાર નો પડે હો!'

અને પછી જમને હરીઆનો વેશ ભજવવા માંડયો. માંદી માની પથારી પાસે બેસી એને કપાળે મૃદુતાથી હાથ ફેરવતાં અવાજ બદલી એણે કહ્યું, 'બા, મુંબઇથી હું આવી પોંચ્યો છું.'

'કોણ હરીઓ?' કહેતી દેવકોર આંધળી આંખે રોઇ પડી. 'આવ્યો, ગગા! શરીર તો સારું છે ને માડી?'

'હા બા.'

'પણ તારો સાદ કેમ ભારે લાગે છે?'

'એ તો મા, મુંબઈનું પાણી. શરદી તો હાલતાંચાલતાં થાય.'

પાનાચંદ માતા અને પુત્રનો આ તમાશો ડંખતા દિલે જોઈ રહ્યા. અરે મરતા મનુષ્ય પાસે આ છળકપટ શાને? તો પછી શું હરીઆને મળ્યાનો આનંદ, સાચી વાત પ્રગટ કરી, દેવકોર પાસેથી છીનવી લેવો? ના...ના. હરીઆમાં રહેલી એની શ્રધ્ધા ભલે એમની એમ રહે. નાટક ભલે ભજવાયે જાય. પ્રભુ કંઈ આંધળો નથી કે કેવા સંજોગોમાં આ બધું થાય છે એ ન જોઈ શકે.

અને બીજા બે દિવસ સુધી એ નાટક સંપૂર્ણ સફળતાથી ભજવાયે ગયું. વચમાં એકવાર સપુરા નદીને કાંઠેના શિવમંદિરમાં જઈ જમન પત્થરની પેલી મૂર્તિને કહી આવ્યો કે 'અધમ છું...પાપી છું, હજાર ગુના કર્યા છે; પણ મારો આ છેલ્લો ગુનો માફ કરી દેજે, ભોળાનાથ!'

એ બે દિવસમાં કેટલીયે વાર દેવકોરે દુર્ગાને સંભારી. દુર્ગાનો નામ–પોકાર ચોવીસે કલાક પાનાચંદને મગજમાં ઘણની પેઠે ગાજ્યા કર્યો. બસ હવે દુર્ગા આવી જાય તો સાગર પાર ઊતરી ગયા...પણ?

'હરીઆ' દેવકોર બોલી, 'ઓલો જર્મનિયો આવે ને, તો એને કહેજે કે તારી મા તારા નામનું નાહીને પછી મરી છે... એટલું કહી દેજે એને'

હરીઆનો નામધારી જમન ડળક ડળક રડી પડયો. એનાં આંસુ દેવકોરની રજાઈનું રૂ ચુસી ગયું.

બીજા ચોવીસ કલાકમાં દેવકોરને બે વાર ઝોળા આવી ગયા, પણ જિંદગીની દીપકવાટ હજી બાકી હશે તે પાછી એ ભાનમાં આવી. ભાનમાં આવતાં આમ તેમ મોં ફેરવે ને પછી કહે, 'હજી યે દુર્ગા ન આવી?'

સૌ સ્તબ્ધ બેસી રહેતાં. કોઈ જવાબ આપવાની હિંમત

ન કરતું. જ્યારે જ્યારે દુર્ગાનું નામ આવતું ત્યારે ત્યારે આવતાં આંસુને ખાળવા જમન પાણીથી મોં ધોઇ નાખતો.

રાતના બાર વાગ્યા હશે. દેવકોર ઊંઘમાં ને ઊંઘમાં દુર્ગાને પોકારતી હતી. જમન આડે પડખે પડયો પડયો બધું સાંભળતો હતો. એના મનમાં મંથન મચ્યું. ઘેલાભાઈ કોણ કે દુર્ગાને રોકે? અરે ઘેલાભાઇ કોણ કે માના અંત વખતે દીકરીના મિલનમાં બાધા નાખે? અને જો દુર્ગાને બળજબરીથી લઇ આવીએ તો ઘેલાભાઇ પેલી ખાનગી વાત પ્રગટ કરી પોતાના પિતાની ઇજ્જત ઉપર કલંક ચોંટાડશે એ જ ને? ભલે ચોંટાડે! દીકરાના રૂપિયા ઉપજાવનાર એ શાહુકાર કયાંના? એ લોકો દુર્ગાને પાછી નહિ રાખે તો પોતાની બહેનને જિંદગીભર રોટલો ખવડાવવાની તાકાત પોતામાં આવી જશે. જમન હવે રખડુ મટી ગયો છે. ગામ વગોવે તો ભલે વગોવે. ગામ તો ગાંડું છે; એ કાંઈ અમારા દુ:ખમાં ભાગ લેવા નથી આવતું. ઘેલાભાઇ અઢી પગલાં ચાલશે તો અમે પણ કંઇ કમ નથી. ભલે ગમે તે થઇ જાય, પણ દુર્ગાને તો લાવવી...

અને એ હળવેકથી પથારીમાંથી ઊઠયો. ઓરડા બહાર નીકળી ડેલીનો આગળીઓ આસ્તેથી ઉઘાડી ફળીઆમાં આવ્યો. બારણું ઠાલી વાસી દીધું અને ટમટમતા તારાઓને અજવાળે એણે ગુંદાળાની સડક પર સુસવાટો કર્યો.

પરોઢિયે સાડા ત્રણે કુકડાએ જ્યારે બાંગ દીધી ત્યારે જમન ઘેલાભાઇના મકાન પાસે પહોંચ્યો.

એ તો રૂઢિ છે કે શું શિયાળો કે શું ઉનાળો, પણ ઘરની વહુએ વહેલા ઊઠીને કામે વળગવું જ જોઇએ; છાણ વાસીદાં કરવાં જોઇએ; પાણી પણ ભરી આવવું જોઇએ. દુર્ગા દાતણ કરતી હતી ત્યાં જમન ગયો.

'અરે! અત્યારના?' દુર્ગાએ કંઇક આશ્ચર્યથી પૂછ્યું

'શું, બા...?'

'ના...પણ હવે વખત નથી. બા છેલ્લી ઘડી છે તને જોવા તલસી રહી છે. જીવ બે વાર બ્રહ્માંડથી પાછો ફર્યો છે. તેડવા આવ્યો છું. આવીશ?'

'શંકા છે?'

'વખતે અહીં...'

'પાછું ન અવાય એમને?.........ભાઇ તમે હજી દુર્ગાને ઓળખી નથી.'

પહેરેલે કપડે......કોઇને પણ કહ્યા વગર અત્યારે જ નીકળવાનું હોય......'

'તોપણ......' દુર્ગાએ મક્કમતાથી કહ્યું.

'તો ચાલ.'

અને બંને ભાઇ બહેન ત્યાંથી છાનાંમાનાં ગામ બહાર નીકળી ગયાં. જેવી સડક આવી કે બંને દોડી નીકળ્યાં અને સાતેક વાગતામાં તો દેવકોરની પથારી પાસે હાંફતાં હાંફતાં આવી બેસી પણ ગયાં. હાંફવાનો અવાજ સાંભળી દેવકોરે કહ્યું 'કોણ આવ્યું?'

પાનાચંદે ગળું સાફ કર્યું 'આ આપણી દુર્ગા આવી.' એમણે કહ્યું: 'જો તો......'

દેવકોરે જ્યોતિહીન આંખો દુર્ગા તરફ ફેરવી. અંતરચક્ષુથી જોતી હોય એમ એ દુર્ગા તરફ જોઇ જ રહી. 'બીજું કોણ સાથે આવ્યું બેટા?' એણે પૂછ્યું.

'આ આપણો જમન એને લઇ આવ્યો.' પાનાચંદ બોલ્યા.

દેવકોરનું મ્હોં લાલચોળ થઇ ગયું. આંખનાં બે ચાર મટકાં એણે સાર્યાં અને પછી એણે સ્મિત ફરકાવ્યું. 'આપણો જમનિયો? ક્યાં છે એ? ક્યાં ગ્યોતો આટલા દિવસ?'

'આ રીયો બા,' કહેતાં જમને એની માનો હાથ લઇ

પંપાળ્યો. 'આટલા દિવસથી તારી પાસે તો છું.'

'કોણ હરીઓ? આટલા દિવસથી તું મને બનાવતો રહ્યો ને લુચ્ચા! એમ ત્યારે હરીઓ ન આવ્યો. નહિ?... હશે જમન, બેટા! થોડું પાણી તો લાવ્ય!' જમને પ્યાલામાંથી બે ચાર ટીપાં દેવકોરના મોંમાં નાખ્યાં. બે પડખે બેઠેલા જમન અને દુર્ગાના હાથમાં પોતાનો એક એક હાથ મૂકી દેવકોરે છેલ્લી નીંદર તાણી.

કંઈપણ ખબર આપ્યા સિવાય અગીઆર વાગ્યાની લોકલમાં આવેલો હરીઓ ગાડામાં બેસી જ્યારે ઘેર આવતો હતો ત્યારે એક ગલીમાં એને એની માની ઠાઠડી સામી મળી.



## બરફ

ચારે તરફ ખેતરોમાં અનાજ હીલોળા લઈ રહ્યું છે. વાવેલાં ખેતરો પડતર જમીન તરફ હસી રહ્યાં છે. કંઈક ઠેકાણે અનાજ લણાઈને ભારારૂપે ખેતરોમાં પડ્યું છે, ક્યાંક લણાઈ રહ્યું છે; થોડેક ઠેકાણેથી તો લણાઈને લઈ જવામાં પણ આવ્યું છે. ખુલ્લાં ખેતરોમાંથી જતા પગરસ્તા ઉપર અનાજથી ભરેલાં બે ગાડાં કકડાટી બોલાવતાં દૂર દૂર ડોકિયું કરતાં ગામ તરફ જઈ રહ્યાં છે.

આવાં આવાં દૃશ્ય જોતી કાઠીઆવાડ એકસપ્રેસ (કહેવામાં એક્સપ્રેસ પણ ખરી રીતે જોતાં લોકલ) દરેક સ્ટેશને ઊભી રહેતી આગળ વધી રહી છે. સૂકી જમીન ઉપર સૂર્ય અગ્નિ વરસાવી રહ્યો છે. પૅસેંજરો બારીની બહાર ડોકાતાં બંધ થયાં છે. એમનાં શરીર પસીનાથી લદબદે છે.

'ઓ...હો...હો...હો...કાંઈ લૂ વાય સે ચ્!' કહેવાની જરૂર ન છતાં એક જણથી બોલી જવાય છે.

એની બાજુમાં બેઠેલા માણસના વાળ ધોળા, ચામડી કરચલીયાળી અને મોંના થોડાક દાંત ખૂટતા છે. વયે પાકટ

હોય એવો એમનો દેખાવ છે ને અનુભવે પણ પાકટ હોય એમ એની વાણી કહી રહી છે. 'હોય બાપલા,' એ અનુભવી બોલે છે, 'ઇ તો રતનાં કામ રત કરે જ ના! ગરમી ઇ તો ખોરાક સૌ: તમારો મારો, અનાજનો ને હઉનો. એ ઇનાં વગર્ય તો આપણે હંધાય કરમાઇ જાયીં કરમાઇ.'

મુસાફરોની હાડમારીઓની દરકાર કર્યા સિવાય એકસપ્રેસ માતેલી ગતિથી 'છક...છું, છક...છું' કરતી દોડયે જાય છે. રસ્તામાં હાથલા થોરના ઝુંડ ઠેકઠેકાણે દાયરો જમાવી બેઠેલા છે. ભેંસો ને ગાયોનું એક ધણ ચરી રહ્યું છે. તેનો ગોવાળ એ ટોળા ઉપર નજર રાખવાને બદલે વડલાની છાયામાં લાંબો થઈને સૂઇ ગયો છે. વડલાની વડવાઇએ એક છોકરો હીંચકી રહ્યો છે તે ગોવાળનો જ હશે એમ લાગે છે. ટ્રેનના પાટા પાસે ચરતી એક ગાય ટ્રેનનો ખડખડાટ સાંભળી, કાન ઊંચા કરી, પૂછડું હવામાં અદ્ધર ઉલાળતી, ભાંભરતી ધણ તરફ દોડી જાય છે.

ટ્રેન આગળ વધતી જાય છે તેમતેમ એ દૃશ્ય ગોળ ગોળ ફરતું નજર બહાર જતું રહે છે. હવે કંઇક બીજું જ દેખાય છે. અનાજ કાપી લીધા પછી રહેલા ખૂંપરામાંથી અને ખેતરના ડોલતા ઘઉંની બાજુમાંથી ગાડાંઓની એક હારકતાર જઇ રહી છે. ગાડાખેડુઓના દરેકના ચહેરા શ્યામ છે, ગરમી સહન કરવાનું જાણે કેમ વ્યસન થઇ ગયું હોય તેમ એ લોકો તપતા સૂર્યની દરકાર કર્યા વગર દુહા લલકારતા ચાલ્યા જાય છે.

ટ્રેન હડસેલા ખાતી નવપુર, હાથલીઆ, બાંટેસર વગેરે નાનાં સ્ટેશનો વટાવી આગળ જઇ રહી છે. જે છેલ્લા સ્ટેશનેથી એ ઉપડી એનું નામ જાંબલીઆળા. જ્યારથી આ સ્ટેશનો બંધાયાં ત્યારથી અત્યાર સુધીમાં કોઇ પૅસેંજર ત્યાં ઊતર્યું કે ચઢ્યું હોય તેવું એકસપ્રેસના ગાર્ડને માલૂમ નથી. સ્ટેશનથી ચારચાર, પાંચપાંચ ગાઉને છેટે વસેલાં એ ગામડાં ખોબા ખોબા

જેટલાં લાગે છે.

એકાદ બે ઝાડ અને ત્યાં આગળ બાંધેલું એક છાપરું. છાપરાની નીચે બે બાજુ બે ઓરડીઓ અને વચ્ચે લાકડાના બપાટીઆનો ઝાંપો. અહીં આવીને ટ્રેન ઊભી. એક ઓરડીમાંથી નીકળી એક બાઘડ જેવો માણસ, જરા યે ફીટ થતાં ન હોય એવાં કોટ પાટલુનમાં સજ્જ થઇ, રૂઆબ જમાવવાનો પ્રયત્ન કરતો, પાટલુનના ખિસ્સામાં હાથ નાખતો 'પ્લૅટફૉર્મ' પર આવ્યો. 'પ્લૅટફૉર્મ' એટલે ટ્રેન જેટલી લંબાઇની ઝાંખરાં વગેરે કાઢી નાખી સાફ કરવામાં આવેલી જમીન; ધૂળથી ભરેલી ને કાંકરે મઢેલી. એ માણસના માથે છીંકણી રંગની, તેલથી ને મેલથી ખરડાએલી એક પાઘડી શોભી રહી છે. બીજો એક કાગળીઆમાં માથું ઢાંકેલો દુબળો માણસ 'ખોં...ખોં' કરતો સા'બથી થોડે છેટે આવીને ઊભો. ક્ષયથી ગળી ગયું હોય એવા શરીરે રોજની ટેવ પ્રમાણે એ ખોખલો બે હાથથી મોં પાસે લાઉડસ્પીકર જેવો આકાર બનાવી, હતું તેટલું જોર કરી બરાડયોઃ 'એ ગુંદાળું... ઉં...(ખોં...ખોં...) ગુંદાળું...(ખોં...) ટેસન...(ખોં...) તૈણ...મીલ...ટ!'

સ્ટેશનના નામનું પાટિયું તો હતું, પણ તાપમાં પતરીઓ બળીને નામ ઉખડી ગયું હતું. પાટિયું નવું હોય તો ય વાંચે કોણ? અભણ 'ગામડીઆઉં?' એટલે રેલવે સત્તાવાળાઓએ આ બૂમ પાડવાની પદ્ધતિ અખત્યાર કરી છે. ત્રણને બદલે 'ઘોરણસર' ટ્રેન દસ મિનિટ ઊભી રહી. ન તો કોઇ ચઢયું કે ઊતર્યું. સ્ટેશન માસ્તર સોડાલેમનવાળા ડબ્બા પાસે જઇ બરફનું પાણી 'મફત' પી આવ્યા.

કયાંકથી ઘંટનો આવાજ થયો. પહેલાં ટ્રેન ઉપડી ને પછી ગાર્ડની સીટી સંભળાઇ! માસ્તર પાછા ઓરડીમાં પેસી ગયા અને પેલો દુબળો પાતળો માણસ 'ખોં–ખોં'ની ધૂન જમાવતો

'સા'બ'ની પાછળ ચાલ્યો.

ખટ ખટ...ખટાક! ટ્રેન ગતિમાં આવી દોડવા મંડી છે. પાછા ચાલો જરા બારીમાંથી બહાર નજર કરીએ. ખેતર જ નજરે પડે છે. વચ્ચે એક કૂવો લાગે છે. કૂવાની બાજુમાં ઝાડ છે. રાયણનું હશે એમ એના દેખાવ ઉપરથી અનુમાન કરી લઇએ. ઝાડની નીચે બે બળદો નિદ્રા લે છે, એક વાછરડું આમથી તેમ ઘાસ ચાવતું ફર્યા કરે છે...જુઓ હવે સામેના બીજા ઝાડ તરફ. ખેડૂત જમી રહ્યો લાગે છે. બપોરનું 'ભાત' હશે. 'ધણુ...ધણુ' અવાજ થાય છે ટ્રેન ગરનાળા ઉપરથી પસાર થઇ રહી છે, પુલની નીચેના ધૂળવાળા રસ્તામાંથી એક ગાડું ધીમું ધીમું જઇ રહ્યું છે અને એની પાછળ એક નાનો 'ગર્દભસ્વાર' પણ જઇ રહ્યો છે.

હવે ગાડી આગળ વધી ગઇ છે. 'ખડાંગ' કરતા ડબ્બા અથડાય છે. ટ્રેનની ગતિ નરમ પડે છે ને માંડમાંડ ચાલી શકતી હોય એમ બસોએક વાર દૂર જઇને 'કીચુડ, કીચુડ' કરતી ધીમે ધીમે ઊભી રહી જાય છે. આ પણ અગાઉના જેવું જ બીજું સ્ટેશન. એ જ ઢબનું. એ જ જાતનું 'પ્લૅટફૉર્મ' અને એવાજ બાઘડ જેવા સ્ટેશન માસ્તર. અરે, પણ આ તગડો ઇન્સાન કોણ છે? ઓળખ્યો ઓળખ્યો. એ તો લાગે છે 'સાબ,' નો હાથ નીચેનો માણસ. જોજો, હમણાં બૂમ પાડશે.

'એ...ય...ધરમપુર ઇસટેસ...ણ દસ મીલ...ટ.' ટ્રેનમાંથી ગામ દેખાતું નથી. આઠ ગાઉ દૂર આવેલા પહાડની પાછળ ધરમપુર સોડ તાણી સૂતું છે, એમ જાણનારા કહે છે. મટોડીથી ચણેલાં ઘણાં ઝૂંપડાં, ઇંટોથી ચણેલાં થોડાંક મકાન ને વિલાયતી નળીઆંવાળી એકાદ 'હવેલી' ગામનો અસબાબ છે. કહે છે કે બધાં ગામોમાં ધરમપુરની આબાદી સારી છે. એની નેવું ઓરડાંની વસતિમાં કોઇનીય આંતરડી કણસતી હોય એમ કયા-

રેય કહેવાતું નથી.

'સા'બ' અને તેનો એસિસ્ટન્ટ, એક કૂતરૂં ને ત્રણ નાગાં છોકરાં, ધૂમાડાના ગોટા કાઢતું એન્જીન અને પસીને ભીંજએલા ઉતારૂઓ: બધાંય મૂંગાં છે. ટ્રેનમાં સોડા લેમનવાળાનું જે ખાનું છે તેમાંથી એક માણસ બહાર નીકળી, ડબ્બાઓ આગળ 'સોડાલેમન–બરફ'ની બૂમ પાડતો જાય છે.

'હવે જા…જા!' એક વૃદ્ધ કણબી બરાડી ઊઠે છે. 'મારા બેટા એક ગલાસ હવાદ વગરનું પાણી દીયે ને કીયે 'લીયો આ સોડા' અને ફદીઆ લઇ મૂકે આઠ.'

દસ મિનિટ થઇ ને 'વગર ધોરણસર' ગાર્ડની સીસોટી ગાજી. પણ ઓતરાદી દિશાએ આ આંધી શાની ઊઠી છે? ધૂળના ગોટા વચ્ચેથી આ દેકારો કોના કાને અથડાય છે? સ્ટેશન માસ્તરે આંખ ઉપર હાથની છાજલી બનાવીને ઊંચા થઇને જોયું.

'એલા ખોભરજો.' એણે બૂમ પાડી. 'ગામમાંથી કોઇ માણસ આવતું જણાય છે, અસવાર લાગે છે.'

ટ્રેન હજી તો ચાલુ જ થઇ'તી, ત્યાં ફરીથી ગાર્ડની સીસોટી ગાજી અને 'ધડાંગ' કરતીક ને ટ્રેન 'ધોરણસર' પાછી ઉભી રહી ગઇ.

ઘોડાનાં ડાબલાંનો અવાજ હવે ચોકખો સંભળાય છે. ઘોડો ને 'અસવાર' હવે સ્પષ્ટપણે દેખાય છે. બે મિનિટ પણ નહોતી થઇ ત્યાં એ 'અસવાર' સીધો 'પ્લૅટફૉર્મ' પર આવ્યો, એક કૂદકે ઘોડેથી ઊતરી, પસીનાથી રેબઝેબ બનેલો એ ડબ્બા તપાસતો તપાસતો સોડા–લેમનના ડબ્બા પાસે અટકયો. સ્ટેશન માસ્તરે એને ઓળખ્યો.

'એલા આ તો દેવુભાનો કરસનીઓ. શું કરવા આવ્યો છે?' એ હર્ષથી પોકારી ઊઠયા. પણ દેવુભાના કરસનને કંઇ પણ સાંભળવાની ફુરસદ નહોતી.

'બાપુ!' એણે કપાળેથી આંગળી વતી પસીનો નીતારતાં

સોડા–લેમનવાળા લલ્લુને પૂછ્યું, 'બરફ સે તારી પાંહે ?'

માસ્તર ને લલ્લુ, થોડાક મુસાફરો અને ગાર્ડ (જે આ વખત સુધીમાં ત્યાં આવી ગયો હતો) આશ્ચર્યથી જાડા પાણકોરાનું બનાવેલું કેડિયું અને સુથણું પહેરેલા કરસન તરફ જોઇ રહ્યા. એણે માથે ફાળિયું વીંટાળ્યું હતું ને મૂછનો દોરો ફૂટયા કરતાં ફૂટું ફૂટું થઇ રહ્યો હતો એમ કહેવું વધારે સાચું લાગશે. ગાડીથી એ જરા છેટે ઊભો હતો. આઠ આઠ ગાઉથી આ ધીખતા અગ્નિમાં બરફ લેવા આવનાર કરસનની બુદ્ધિમાં બગાડ તો નથી પેઠોને ? એમ લોકો વિચારતા હતા.

'સા...બેવકૂફ લાગે છે જો, ત્યાંથી હ્યાં લગીન આવા તડકામાં બરફ લેવા આઇવો છ.' ગાર્ડ માસ્તર મગનભાઇ બોલી ઊઠયા. એમની જાત એમની વાતમાં તરી આવતી હતી.

'બરફ ? હોવે...છે સ્તો.' લલ્લુએ કહ્યું. 'બરફ વગર કેમ ચાલે? જોઇએ એટલો છે.'

'તો, એકાદ ગાંગડો દેહો બાપુ ? મારા આતા ઇના વગર મરી નથી હકતા. આજ સસ્યાર દીથા ઈ તાવમાં બફાય સે. કીયે સે, 'કરહનીયા થોડો બરફ માથે સોપડય તો હું હખેથી મરૂં. મોંમાં દેતવા બળે સે તી એકાદ ગાંગડી બરફની લૈ આવ્ય બાપ!' સાર દી તો સલાવ્યે રાખ્યું, પણ આજ હમણાં બળદેવ ઠાકરે કીધું 'એલા કરહન, તારો આતો સેલ્લી ઘડી સે. મરતાનું વેણ ઉથાપીસ માં.'

બધા એકચિત્ત સાંભળી રહ્યા છે. શાથી બધા શાંત છે? નથી એ વાણીમાં મિઠાશ કે નથી એના બોલનારમાં હોંશ.

'મેં કીધું,' કરસને આગળ ચલાવ્યું, 'પણ ઠાકર, બરફ લાવ્વો ક્યાંથી ? સે'રમાં જાઇં તો મળે પણ સે'ર રીયું તરીહ ગાઉ સેટું.' તયેં ઇ કીયે, 'એલા, આને ઇશટેશણે–ગાડીનો વખત થીયો સે ન્યાં 'ટેન'માં બરફ રીયે સે તી દેહે તને' આ ઇ માટે હું આંઇ

આવ્યો છું. દેહો બાપા એકાદ ગાંગડો બરફનો?'

ગાર્ડ મગનભાઈએ ઉચ્ચારેલાં વેણ હવે એમને જ ડંખવા લાગ્યાં. જરાય આડંબર કે જરાય પીંજણ વગરની અંતરના ઊંડાણમાંથી બોલાએલી આ વાણી એમની આંખોને ભીંજવી ગઈ.

'આપ લલ્લુ, બરફનું એક ગચ્ચું ભાઈને આપ.' લલ્લુને કહેતા તે ગાર્ડના ડબ્બા તરફ ચાલ્યા.

અને જતાંજતા બોલ્યા: 'પૈસા ન લેતો, હું આપીશ.'

લલ્લુએ પાંચેક રતલનો બરફનો ટુકડો વહેરની અંદર. બરાબર મૂકી, કાગળ વડે લપેટી કરસનને આપ્યો.

'મોટો પાડ થયો બાપ.' એણે કહ્યું. આંખમાંથી પડું પડું થઈ રહેલું એક બિન્દુ ગાલ ઉપરથી સરકી પસીના ભેગું મળી ગયું. કેટલા દઉં?' એણે પૈસા કાઢવા માંડ્યા.

ને ત્રીજી વાર સીટી ગાજી. ઉતારૂઓ ઝડપથી ડબ્બામાં ચડી ગયા. ટ્રેન આંચકા સાથે ઉપડી. કરસન લલ્લુની વધારે નજદીક ગયો ને ડબ્બાની સાથે સાથે ચાલવા લાગ્યો: 'કેટલાં કાવડીયાં થયાં?' એણે ફરીથી પૂછ્યું.

'પૈસા નથી જોઈતા પટલ, હવે ઝટ ગામમાં જાઓ નહિ તો બરફ ઓગળી જશે.' લલ્લુએ બારીમાંથી ડોકું બહાર કાઢી કહ્યું.

કરસન ઉભો રહી ગયો—પાષાણવત્, એની આંખો ચાલતી ટ્રેનની બારીમાં દેખાતા લલ્લુના મોં ઉપર આશીર્વાદ વર્ષાવતી ચોંટી રહી. એના હાથ 'કેટલા થયા'ની પ્રશ્નાર્થસૂચક મુદ્રામાં સ્થિર હતા.

ટ્રેન જ્યારે દૂર નીકળી ગઈ ત્યારે કરસને ઘોડો પલાણ્યો. એક હાથમાં બરફનો ટુકડો ને બીજા હાથમાં લગામ પકડી, એડી લગાવી, એણે ઘોડાને તગડી મૂક્યો. પ્લેટફોર્મ પર ઊભેલા ઓળખીતા સ્ટેશન માસ્તરની એક વધુ પ્રશ્ન પૂછવાની ઉત્સુકતાનું

એમના જ હૃદયમાં દફન કરી, રસ્તે જતાં ઓળખાણવાળા ઇસમોના સવાલના જવાબ ગળી જતો, ખેતરમાં બેસી ચલમ પીતા રામજી આતાના આમંત્રણને અવગણતો, પસીનાથી નીતરતો, ધૂળથી ખરડાતો કરસન અરધા કલાકે ગામમાં પહોંચ્યો. ડેલીએ ઊતરી ઘોડાને ખીલે બાંધી, બરફ લઇ એ જેવો ઘરમાં પેસવા જતો'તો ત્યાંજ બળદેવ ઠાકર ચહેરા ઉપર દિલગીરી ને આંખમાં પાણી ભરીને સામે આવ્યા.

'કરસન, આ દુનિયાનાં દખ દેવુભાથી ઝાઝી વાર નો ઝીલી હકાયાં. પાંસ મીલટ મોર્ય જ એણે ગામતરાં કર્યાં. હરી બાપ.' ઠાકર ગદગદિત કંઠે બોલ્યા, 'મારા વા'લાને રૂડું લાગ્યું ઇ ખરું.'

કરસનની આંખમાંથી ધાર વછૂટી. 'કાંઇ કે'તાતા?' એણે પૂછ્યું.

'કાંઇ નઇં. પણ મરતાં પે'લાં તાવની ગરમીમાં બબડતા'તા કે 'હાશ, બરફ કેવો ટાઢો લાગે સે—મારો કરહન ઠેઠ સ્ટેશને લેવા ગ્યો'તો—કેવો ટાઢો લાગે સે આ બરફ' આટલું જ કેતા'તા.'

'ઠાકર, ઘોડાને નીરણ નાખજો. બસ્યારો બઉ થાક્યો સે' એમ કહી કરસન, હાથમાં ઓગળીને નાનો બની ગએલો બરફનો ટુકડો લઇ અંદર ઘરમાં ગયો. ઓરડામાં એક બાજુ પડેલા એના પિતાના શબ પાસે એ ગોઠણભર બેસી ગયો. બરફના ટુકડાને સાફ કરી પહેલાં એણે એને કપાળે લગાડ્યો ને પછી એક ઝીણી કટકી કરી શબના મોંમાં મૂકી.

'આતા' શબના મોઢે હાથ ફેરવતાં એ બોલ્યો, 'બરફ લૈ આવ્યો સું—લાગે સે ને ટાઢો!'

જેવો બરફ ઠંડો હતો તેવુંજ દેવુભાનું શરીર ઠંડુ હતું. દેવુભાએ જવાબ ન આપ્યો. કરસને મહાપરાણે અત્યાર સુધી દાબી રાખેલાં ડૂસકાં જોર કરી ધસી આવ્યાં. 'ઠાકર!' એણે

એમ પાડી, ઠાકર દોડતા આવ્યા.

'ઠાકર.' કરસને અવાજ ધીમો કરતાં ડૂસકાં સહિત કહ્યું, 'આપણની તૈયારી કર્ય ભાઇ.'

...ને દૂર દૂર ધુમાડાના ગોટા કાઢતી કાઠીઆવાડ એકસપ્રેસ ચળકતા પાટા ઉપર એ જ માતેલી ગતિએ જઇ રહી હતી.



## છેલ્લો પાઠ

દરિયાકિનારાથી આશરે પોણોસો માઇલ દૂર, ચીનની અંદરના ભાગમાં આવેલા માયાતુન ગામમાં મકાનો ને માણસો જોતાં આપણને એમ લાગે કે દુનિયાની કંગાલિયતનું અહીં પ્રદર્શન ભરાયું છે. ટાઢે ઠુંઠવાતાં બાળકો જેમ તાપણાની આજુબાજુ સંકોડાઇને બેસે એમ માયાતુનનાં માટી અને પતરાંનાં ઝૂંપડાં અવ્યવસ્થિતરીતે ગૂંચળું વળીને અડ્ડા જમાવી બેઠાં છે. એના દેખાવમાં મિસ્કિન માનવીઓના ચહેરાઓની કારુણ્ય રેખાઓ અંકાઇ છે. ગામ પાસે આવી તમે જુઓ તો પહેલો દેખાય ભાંગી ગએલા પુરાણા ગઢનો ઢગલો. જપાનના પિશાચી આક્રમણની એ નિશાની છે. હવે આગળ વધો. ફટ, ફટ...ખોં, ખોં...અને ચરપ...ચરપ,–શાળ, માણસો અને પંખીઓના એ ત્રિવિધ અવાજ વચ્ચે ચારે તરફ નજર ફેરવો. જોયું ? દૂબળાં સ્ત્રી–પુરુષો રેશમના તાર કાઢવાના અને વણવાના કામમાં લાગી ગએલાં જણાય છે. કોશેટાનાં મરેલાં જીવડાંની એક જાતની બદબો આખા ગામ ઉપર છાઇ રહેલી છે. આ ગામનાં અર્ધનગ્ન વણકરોએ વણેલું રેશમી કાપડ, બસરા અને બાસીંલોના, મોસ્કો અને માર્સેલ્સ, સીલોન અને સાનફ્રાન્સિસ્કોનાં બજારો બીનહરીફ રીતે સર કરી રહ્યું છે.

ત્યાંથી આગળ ચાલો. એટલે સ્વાગત કરવા સામું

મળશે એક ચંડૂલખાનું. આરામથી આડા પડ્યા પડ્યા અફીણ ભરેલા હોકાઓ પીતા થોડાક વ્યસનીઓ જ અંદર દેખાય છે. આપણને એ વ્યસન સાથે બિરાદરી નથી; માટે વધો હજી આગળ. જુઓ, આ માયાત્વનનું બજાર આવ્યું. અહીં લક્ષ્મીના રણકાર નથી, ગાડીઘોડાની ધમાલ નથી, માલ વેચનાર માણસોનો શોરબકોર નથી; જાણે વેરાન પ્રદેશમાં પચ્ચીસ પચ્ચાસ હાટડીઓ ઊભી કરવામાં આવી હોય એવું એનું કલેવર જણાય છે. ડાબા હાથ તરફ જુઓ; એક ઊંચું મકાન બીજાં ઝૂંપડાંઓ તરફ અટ્ટહાસ્ય કરતું મુસ્તાક ઊભેલું જણાય છે. એ છે માયાત્વનનો રેશમ અને અફીણનો ઉદ્યોગ એકહથ્થુ સર કરી, ખુશ્કી અને તરી માર્ગે જગતભરનાં બજારોમાં વહેતો મૂકનાર ધનપતિ સીંગ-ફુની 'હવેલી.' એ જ બાજુ, પણ જરા આગળ, શેતુરનાં પંદર ઝાડને અંતરે એક ગરીબ પંતુજીની કુટિર ઊભી છે. પંતુજી મહાશય બહાર ચોગાનમાં એક ઝાડને છાંયે બેઠા છે. એમનું નામ છે તાઇ-યુમ.

એટલામાં ત્યાં આગળથી પસાર થતા બે જાપાની અમલદારો, ઝૂંપડી અને પંતુજી એ બેમાં વધારે મુફલિસ દેખાવ કોનો એના ઉપર વાર્તાલાપ કરતા અને કાંકરે મઢેલી જમીન ઉપર પડછંદ બૂટના તમાચા મારતા સીંગ-ફુની હવેલીમાં પેઠા.

પોતાના ગામને ગુલામીમાં જકડનારા પરરાષ્ટ્રના આ પ્રતિનિધિઓને પોતાના મકાનમાં દાખલ થએલા જોઇ સીંગ-ફુએ સામા જઇ એમને હસ્તે મોંએ આવકાર દીધો...પોતાનું મકાન સલામત છે, પોતાનું માથું સલામત છે, પોતાનો વેપાર સલામત છે: દેશ આઝાદ હોય કે પરાધીન એની એને પરવા નહોતી.

'પધારો...પધારો !' એણે નમન કરતાં કહ્યું.

સીંગ-ફું તમારૂં નામ ?' એમાંના અમલદારે પૂછ્યું.

'જી.'

'ગામનો વહીવટ–વેપાર તમે સંભાળો છો?'

'જી.'

'તો સાંભળી લ્યો. જાપાનના હાઇકમાન્ડનો હુકમ છે કે અહીંનો કોઇ પણ માણસ અમારી વિરૂદ્ધ ન પડવો જોઇએ.'

'જી.'

'અને જો કંઇ પણ બખેડો ઊભો થશે તો એના જોખમદાર તમે ગણાશો.'

'પણ... ...'

'......અને બીજું. કાલ આ મહિનાની છેલ્લી તારીખ છે. અહીંની શાળાના શિક્ષકને કહી દેજો કે કાલ પછી એની નોકરી પૂરી થશે. પરમ દહાડે નવો જાપાની શિક્ષક આવીને એનું સ્થાન લેશે. સમજ્યા?'

'જી.'

'...અને ગામમાં ઢેંઢેરો પીટાવી દેજો કે દરેક બાળકે શાળામાં જાપાની ભાષા ફરજિયાત શીખવી પડશે.'

'જી.' સીંગ–ફુ એકનો એક શબ્દ લવ્યો. અને રૂઆબમાં તેને એકલો મૂકી, ફરી જમીન પર બૂટના તમાચા મારતા અમલદારો ચાલ્યા ગયા.

સીંગ–ફુએ એમનો સંદેશો તાઇ–યુમને બોલાવી સંભળાવી દીધો......અને રાત પડી.

બીજા દિવસનો સૂર્ય આગની લાલી સાથે પ્રગટયો. તાઇ–યુમ ઊઠયો ત્યારે એની આંખોની આજુબાજુ કાળાં કૂંડાળાં પડી ગયાં હતાં. ગઇ કાલની રાત–ફકત એકજ રાત–એને મૃત્યુની વેદના આપીને ચાલી ગઇ હતી. રાતનો સળગ ઉજાગરો એની આંખોમાં લબકતો હતો. મનના કારમા મંથનની વેદના એના ચહેરામાં અંકાઇ ગઇ હતી. મૂગા રૂદનની ચીસ એના હૈયાના ધબકારમાં ચિત્કારતી હતી

પ્રાતઃકર્મ આટોપી એ શૂનમૂન બેસી રહ્યો. આંગણામાં ઊગેલું વૃક્ષ જ્યારે નાનો છોડવો હતું ત્યારનો એ આ ગામનાં છોકરાંને ભણાવતો આવ્યો છે. આવતી કાલથી એ ક્રમ તૂટી જશે. પોતાના એકાકી જીવતરનાં ચાળીસ વરસ એણે શાળાના આ એકઢાળિયા મકાનમાં કાઢ્યાં છે: કાળા વાળ પર ચાંદીનો ઓપ ત્યાં ચઢ્યો છે, ગુલાબી ચહેરા ઉપર વૃદ્ધત્વની રેખાઓ પણ ત્યાં જ અંકાઈ છે, અને એ એક ઢાળિયામાં જ છોકરાંઓને ભણાવતાં ભણાવતાં એની કમ્મર વાંકી વળી ગઈ છે. જિંદગીની સાંજ હવે એ ક્યાં ગુજારશે?

ચુલો સળગાવી ભોજન પકાવવાને બદલે તાઈ-ઘુમ ચોટલીની સેર ગુંથી, ચશ્માં ચઢાવતો શાળાના મકાન તરફ ચાલ્યો. એને એ પણ ભાન ન રહ્યું કે શાળાના વખતને તો હજી ત્રણ કલાકની વાર છે. શાળાના ખંડમાં પ્રવેશી એણે એક ખૂણામાં પડેલું ઝાડુ લઈ આખો ઓરડો વાળી નાખ્યો, બારીઓને સાફ કરી અને પછી પોતાની-શિક્ષકની-ચટાઈ ઉપર એ બેઠો. બગાસું ખાતા દુર્ભાગ્યના મોં જેવો ઓરડો શાંત પડ્યો હતો,—શિશુઓના સળવળાટ વગરનો. ત્યાં બેઠાંબેઠાં એણે ટગર...ટગર...ટગર ચારે તરફ જોયા કર્યું. પાછળની બાજુએ આવેલું કાળું પાટિયું, એક બાજુ લટકતો એશિયાનો ફાટેલો નકશો, ત્રણ પગવાળા જરી-પુરાણા ઢાળિયા ઉપર પડેલા ભાંગેલા ચાકના બે ચાર ટુકડા, છોકરાંઓએ ભીંતો ઉપર આલેખેલાં ગાંડાંઘેલાં ચિત્રો વગેરે જોઈ એનું મન આનંદ અનુભવવા લાગ્યું. આ ફક્ત નિશાળની મામૂલી ઓરડી જ નહોતી; એની જિંદગાનીની આરામગાહ હતી. આ ફક્ત નિશાળ જ નહોતી; એનાં સુખ-દુઃખ અને ધૂપ-છાયાની મૂક સાથીદાર હતી.

કોઈ પ્રેતની માફક એ ત્યાં બેસી રહ્યો. પાંચ મિનિટ... કલાક...બે કલાક. બરાબર સાડા દસ વાગ્યે એક બાળક હાથમાં

પાટી ઝાલી મોંમાં પેન ચૂસતું ઓરડામાં દાખલ થયું. 'વંદન, ગુરુજી !' એણે કહ્યું.

'આવ બેટા, આવ ! બીજાઓ કયાં ગયાં ? માહ-પૂ, ધમ-પેટ, સુન યાટ, ટાન ગેન ગુ વગેરે કયાં છે ? નથી આવ્યા હજુ? આજે પણ એમનાથી વહેલાં ન અવાયું ?...જલદી બોલાવી લાવ બધાંને... કહજે કે ગુરુજી રાહ જુએ છે, ત્રણ કલાકથી રાહ જોઉં છું, બેટા તમારી તો ! પણ તમે વખત થયા સિવાય શાના આવો ? અત્યારે તો તમારા રમવાના દિવસો છે ને ? જા જોઇએ,...ના, ના; રહેવા દે...આવશે એ તો ! વખત થાય ત્યારે આવવું ને વખત થાય ત્યારે જવું—સૃષ્ટિનો ક્રમ જ એવો છે ને ?'

બાળક બિચારું ન સમજ્યું કે ગુરુજી આજ આમ કેમ બોલે છે. ગુરુજી સૌની રાહ જુએ છે, શા માટે જુએ છે: અને તે પણ ત્રણ કલાકથી ? એ ચુપચુપ બહાર ચાલ્યું ગયું.

તાઇ-ચુમ ટેબલ ઉપર ઊંધું માથું ઢાળી પડયો રહ્યો. વખત થતાં એક બાળક આવ્યું, બીજું આવ્યું, ત્રીજું આવ્યું, નાનાં આવ્યાં, મોટાં આવ્યાં. સૌ એક પછી એક આવ્યાં અને પોતપોતાની જગ્યાએ બેસી ગયાં. અગિયાર વાગ્યા એટલે એક બાળકે ઘંટ વગાડયો. પાઠ લેવાનો વખત થયો, પણ ગુરુજી તો સળવળતા પણ નથી !'

'અલ્યા સુન યાટ, ગુરુજી ઊંઘી ગયા લાગે છે.' ધમપેટ ધીમેથી બોલ્યો.

'ઉઠાડીશું ?' સુન યાટે પૂછ્યું. કોઇ કહે કે ઉઠાડો ને કોઇ કહે કે ઊંઘવા દો. છેવટે સુન યાટ માસ્તર પાસે જઇ એને ઢંઢોળતાં બોલ્યો: 'ગુરુજી...ઓ ગુરુજી !'

તાઇ-ચુમનું મોં ધીરે ધીરે ઊંચું થયું અને છોકરાંઓએ કદી નહિ જોયલું એવું દૃશ્ય જોયું. ગુરુજી રડી રહ્યા હતા. એમના.

ગાલ આંસુની અવિરત ધારાની વહેણભૂમિ બની ગયા હતા. હૈયામાં સળગેલા હુતાશની લાલી આંખોના અરીસામાં પ્રતિબિંબ પાડી રહી હતી.

મોં ઉપર આછો મરકાટ લાવતાં તાઇ-બુમે પૂછ્યું, 'આવી ગયાં સૌ? આવી ગયાં? બધાં ય આવી ગયાં?'

'હા, ગુરુજી!' એક જણે કહ્યું.

'ચાલો ઠીક થયું. સવારની રાહ જોતો હતો તમારી. આજે હું તમને છેલ્લો પાઠ શીખવાડીશ. કાલથી તમારા ગુરુજીની નોકરી પૂરી થાય છે. હવે આ ગામ ઉપર જપાનની હકૂમત થઇ એટલે તમારે બધાએ જપાની ભાષા શીખવી પડશે. સરકારી હુકમ છે. હું તો એ ભાષા જાણતો નથી, એટલે નવા માસ્તર તમને એ બધું શીખવાડશે. સમજ્યાં સૌ?' અને પછી એક છાનું ડૂસકું ભરી ધીમેથી બબડયા: 'બીજું તો કંઇ નહિ, પણ મારું મોત બગડશે?'

કોઇ કંઇ ન સમજ્યું, કોઈ થોડું ઘણું સમજ્યા,—પણ એક વાત તો સૌ સમજી ગયા કે ગુરુજીની નોકરીનો આજ છેલ્લો દિવસ છે. જાણે બધું ય સમજી ગયાં હોય એમ સૌએ ડોકાં ધુણાવ્યાં.

'આજ હું તમને જે શીખવું તે ધ્યાન રાખીને શીખી લેજો. એ મારો છેલ્લો પાઠ છે. પાઠ કંઇ લાંબો નથી. સાવ ટૂંકો છે. રોજ એ પાઠ બોલજો અને મને યાદ કરજો. કરશોને યાદ? કે પછી ભૂલી જશો? ...ચાલો, પાટી સાફ કરો...કરી?...હવે... હવે લખો તમારો છેલ્લો...'

માસ્તરને ગળે ડૂમો બાઝયો. જાણે કોઇ લોખંડી પકડમાં એમનું ગળું દબાયું હોય એમ શબ્દો બહાર આવતા અટકી ગયા. ચાળીસ વર્ષો લગી એમણે કેટલા યે પાઠ ભણાવ્યા હતા; પણ આજે એ દરેકની જિંદગીનો પહેલો પાઠ બની રહે એવો

છેલ્લો પાઠ શીખવી રહ્યા હતા.

માસ્તરે ધ્રૂજતે હાથે ટેબલ ઉપર પડેલા ચાકના ટુકડાઓમાંથી એક ટુકડો ઉપાડયો ને ટૂંકાંટૂકાં ડગ ભરતા કાળા પાટિયા પાસે ગયા. ત્યાં ઊભાંઊભાં એમણે બારી તરફ નજર નાખી. માયાતૂનના બજારમાં થઇને જાપાની લશ્કરની ટુકડીઓ અને ટૅંકો કારમો દેકારો કરતી ક્યાંક જઇ રહી હતી. ક્યાં? બીજા મુલકો જીતવા? સ્વતંત્રતાને બેડીઓમાં જકડવા? સ્વર્ગને દોઝખ બનાવવા? ક્યાં?...

માસ્તરના કરુણ મોં ઉપર આ જોઇને સખ્તાઇની રેખાઓ તરવરી ઊઠી. બુલંદ અવાજે એમણે છોકરાંઓને કહ્યું: 'લખો.' અને પછી પોતાના વૃદ્ધ દેહમાંની સમસ્ત શકિત એકઠી કરી, ધ્રુજતે હાથે, બની શકે એટલા મોટા અક્ષરે એમણે પાટિયા પર લખ્યું: 'આઝાદી ઝિંદાબાદ.'

...ને પછી ખુરશી ઉપર ઢગલો થઇ પડતાં એમણે હાથની ઇશારતથી બાળકોને કહ્યું: 'બધાં જાઓ ...આજે છુટ્ટી!'

બાળકો ચાલ્યાં ગયાં...પાછળ રહ્યો એકલો, ગરીબ, વૃદ્ધ અને કરુણતાની જીવંત મૂર્તિ જેવો તાઇ-યુમ.



## મરઘીનાં બચ્ચાં

એદલજી એલચીદાણાના મકાનની બાજુના જ કૅમ્પાઉંડમાં પતરાંના છાપરાની ને મટોડીથી ચણેલી ભીંતોવાળી ઝુંપડીમાં ભેકલનું કુટુંબ રહેતું હતું. ભેકલ વલસાડનો વતની ને જાતનો દૂબળો હતો. ગામમાં પેટનો ખાડો ન પુરાવાથી એનો બાપ છનીઓ એને લઇને ચારેક વર્ષ પહેલાં મુંબાઇ આવેલો. મહામહેનતે અને પચ્ચાસ ધક્કા ખાધા પછી ભેકલને એક શેઠીઆના બંગલામાં માળી તરીકેની નોકરી

મળી હતી. ચૌદ રૂપીઆનો પગાર નક્કી કરવામાં આવ્યો હતો. તે દિવસથી ભેકલ અને છનીઓ આ ઝુંપડું ભાડે રાખી ત્યાં રહેવા લાગેલા.

પહેલાં તો બે એ જ હતા. પણ પાછળથી વિસ્તાર વધવા લાગ્યો. પહેલાં તો જાણે ભેકલનાં લગ્ન થયાં. એમના જ ગામના અને એ વખતે મુંબાઇમાં જ મહેનત મજૂરી કરી ગુજરાન ચલાવતા લાલુની છોકરી છીતલી સાથે ભેકલનું જીવન કર્મથી અને ધર્મથી પણ મર્મ સમજ્યા વગર જોડાયું. દુબળા લોકના લગ્ન વખતે રીતરીવાજ મુજબ પીવાતાં તાડીનાં પીપ તે વખતે ખાલી નહોતાં થયાં. આખી દુબળાની જાતમાં હોહા થઇ ગઇ કે છનીઓ તો લુચ્ચો અને લુખ્ખો નીકળ્યો. સંબંધીઓને એનાથી થોડી ઘણી પણ તાડી પીવડાવી ના શકાઇ? આટલાં વર્ષોમાં કદી એમની નાતમાં આવો બનાવ નથી બન્યો. છનીઓ કોણ કે તાડી ના પીવડાવે? છનીઓ કોણ કે રીતનું ધોરણ અને રીવાજના બંધનની અવગણના કરે?...અને પાંચ દસનું ટોળું છનીઆ પાસે પહોંચ્યું.

'તે તાડી ની પીવડાવતો છે ને લગન હાના કરે?' ટોળાની વતી એક જણે પ્રમુખપદ લઇને પૂછ્યું.

જવાબમાં છનીઓ મીઠું હસ્યો અને પછી ટાઢકથી કહ્યું, 'તાડી પીવડાવ્વા મારી પાછે પૈછા ની મલે. ચોખા, દાલ, છાક વીગેરે ખાવાનું ખૂબ કીંઘેલું છે જો. લોહી ચુછી લે એવી તાડી હાને પીવાની?'

છનીઓ દારૂ–તાડીની ખૂબ વિરુદ્ધ હતો. એનો બાપ એને કહેતો ગએલો કે 'છનીઆ આ ઝૂંપડું વેચાણું. આ થોડા ઘણા જે દાગીના હતા તેનું મારવાડીને ત્યાં દફન થયું. આ ભૂખમરાની કારમી જંજીરમાં જકડાયા, આ તારી મા ગળે ફાંસો ખાઇને મરી ગઇ, એ બધા પ્રતાપ દારૂ–તાડીના. જો તને આબરૂ

વહાલી હોય, જો તને ઈજ્જતની ખેવના હોય તો દારૂ તાડીનો પડછાયો પણ તારા ઉપર ન પડે એની ચોકસી રાખજે.' પચીસ વર્ષ વીતી ગયાં એ વાતને, પણ હજી છનીઓ પોતાના બાપનાં એ વેણ નહોતો ભૂલ્યો.

ખૂબ માથાઝીક કરી, અંતે હારી, મનમાં ને મનમાં સરસ્વતી ભણતું પેલું 'ડેપ્યુટેશન' પાછું વળ્યું.

ચાર વર્ષ પહેલાં ભેકલ છીતલીને પરણ્યો ત્યારથી અત્યાર સુધીમાં છીતલીએ એને બે પુત્રરત્નનું નજરાણું ધર્યું છે. બાળકોનાં રૂદન, હાસ્ય અને કાલીકાલી બોલીના ધ્વનિથી એ ઝૂંપડી હવે શ્વાસ લેવા લાગી છે; સજીવ બની છે. અઢી વર્ષની ઉંમરનો સુખલો ચાલતાં શીખી ગયો છે અને ભાગીતૂટી ભાષામાં 'બા–બાપા' બોલતાં પણ એને આવડી ગયું છે. ભેકલના ખોળામાં કોઈ વખત સુખલો જ્યારે લઘુશંકા કરી બેસતો ત્યારે ભેકલનો મિજાજ જતો. એને મન હળવા હાથથી પણ બાળકને મન લાઠીના ફટકા જેવી ટપલી મારતાં એ બબડતો, 'આવો ને આવો રહેલો બો. તારામાં હજુન અક્કલ ની આવેલી. પંચીયું બગાડી નાખેલું તે કોણ ધોવા? તારી મા?'

બહાર ગએલી છીતલી કોણ જાણે ક્યાંથી પણ બરાબર આ જ વખતે આવી ચઢતી અને ભેકલને ઉપર મુજબનું બોલતો સાંભળતાં જ ગરમ થઈ કહેતી, 'હું ની તો કોણ તું ધોવા? છવારના તુને કહેલું કની કે કપડાં ધોઈ નાંખજે! પણ તું હાનો ધોવા? મારે જ ધોવા પડેલા કની? તું તો છેઠીયો થૈ પડી રએલો.'

'છેઠીયો' શબ્દ સાંભળી ભેકલનો પિત્તો વધારે ઉકળ્યો. કાન ઉપર ભરાવેલું બીડીનું ઠુંઠું મોમાં મૂકી, બાંડીઆમાંથી દીવાસળીનું બાકસ કાઢી એને સળગાવતાં કહ્યું, 'હા, હા, છેઠીયો પૈ બેછી રે'વા. તું કોણ કે'વા વારી? બઉ પૈછા પાછી કમઠ

લાવતી કની? હું કમાવા જાવા, હું મજુરી મે'નત કરા, પૈછા વાપરા, છેઠીયો થૈ પડી પણ રે'વા. તું હાની વાંકુ બોલે?'

'વાંકુ હાને? પૈછા લાવતો છે પણ એની તાડી હાનો પીવે? ધોળી બીડીઓ હાની ફુંકે? દુકાનના પાન હાને માટે ખાતો છે? આ છુમલાને પેરવા ઝબલું ની મલે. આ નાનાને પીવડાવ્વા દૂધ ની મલે ને તું છેલૈયો થૈ હાનો ગામમાં ફરે? તારો બાપ ભાયડો થૈ ને કામ ની કરવા જાય. બેડોબેડો બીડીઓ ફુંકીઆ કરે અને મારી બૈરાની જાતને તું ગુછો હાનો કરે?'

પોતાના પિતાની ઉપર છીતલીએ ઘા કર્યો એથી ભેકલને અંગે ઝાળ ચઢી. સુખલાને ઊંચકી ધમ્મ કરીને જમીન ઉપર બાજુમાં બેસાડી દીધો બીડીના ઉપરાઉપરી પાંચસાત સટ ખેંચી કાઢી એને જમીન પર ઘસીને ઓલવી નાખી. ઠુંઠું બારણામાંથી ઘા કરીને બહાર ફેંકી દીધું. છીતલી સામે અંગાર ઝરતી આંખે જોતાં એ ફુંકાર્યો, 'મારો બાપ ઘડ઼ો થયલો તે મજુરી કેમ કરી કરા? તું એના પર હાની દાઝે બળે? એ તો પીળું પાન છે, પણ તું પાડા જેવી ઘરમાં હાને બેઠી રે'તી છે? તું કમાઇ ની લાવેલી કની, તો તારા બાપને ઘેર મોકલી દેવા. હા, કઇ દેઉં.'

મોમાં અણચેતવેલી બીડી રાખી ખોંખારા મારતો છનીઓ ઘરમાં દાખલ થતો. ભેકલની આંખો જોતાં એ સમજી જતો કે સંગ્રામની શરૂઆત અને રંગની જમાવટ થઇ ગઇ છે. બીજું તો શું થાય, પણ એ બંનેને શાંત પાડવા મથતો. શરૂઆતના પ્રસંગોમાં તો છીતલી શાંત થઇ જતી અને નાનાને તેડી પાડો-શણને ત્યાં ચાલી જતી પણ પાછળથી છનીઓ જો કંઇ એને કહેવા જતો તો રણચંડીની માફક એ ગર્જતી. પછીથી જ્યારે જ્યારે તકરાર થતી ત્યારે ત્યારે છનીઓ ભેકલને જ કહેવાનું દુરસ્ત ધારતો.

'અરે લઢી હાનો મરે! રોજ રોજ હાને...' છનીઓ

ભેકલને કહેવા જતો પણ વાક્ય અધૂરું જ રહેતું. છીતલી ઉપર રોષે ભરાએલા ભેકલને એ વખતે પિતાની દખલગીરી ઉપર પણ એટલી જ દાઝ ચઢતી. છીતલી મોં આડું કરી નાનાને રમાડવાના ઓઠા નીચે બાપ બેટા વચ્ચે શો તમાશો થાય છે એ સરવા કાને સાંભળતી, ત્રાંસી આંખે તપાસતી.

ભેકલ હાકલ દેતો: 'તે બાપા, મેં તુંને છાત વાર કીધું કે અમારી માટી બૈયરની વાતમાં તું વચ્ચે ના પડ. આજ પાછો હાને માટે વચ્ચે ગબગબ કરવા આવેલો? તું તારે નાનાને રમાડીઆ કર ને પેલું 'તારી માયા નાથ'નું ભજન ગાયા કર. જા...અને આપડી મરઘી છે કંની એ આજકાલમાં ઈંડાં મૂકવાની જો. ધીઆન રાખતો રેંજે, જં ઈંડાં મેલે તાં આજુબાજુ ઘાસ નાંખી ઈંડા બરાબર રેહ એમ કરી લાખજે.'

છનીઓ શાંત ચિત્તે સાંભળતો અને પછી છીતલીના ખોળામાંથી નાનાને લઇ લેતો. ભેકલ પાસેથી દીવાસળી માંગી, બીડી ચેતવી નાનાને રમાડતો રમાડતો ઘર બહાર જતો રહેતો. છીતલી કે ભેકલ બંનેમાંથી કોઇ એનું કહેવું માનતું નહોતું કે સાંભળતું સુદ્ધાં નહોતું એનો એને અફસોસ ન થતો. નાનાને રમાડવામાં એ બીજી બધી વાત વીસરી જતો. શિયાળાની સવાર જેવી ઠંડી એની પ્રકૃતિ હતી અને સરોવરની શાંત સપાટી જેવું એનું મન હતું. આવા ઉભરા કે ક્રોધના વર્તુલો એ સપાટી ઉપર કદી ન વળતાં.

મરઘીએ જ્યાં ઈંડા મૂકવાની સગવડ કરી હતી એ ખોખા પાસે એક આંટો મારી ને પછી પાછો ઝૂંપડી આગળના આંગણામાં આવી, નાનાને લીંપેલી જમીન ઉપર ચતો સુવાડી, એની સામે બેસી, બુલંદ પણ બેસુરા અવાજથી બેતાલી લયમાં છનીઓ ભજન લલકારવા મંડી જતો.

એ મરઘીની પાછળ પણ એક ઇતિહાસ છે. બે વર્ષ પહેલાં

ભેકલ એક દિવસ બજારમાંથી પાછો ફરતાં એ મરઘી લઈ આવ્યો હતો, લઈ તો આવ્યો હતો, પણ પૈસા નહોતા ખર્ચ્યા. વાત એમ બની કે બજારમાંથી થોડીક ચીજોની ખરીદી કરીને ભેકલ પાછો ઘર તરફ ફરતો હતો ત્યારે એક ગલીને નાકે એણે એક મરઘીને રમતી જોઈ. ઘણા દિવસથી મરઘી ખરીદવાનો એનો વિચાર હતો, પણ તંગીને લીધે નહોતી ખરીદાઈ. એને થયું, 'લાવને જીવ લઈ લઉં. કોઈ છે પણ નહિ; ને રૂપાળી ય કેવી છે!' પાંચેક મિનીટ એ ત્યાં મરઘી સામું જોતો ઊભો રહ્યો. પછી જ્યારે આજુબાજુ કોઈ માણસ ન રહ્યું ત્યારે એ ઉજ્જડ રસ્તે એણે એક પ્રવેશ ભજવ્યો. ઝડપથી મરઘીને પકડી ને પછેડીમાં નાખી એને ઘેર લઈ ગયો.

છનીઆએ જ્યારે મરઘીને આંગણામાં ફરતી જોઈ ત્યારે એને અજાયબી ઉત્પન્ન થઈ. કોઈ દિવસ નહિ ને આજે જ આ મરઘી ત્યાં ક્યાંથી આવી ચઢી? આડોશપાડોશમાં પણ કોઈને ત્યાં મરઘાં નહોતાં. ત્યારે? એણે ભેકલને પૂછ્યું, 'આ કેની મરઘી આવેલી જો?'

ભેકલ મૂછમાં મરક્યો: 'બાપા, એ તો હું લાવેલો.'

'લાવેલો તે કેટલાની લાવેલો?'

ભેકલ વિચારમાં પડ્યો. એને થયું કે હવે શું કહેવું?

'વિચાર હાનો કરે?'

'બાપા, મરઘી તો મફત આવેલી.'

હવે વિચારમાં પડવાનો છનીઆનો વારો આવ્યો. આવી સરસ મરઘી અને કોઈ મફત આપે? ત્યારે? મફત ક્યાંથી આવી?...સમજ્યો એ તો કારીગરે કૌશલ્ય દાખવ્યું લાગે છે. એણે પણ સાઠ વર્ષ કંઈ એમ ને એમ નહોતાં કાઢ્યાં. એના ધ્યાનમાં મરઘીનો ભેદ તરત જ આવી ગયો.

'ડાબો હાથ અજમાવેલો કે? હેં!' એણે હસતાં હસતાં

કહ્યું. 'એ હવે એને વેચી ની લાખવાની. ઘર આંગણામાં મરઘાં ન્હારાં; જીવાત, એરૂ એરૂ ન આવે. હમજ્યો કની?'

તે દિવસથી એ મરઘી ત્યાં રહેવા લાગી. આખો દિવસ આજુબાજુ ફર્યા કરે અને છનીઆની સાથે ગેલ કર્યા કરે, કારણ કે છનીઓ એને દાણા નાખે. કોઇ કોઇ વખતે એદલજી એલચીદાણાના બગીચામાં પણ સેલ કરી આવે. કોણ જાણે કયાંથી એક કૂકડો પણ ત્યાં એક બે આંટા મારી જતો થયો. આ કૂકડાને છનીઆએ પહેલવહેલાં જોયો ત્યારે એ બૂમ પાડી ઉઠેલો. 'અલા, મરઘો બી આવેલો દેખું.' પછી તો ઘણી યે વાર બંને સાથે ફરતાં દેખાતાં.

મરઘીએ એક પછી સાત ઇંડાં મૂકયાં. મરઘો આનંદનો માર્યો 'પક પક પક પક' કરતો એટલામાં અને આજુબાજુના ચાર ચાર કોમ્પાઉન્ડમાં ઘુમી વળ્યો. પહેલે દિવસે મરઘાનું બુમરાણ સાંભળી છનીઓ નાનાને તેડી પેલા ખોખા તરફ ચાલ્યો. ત્યાં પહોંચી જેવો એ હાથ લંબાવી મરઘીને પંપાળવા જાય છે ત્યાં મરઘીએ હુંકાર કર્યો અને એના દેખાવમાં વિકરાળતા તરી આવી. મરઘાની કલગી ઊંચી થઇ અને 'પકાક' કરતો એ ઝનૂનથી છનીઆ તરફ દોડયો. છનીઆને પોતાની ભૂલ સમજાઇ. એણે હાથ પાછો ખેંચી લેતાં કહ્યું, 'હું ઇંડા ની લેતો. કંડવા હાનો આવે?'

એક દિવસ છનીઓ ઊભો ઊભો એક તાને મરઘાની હીલચાલ જોઇ રહ્યો હતો ત્યાં પાછળ કંઇક ખડખડાટ થતાં એણે પાછા વળી જોયું. સામેજ એદલજી એલચીદાણા હસતા હસતા ઊભા હતા. છનીઆએ એમને ઓળખ્યા. એ હર્ષથી બોલી ઊઠયો, 'એલા છેડીયા, તું હાં કીયાંથી ભરૅ ગએલો?'

તોછડી રીતે બોલાએલા એ વાકયે એદલજીને હસાવ્યા. એદલજીની એ લત્તામાં ઠીક ઠીક પ્રતિષ્ઠા હતી. એક તો ગર્ભ-

શ્રીમંત હતા. અને ઉપરથી એક અનુભવી અને હોશિયાર ડોક્ટર તરીકે એમણે સારી નામના મેળવી હતી. અટક તો હતી એલચીદાણા, પણ એમનું બદન એલચીના દાણાને જરાય મળતું નહોતું આવતું.

'છનીઆ,' એમણે એક છોડ તરફ આંગળી ચીંધતા કહ્યું, 'જો ની આય આંબાની કલમ છે ની, તે વેચવાની છે કે? કિંમત વાજબી હોસે તો હું તે ખરીદી લેવસ.'

'હોવે છા'બ,' છનીઓ બોલ્યો; 'વેચે ની તો પેટ કેમ કરી ભરા? અછલ હાપુછની છે, છા'બ; ગામઠી હાપુછની. તન રૂપ્યા પડછે છા'બ.'

એદલજીએ નકારાત્મક ડોકું ધૂણાવ્યું: 'Too costly. બહુજ મોંઘી.'

'તે તું છું દેવા?'

'દોઢ રૂપીઓ આપસ હું તો. કબૂલ હોય તો સાંજના કલમ મારા માલીને આપી પૈસા લઇ જજે.'

'ના છા'બ, બે રૂપ્યા હોય તો લઇ જા. તું તો છેહ્યો છે. તું ભાવમાં ખેંચતાણ હાની કરે?'

'વારૂ ત્યારે. સાંજના પૈસા લઇ જજે.'

અચાનક શેઠની નજર ઈંડાં સેવતી મરઘી ઉપર ગઇ. મરઘીની નીચેથી ડોકીઆં કરતાં ઇંડાં એમની નજરમાં પેસી ગયાં. એમણે કંઇક વિચાર કર્યો અને પછી એ માંડી વાળ્યો.

'ઠીક તારે...સાંજના...' જતાંજતાં એમણે કહ્યું.

'વારૂ છેઠ.'



ઈંડાં મૂકયાને ઘણા દિવસ થઇ ગયા છે. હવે તો એ ઇંડાં ઇંડાં નથી રહ્યાં; સાત નાના નાના જીવ એમાંથી પ્રગટ થયાં છે. જ્યાં જ્યાં મરઘી જાય છે ત્યાં ત્યાં એ સાતે બચ્ચાં એની આજુબાજુના કુંડાળાના આકારમાં ફરી વળી

એની સાથે સાથે જાય છે. મરઘીને પણ એ બહુ ગમે છે. બધાંની વચ્ચે એ કોઇ મહારાણીની અદાથી ચાલે છે. એની જિંદગીના મુગટમાં હવે માતૃપદની યશકલગી લાગી છે અને તેથી એનું ગૌરવ વધ્યું છે. સાત બચ્ચાંમાં જે એક લંગડું છે એ મરઘીને બીજાં કરતાં વધુ વ્હાલું છે. જ્યારે એ બચ્ચું પાછળ રહી જાય છે ત્યારે મરઘી ઊભી રહે છે અને એના આવ્યા પછીથી જ પાછી આગળ વધે છે. બચ્ચાંઓનો કલરવ આખો દિવસ ખાલી વાતાવરણને ભર્યું ભર્યું કરી મૂકે છે.

તે દહાડે સાંજે ભેકલ તાડીથી ચકચૂર બનેલો ઝૂંપડીમાં દાખલ થયો. ટોપીને એક બાજુ ફગાવી, કોઇ હોટલમાં વાગતી કોઇક નાટકના અશ્લીલ ગાયનની રેકાર્ડમાંની મહામહેનતે યાદ રાખેલી કડીઓ ગણગણવા લાગ્યો. ઝોળીમાં સુતેલા નાનાને હીંચોળતી જીતલીએ એક નિઃશ્વાસ નાખ્યો, અને છનીઓ, કંઇપણ બોલાચાલીનું મંગળાચરણ થાય તે પહેલાં, ગામમાં કામ હોવાના બહાના નીચે ઘર બહાર નીકળી ગયો. જીતલીએ છનીઆના ગયા પછી, ખૂણામાં દિવાલને અઢેલીને બેઠેલા ભેકલને ઢંઢોળ્યો; પણ હદબહાર પીવાઇ ગએલી તાડીના નશાએ એની આંખને ઊંચી થવા ન દીધી.

જીતલીએ ફૂંફાડો માર્યો. 'પાછો પીને આવેલોકની? તાડીમાં ને તાડીમાં ઘરનું સતીયાનાશ કાઢી લાખવાનો જો. ભૂખે મરા પણ તાડી પીવા એમ જ કની? વાસ પણ કેવી મારે! ગટરનું મેલું પાણી પણ એવી વાસ ની મારે. તાડી પીવે તે અમારા લોહી હાને નથી પીતો?'

ભેકલ તો દારૂડીઆને સહજ એવા હાસ્યથી, લોચા વળતી જીભે પેલી કડીઓ ગણગણતો રહ્યો અને હાથથી ચાળા કરતો રહ્યો.

એ રાતે સુખલાએ એની માનો કેટલો માર ખાધો?

રાંધેલું ભોજન કેટલું પડયું રહ્યું ? ભેકલે કયાં સુધી પેલી અશ્લીલ કડીઓનું ગુંજન કર્યું ? છીતલીએ રાત કેમ વિતાવી અને છનીઓ રાતના કેટલા વાગે ગામમાંથી ઘેર આવીને છાનો માનો ઝુંપડી બહાર વગર બિછાને સૂઇ ગયો ?...આનો અહેવાલ નથી.

બીજે દિવસે છીતલીએ અને છનીઆએ જાણ્યું કે દુઃખના ડુંગર માથે પડવામાં હવે વાર નથી. ભેકલની નોકરી તૂટી ગઇ છે. તાડીના નશામાં શેઠને ગાલિપ્રદાન દેવાથી શેઠે જવાબ આપી દીધો છે. ચૂકતે લીધેલો પગાર ગઇ કાલે રાતના ભેકલે તાડીના પીઠાવાળાનો ચૂકતે કરી દીધો છે. હવે ઘરમાં એક પાઇ પણ નથી રહી. હજી કાલનો દિવસ ચાલે એટલો બાજરીનો લોટ છે; પછી જો કંઇ જોગવાઇ ન થઇ તો ચુલો ટાઢો રહેશે ને નાનાં બાળકો ભૂખ્યાં રહેશે. આ વિચાર આવતાં છીતલી સમસમી ગઇ અને છનીઓ દુઃખનો માર્યો ભજન લલકારતો બહાર ચાલ્યો ગયો.

ચાર રાતનાં અંધારાં અને ત્રણ દિવસનાં તેજ આવ્યાં અને ચાલ્યાં ગયાં. ભેકલ એ ત્રણે દિવસ ઘરમાં જ પડયો રહ્યો નોકરીની કે મજૂરીની શોધમાં જવાનું એને મન ન થયું. વડવાઓએ મૂકેલી મિલકતનો ઉપભોગ કરી રહેલા કોઇ બાપકમાઉના જેટલા જ નિશ્ચિત મનથી એ ઘરમાં બેસી રહ્યો.

છનીઓ બિચારો મૂંઝાયો. અત્યાર સુધીમાં આવા કારમા દહાડા એણે નહોતા જોયા. જ્યારથી એણે મજૂરી કરવી છોડી દીધી છે ત્યારથી જ ભૂખના બળાપા શરૂ થયા છે. ત્યારથી જ કંગાલિયત એ ઝુંપડીમાં પથારો પાથરીને બેઠી છે; કેમે કરી જતી જ નથી...અને છનીઓ કરે પણ શું ? મજૂરી કરી કરીને બિચારે જીવનની કિતાબનાં પંચોત્તેર પાનાં તો ફેરવી નાખ્યાં છે. હવે એનું વૃદ્ધ શરીર મજૂરીનો બોજ ઝીલી શકતું

નથી. એ પીળું પાન હવે ખરી પડવાની રાહ જોતું અંતિમ જિંદગી જીવતું હતું. એણે મજૂરી છોડી ત્યારે એને એક આશ્વાસન હતું કે ભેકલ કમાય છે એટલે વાંધો નહિ આવે. પણ એનું સ્વપ્ન ફળે તે પહેલાં તો ભેકલ લફંગા દોસ્તદારોની સંગતે તાડી પીતો થયો. એની કમાઇ, તાડી રૂપી પ્રવાહી બની એનાં હાડ-ચામ ઓગાળી નાખવા અને કુંટુંબને ભૂખમરાની ખીણમાં ગબડાવવા એના જીવનના તાણાવાણામાં ગુંથાઇ ગઇ. છનીઓ જાણતો હતો કે ભેકલ તાડી પીએ છે, પણ એટલું એ નહોતો જાણતો કે તાડી પીએ છે તો ખરો પણ ખૂબજ પીએ છે અને બીજાને પીવડાવી મોટાઇનો આનંદ લે છે. હવે એણે એ જાણ્યું, અને એ પણ જાણ્યું કે પોતાનું કૌવત અને ભેકલની જનેતાનું દૂધ એળે ગયું છે.

છીતલી બેઠી બેઠી નાના ઉપર હાથ ફેરવી રહી હતી ત્યાં છનીઓ ગયો. ભૂખલો તો 'ભૂખ ભૂખ' કરી, રોઇરોઇને થાકી, આખરે ઊંઘી ગયો હતો. નાનો થોડી થોડી વારે ભૂખનો માર્યો રડતો હતો. છનીઆએ છીતલી તરફ જોયું. કૃશ દેહની ને ચાર દિવસના અપવાસવાળી છીતલી નાનાને થોડું પણ પોષણ આપવા સાવ અશક્ત હતી. દૂધ પણ ક્યાંથી ? છનીઓ દીન દૃષ્ટિથી છીતલી તરફ જોઇ જ રહ્યો અને ધીમેથી કહ્યું, 'છીતલી, તું ગભરાય હાની! આ મજૂરી મળે એટલી વાર. પછી તો પૈછાજ પૈછા. રડે હાની તું ?'

પછી વૃદ્ધ છનીએ હસવાનો પ્રયત્ન કર્યો. મોં ઉપર મરકાટ તો આવ્યો પણ આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. છીતલીએ આ જોયું અને એ પણ રડી પડી. હજી થોડા દિવસ ઉપરજ એણે ભેકલને નહોતું કહ્યું, કે છનીઓ શું કામ મજૂરીએ નથી જતો! હા, કહ્યું તો હતું! તો પછી આજ છનીઓ પોતેજ જ્યારે મજૂરીએ જવાનું કહે છે ત્યારે એની પાંપણો ભીની કેમ બને

છે? એ વિચારે ને, કે અરે બિચારો ખખડી ગએલો ડોસો મજૂરીએ જાય અને પોતાનો ધણી આરામ કરે! અરે એ વૃદ્ધ કુંટુંબ કાજે પસીનો નીતારવા જાય અને પોતે જુવાનજોધ એમ ને એમ બેસી રહે? ના...એ ન બને.

'એ ની ચાલે' છીતલીએ કહ્યું. 'તું તારે નાનાને રમાડીઆ કર. તારો પોરો છેઠીઓ થ્યો પણ હું મજૂરી કરા. પેટ ભરાં. તું આ ઘડે ઘડપણ મજૂરી કરવા હાનો જાય? ઘેરે બેછી રે.'

લાંબી રકઝકને અંતે એમ નક્કી થયું કે છીતલી મજૂરીની શોધમાં જાય અને છનીઓ છોકરાંઓ રાખે અને ઘર સાફ કરે. કેટલાંય વેણ કહ્યાં છતાં પણ જ્યારે ભેકલનું રૂંવાડું ય નથી ફરકતું તો એ ભલે ગોદડું પાથરી વડના ઝાડ નીચે આખો દિવસ પડયો રહે. હવે એ લોકો એને કશું વધારે નહિ કહે; જે કહેવાનું હતું તે કહેવાઈ ગયું છે. સસરો અને પુત્રવધૂ બંને એને બતાડી આપશે કે એના વિના પણ એમના જીવનનાં ચક્રોમાં તેલ પુરાશે. એની મદદની વીરડી વિના પણ કુટુંબની તૃષા છીપશે.



બીજા દિવસની સવારથી જ છીતલી મજૂરીની તલાશમાં નીકળી પડી. છનીએ ઘર સાફ કરી નાખી, પેલાં મરઘીનાં બચ્ચાંઓની તરફ કરુણ દૃષ્ટિથી જોયા કર્યું અને ભેકલ આખો દિવસ સૂતો જ રહ્યો. એનાં નસકોરાંના અવાજમાં પેલાં મરઘડાંનો કલરવ ડૂબી ગયો.

સાંજના થાકેલી પાકેલી ને ધૂળથી છવાએલી છીતલી ઘેરે પાછી ફરી. છનીઆને જોતાં જ સાડલાને છેડે બાંધેલા પાંચ આના એને આપી દીધા.

છનીઆએ પૈસા ગણ્યા અને છીતલીને પાછા આપતાં કહ્યું, 'ગાંડી રે, મને હાના આપે? નાનો દૂધ માગતો છે, ભ્રુખલો ખાવાનું માગતો છે, તે કાંથી કાઢા?'

...અને એ વિચારે ચઢયો. સવારના આઠથી તે સાંજના

સાત વાગ્યા સુધીની મજૂરી પાંચ આના. કુટુંબનાં પાંચે જણ ભૂખ્યાં ડાંસ. કેમ કરી ચાલશે? ત્રણ પૈસાનું તો નાનાને માટે આણે દૂધ જ લાવવું પડશે. ભેકલ નોકરીએ નથી જતો તે શું થયું? એને ખાવાનું તો આપવું પડશે ને? અને પાંચ રોટલા સિવાય એની ભૂખ ન ફીટે. પછી...પછી...પછી?...અને પૈસા પાંચ આનાના.

છનીઓ પછી પેલાં બચ્ચાંની ખબર કાઢવા ચાલ્યો ગયો. જતાં જતાં કહેતો ગયો. 'અતારના હું જમવાનો ની. પેટમા બહુ દુખે છે કની!'

પોતાનાં બચ્ચાં ભૂખ્યાં ન રહે એ માટે છનીઓ તે દહાડે જૂઠું બોલ્યો. પેટમાં દુખવાનું બહાનું એ એની જિંદગીનું પહેલું જ અસત્ય વાક્ય હતું. એણે મગ્ગીનાં બચ્ચાં પાસે જઇ મોટે રાગે ભજન ગાવું શરૂ કર્યું અને એ ભજનની કડીઓને ટેકે ટેકે છીતલીએ ચૂલા પાસે બેસી રોટલા ઘડવા શરૂ કર્યા.

બીજા દિવસની સવાર એક દુઃખદ કહાણી કહેવા લાગી. છીતલીથી મજૂરીએ જવાયું નહિ. ગઇ કાલની રાત નાનાને અને છનીઆને તાવની બક્ષિસ આપી ચાલી ગઇ છે. કોણ જાણે કયાંથી અને કેમ, એક જ રાતમાં બંનેને તાવ ચઢયો. ભેકલ છનીઆના ગોદડા પાસે બેઠો છે; છીતલી નાનાની સારવારમાં રોકાઇ છે. ચુલામાં રખ્યા નથી વળી.

બપોરના બાર વાગ્યા સુધીમાં તો છનીઆનો તાવ એકદમ વધી ગયો, એની માંદગી ગંભીર સ્વરૂપ પકડવા લાગી. પાનનો ખરવાનો વખત હવે થવા આવ્યો છે. ત્રુટક ત્રુટક એ એક વાકય બોલે છેઃ 'ભેકલ...હું...ગામે જવાનો...જો. વાર ની... થાય...આજ ની...તો...કાલ સુધીમાં...તો...જરૂર...હું મરૂ... પછી તું...ખૂબ...તાડી પીજે...તને કેવાવાલો...હું...ની હોઉં ની!...તારા નાનાના...આંસુ પીજે...તારા કુટુંબની...આબરૂ

...પીજે,...ખૂબ પીજે...હાં કે!...કુટુંબનું...સત્યાનાસ થાય તાં...લગન...તાં લગન પીજે.'

દરેકના જીવનમાં એક ઘડી એવી આવે છે કે જ્યારે એને પોતાના ખરાબ કર્મોનો પશ્ચાત્તાપ થાય છે. એ ઘડી જે ઝીલી લે છે એ તરી જાય છે અને છોડી દે છે એ સડી જાય છે. ભેકલની જિંદગાનીમાં આજ એવી ઘડી આવી પહોંચી. એ એના બાપના શાપ જેવા બોલ મૂગો મૂગો સાંભળી રહ્યો. એના મરણને કાંઠે પહોંચેલા બાપનું શુષ્ક મોં એકીટશે જોઈ રહ્યો. મરતા પિતાનાં એ વાક્યોએ, ઊડવાની તૈયારી કરતા આત્માના એ સંદેશે એની હૃદયવીણાના તાર ઝણઝણાવ્યા અને પછી ભેકલના હૃદયમાં કારુણ્ય ઝમક્યું; એનો આત્મા જાગી ઉઠ્યો.

'બાપા,' એણે ગદ્ગદ કંઠે કહ્યું.

છનીઆએ ભેકલની આંખમાં આંખ પરોવી. એની આંખોએ ભેકલની આંખોમાંથી નીતરતી અબોલવાણી સાંભળી લીધી. સંતોષના સ્મિતસહ એ બોલ્યો: 'ભેકલ...આપણે...ઝેડીયા નથી ...હાં કે!'

'બાપા,' ભેકલે કહ્યું, આજથી હું તાડી ની પીવા. એક ટીપુ બી ની પીવા.'

અને પછી એનાથી ડૂસકું ન ખવાયું; એ મોકળે સાદે રોઈ પડ્યો.

'છીતલી.' છનીઓ મહાપરાણે બોલ્યો, 'નાનો...મારી છાથે . . . ની આવ્વાનો...મારી છાથે રમ્મવા...ની આવ્વાનો જો.' પછી થોડીવાર રહી એણે કહ્યું, 'ભેકલ...મરઘીના બચ્ચાં... છે કની...એને લેઈ આવતો.'

ભેકલ બચ્ચાં લાવવા ઊભો ન થઈ શક્યો. આજ પરોઢીએ જ એણે છ બચ્ચાં એદલજી શેઠને વેચી માર્યાં હતાં. કારણ એમ હતું કે એદલજી શેઠની આજ વર્ષગાંઠ હોવાથી એમને ત્યાં ભોજન સમારંભ થવાનો હતો. ભોજનમાં 'ચીકન'

હોય તો ઠીક એમ માની એમણે ભેકલની સાથે સોદો કરી નાખ્યો હતો. પેલું લંગડું બચ્ચું એમણે નહોતું ખરીદ્યું.

છનીઆને હવે શો જવાબ ભેકલ આપે? કયા મોઢે કહે કે એ બચ્ચાં તો અત્યારે રંધાઇ ગયાં હશે?

'એછી હાને રએલો?' વળી છનીએ પૂછ્યું. દેહમાંથી હવા નીકળી જાય તે પહેલાં એકવાર મરઘીનાં બચ્ચાંને જોઇ લેવાનો એનો તલસાટ ઉગ્ર બનતો હતો.

ભેકલ મૂંગો જ રહ્યો. એટલામાં પેલી મરઘી છાનીમાની આંગણામાં આવી ભેકલ તરફ જોઇ ઊભી રહી. એનાં ગુમ થએલાં બચ્ચાંનો જાણે પત્તો પૂછતી ન હોય? પેલું લંગડું બચ્ચું ધીમે ધીમે એની માની બાજુમાં ફરી રહ્યું હતું.

પથારીમાં છેલ્લા શ્વાસ લેતા છનીઆએ મરઘીને જોઇ. પેલા લૂલા બચ્ચાને પણ જોયું. પણ બાકીનાં બીજાં કયાં ગયાં? એક છે ને બીજાં કયાં ભાગી ગયાં? મરઘી આમ બાવરી બાવરી શાને ચારે તરફ જોયા કરે છે? છનીઓ વિચારે ચઢયો. ફરીથી એણે પૂછ્યું,' બચ્ચાં આવેલાં કે?'

'બાપા.' ભેકલે આખરે કહ્યું, 'તારી દવા કરવા છારૂ બચ્ચાંને વેચી લાખેલા. એદલજી છેઠે લીધેલા જો.'

આ સાંભળતાં જ છનીઓ પથારીમાં અર્ધો બેઠો થઇ ગયો. એણે ત્રાડ પાડીઃ 'વેચી લાખેલા?...હાને...માટે? મારે...દવા...ની ખપે...હું...મરી જવા. મેં કીધેલું ઉતું...કની...બચ્ચાં ની...વેચવાનાં! આપણા માટે...બીજા જીવની હત્યા...ની કર-વાની! બચ્ચાં...વેચી લાખેલાં? તો મરઘી બી...વેચવી તી... કની? લુખલાને...અને નાનાને બી...છીતલીને...બી...'આવેશમાં બોલવાથી છનીઆને દમ ચઢયો, ખાંસી ઊપડી ને પછી એની જબાન બંધ થઇ ગઇ. લોહીનો એક કોગળો નીકળી ગયો.

એનો આત્મા પેલી મરઘીના બચ્ચાઓની ભાળ કાઢવા ચાલ્યો ગયો.

છનીઓ બહુ માંદો છે એમ ખબર સાંભળવાથી એદલજી શેઠ જમી પરવારી છનીઆની ખબર કાઢવા આવ્યા. એના રાણી છાપના બૂટના 'ચું ચું' અવાજથી ભડકી પેલી મરઘી 'પક પકાક પક પક' કરતી દૂર જતી રહી અને ત્યાં ઊભી ઊભી એમની સામે તાકી રહી; જાણે પૂછતી ન હોય કે 'તમે જોયાં છે મારાં બચ્ચાંને?'

ધરાઇને ખાધેલા ભોજનનો સંતોષ એદલજીએ એક મોટો ઓડકાર ખાઇ વ્યક્ત કર્યો. પેલું લૂલું બચ્ચું એ ઓડકારનો અવાજ સાંભળી મરઘીની પાંખમાં લપાઇ ગયું.

ઓરડીની બહાર ઊભા રહી એદલજીએ ભેકલને પૂછ્યું: "છનીઆને કેમ છે દીકરી?'

છનીઆની બંધ આંખ ને મોંમાંથી નીકળેલા લોહી સામે જોઇ રહેલા અને બંધ પડી ગએલા હૃદયના ધબકારા પાછા ચાલુ થશે એ આશાએ બેઠેલા ભેકલે એદલજી સામું જોયું. નીતરતી આંખે એણે કહ્યું, 'બાપા મરી ગએલા જે.'



# છેલ્લું ફૂલ

ત્રડાંગ...ત્રડાંગ...ભોંપુ...ઢમ...ઢટ...ત્રડાંગ! વિવિધ જાતનાં વાજિંત્રોમાંથી નીકળતા સ્વરોની મહેફિલ ઊજવતું એ સરઘસ સાવંતવાડીની બજાર સોંસરું નીકળી નાયકિણ ગુણાઇના ઘર આગળ બાંધેલા સમિયાનામાં દાખલ થયું. પ્રભુ મલ્લિકાર્જુનના દેવાલયના ગુરવે પોતાની સાથે આણેલી તલવાર અને દેવનું અવગુંઠનવસ્ત્ર તૈયાર કરેલી ચોરીમાં વરને સ્થાને

મૂકી દીધું. તેર વર્ષની શેવંતૂને વધુનાં વસ્ત્રાલંકારો પહેરાવી તલવારની બાજુમાં બેસાડવામાં આવી. કાને કર્ણફૂલ અને પગે મેંદીનો રંગ, હાથે ઘૂઘરીઓવાળાં હેમકંકણ અને આંખમાં મોતીના સુરમાનું અંજન, કાળા કેશકલાપમાં ગૂંથેલી ગરદન પર પાછળ ઢળી પડેલી સુગંધભર્યાં જૂઇ–પુષ્પોની વેલી, અને ગળાને વીંટળાઇને છાતી પર આગળ ઝૂલી રહેલી ઝીણાં મોતીની માળા, ભરી ભરી વનરાજિ વચ્ચે શાંત શરમાળ અને સ્નિગ્ધ નદીના જેવી શેવંતૂ મંડપમાં લાગતી હતી, અને નદીને ઉપરવાસે નાની ટેકરી ઉપર આછી ઝાડી, બીજનો ચંદ્ર ખીલ્યો હોય તેમ શેવંતૂના ભાલપ્રદેશ પર વસ્ત્રાભૂષણોની ઝાકઝમાળમાં બીજરેખા જેવી એક ટીલી શોભતી હતી. અને જાણે એમ પરોવાઇને લટકતી હોય તેમ રૂપિયા જેવડા પરિઘવાળી એક ગોળ નથની એના નાકને શોભાવતી હતી.

શરણાઇના સૂર બજ્યા, નગારે દાંડી પડી, અગ્નિ પ્રગટાવવામાં આવ્યો અને મંદિરના પડછંદદેહી ગુરવના ગળામાંથી ઘૂંટાઇ ઘૂંટાઇને સંસ્કૃત શ્લોકો બહાર પડવા લાગ્યા.

વહુની મા ગુણાઇ આમંત્રિત સ્ત્રીપુરુષો પાસે વારાફરતી દોડી જતી, એમને કંઇક કહેતી અને યજમાનધર્મની ફરજ બજાવતી હતી. સારંગીવાળો ઉસ્તાદ અજમલખાં ‘માશાલ્લાહ, કત્લ કર દિયા, ઉસ્તાદ!’ એમ અવારનવાર બોલતો તબલચી મકબુલ સાથે હરીફાઇમાં આગળ દમ ભર્યે જતો હતો.

અને આ બધાથી છેટે બેઠો બેઠો વાતાવરણના સૂરમાં પોતાની સુંદરીના સૂર ધીરે ધીરે મિલાવતો લાડૂ બેઠો હતો, રોજ તો એની સુંદરી બજતી ત્યારે લોકો એજ સાંભળતા. આજે કોઇનું એની તરફ ધ્યાન નહોતું. એનું પણ કોઇની તરફ ધ્યાન હશે કે કેમ એ શંકાસ્પદ છે. ઇશ્વરે એની વાણીને મૌન બનાવીને એને અંતર્મુખ કરી નાખ્યો હતો—લાડૂ મૂંગો હતો.

આ બધા શોરબકોરની વચ્ચે 'પુણ્યાહવાચન'ની વિધિ પતી ગઈ. સાથે સાથે આટોપી લેવામાં આવ્યો નૂપુર અને પેશવાજના ધારણનો વિધિ પણ. આ રીતે 'કલાવન્ત' જાતિની સ્ત્રીઓના સંપૂર્ણ અધિકારોની શેવંતૂને ભેટ મળી. નાયકણની પુત્રીને નાયકણ બનવાનો પરવાનો સાવંતવાડીના સંદ્ગૃહસ્થોની હાજરી વચ્ચે મળ્યો.

જ્યારે ભોજનનો કાર્યક્રમ આરંભાયો અને 'વહુ' ની મા જમતા મહેમાનોની આગતાસ્વાગતામાં ગૂંથાઇ ત્યારે લાડૂ હળવેથી ઊઠી કંપાઉન્ડની નીચે દીવાલ ઠેકીને શેવંતૂના ઓરડાની પછીતે આવી ઊભો. એની આંખો ભીની થઇ ગઇ હતી. શેવંતૂ એની બાલપણની મિત્ર હતી. આજે એને કોઇએ સંભાર્યો પણ નહોતો અને હવે તો શેવંતૂએ ગંભીર દુનિયાદારીની દીક્ષા લીધી.

એણે સહેજે ઊંચું બારી તરફ જોયું. એના વાંકડિયા વાળ ચમ્મરની પેઠે પાછળ ઝુલી પડયા. એણે એક હાથ ઊંચો કર્યો. આગળથી વળેલો કાંડાથી ખભા સુધીનો આખો હાથ સ્નાયુબદ્ધ અને સુંદર લાગતો હતો આંગળાં હોઠ આગળ લાવી એણે ધીરો ટહુકો કર્યો; અં...અં...!

થોડી વાર શાંત ઊભો રહ્યો, ત્યાં તો બારીએ શેવંતૂ ડોકાઇ. 'લાડૂ!' એ આશ્ચર્યથી બોલી, 'કશાલા આલા તૂ? (કેમ આવ્યો?)'

લાડૂ સામે જ જોઇ રહ્યો. એ બીજું કંઇ બોલી શકે તેમ નહોતો. એણે ખીસામાં હાથ નાખ્યો. પણ હાથ પાછો બહાર નહોતો નીકળી શકતો.

'ના કહેલ, છતાં કેમ આવ્યો? જતો રહે, જલદી! આઇ આવી ચડશે તો વળી ધાંધળ થશે. પરમ દિવસે શાન્તેરી કામાક્ષીના મંદિરમાં મળજે. જા, હવે!' શેવંતૂ બોલી અને એણે ગરદન અંદર ખેંચી લેવાની ચેષ્ટા કરી, પણ લાડૂને એ

રીતે કાઢી મૂકવાની એની હિંમત નહોતી એટલે એ ઊભી જ રહી.

લાડૂએ હળવેથી ખીસામાંથી હાથ બહાર કાઢ્યો. હાથમાં ગામઠી ગુલાબની એક અર્ધવિકસિત કળી હતી.

'લાડૂ. પાગલ છે! ફૂલોના આજે અહીં ઢગલા નહોતા? અને તું આ કળી આપવા આવ્યો? પણ તને એ વિના ચેન ન પડે એ સમજું છું. લુચ્ચો!' શેવંત બોલી. હસીને એણે કળી લેવા હાથ લંબાવ્યો.

લાડૂના મોં પર સ્મિતની ઝલક આવી. એ કળી ફેંકીને ચાલતો થયો. શેવંતૂએ પાછળથી કહ્યું, 'પરમ દિવસે શાન્તેરી કામાક્ષીના મંદિરમાં.'

મહિના પહેલાં તો લાડૂની મા પીસ્રૂ અને શેવંતૂની મા ગુણાઇ વચ્ચે ગાઢી મૈત્રી હતી. બે ય એકમેકને ત્યાં જતી આવતી, દિલ ખોલીને પોતપોતાની વાતો કહેતી, બંને જાણે મા-જણી બહેનો. બંનેનાં છોકરાં વચ્ચે પણ એવી જ પ્રીત બંધાઇ. લાડૂ મૂંગો હતો પણ એની સુંદરીમાં એના ભાવો ઠલવાતા. એ સુંદરી બહુ જ સરસ જાણતો. શેવંતૂ એની ઉપર મુગ્ધ હતી. પણ એક દિવસ એક શેઠને માટે બંનેની વચ્ચે કંઇક અંટસ પડી ગયો. સાત સાત વરસનાં સહીપણાંના અમૃતને ઝેરના એક નાના ટીપાએ ઝેર કરી નાખ્યું. આંખે આંખો મળતાં આંખોમાંથી ઝેર છલકાઇ પડે એ સ્થિતિ આવી ગઇ. ગુણાઇએ શેવંતૂને સખત હુકમ કરી રાખ્યો; 'જો હવેથી પીસ્રૂના લાડૂ સાથે વાત પણ કરી છે તો જીવતી નહિ રાખું!'

શેવંતૂનું લાડૂ સાથે હળવું, મળવું, બોલવું બંધ થયું. આઠ દસ દિવસે કોઇક વાર, થોડીક વાર છાનાંમાનાં બંને મળી લેતાં. શાન્તેરી કામાક્ષીનું કે કાર્તિકેયનું મંદિર એ એમનાં મિલનસ્થાનો. શેવંતૂ ધીમે સ્વરે વાતો કરતી. લાડૂને પ્રભુએ વાચા નહોતી આપી પણ એના હોઠના ફફડાટમાં શેવંતૂ ઘણું

શબ્દોને ઉકેલતી. અને પછી છૂટાં પડતી વખતે લાડૂ ખીસામાં હાથ નાખતો. શેવંતૂને ખબર પડી જતી કે ખીસામાંથી લાડૂ શું કાઢવાનો, મલ્લિકાર્જુનના મંદિરમાંથી ભગવાનને માથે ચડેલું ગુલાબનું ફૂલજ એ હોય. શેવંતૂ એને ટપલી મારીને કહેતી; "લુચ્ચા!"

લાડૂને આનંદ થયો કે આજે શેવંતૂના 'શેષ' વખતે પણ એ શેવંતૂને ગુણાઇના આટલા સખત પહેરા વચ્ચે પણ ફૂલ આપી શકયો. અને શેવંતૂએ પોતાને બહુ ગમતું સંબોધન આપ્યું. "લુચ્ચા!" બહુ મીઠું સંબોધન!

શેવંતૂએ ગરદનને બારીની અંદર ખેંચી અને પાછું વાળી જુએ ત્યાં તો ગુણાઇને બારણા આગળથી પસાર થતી જોઇ. એના હૈયામાં ધ્રાસકો પડી ગયો. 'માએ લાડૂ સાથે વાત કરતી મને જોઇ હોય તો? નહિ, નહિ, લાડૂ સાથે મારે શા માટે બોલવું? લાડૂને અને મારે શું? લાડૂમાં એવું છે પણ શું? મૂગો! જીભજ નહિ! બોલે ત્યારે બહુ બહુ તો 'અં...અં...' બસ?"

આટલા દિવસ શેવંતૂ ડરી નહોતી. આજે એ ડરી ગઇ. આજે એને કેટલું માન મળ્યું હતું.! કેટલા પૈસા મળ્યા હતા! મા ગુસ્સે થાય તો એને આમાંનું કશુંજ ન મળે. એ ડરી ગઇ.

એણે લાડૂને શાન્તેરી કામાક્ષીના મંદિરમાં મળવાનું કહ્યું હતું પણ એ ન ગઇ, લાડૂ તો મોડી રાત સુધી મંદિરને આંટા મારતોજ રહ્યો અને પછી મંદિરની પાછળના ઓટલા પર નજીકના જંગલમાંથી આવતી રાની પશુઓની લારી સાંભળતો ઠંડી હવામાં આખી રાત પડયો રહ્યો.

એણે શેવંતૂના ઘર આગળ દિવસો સુધી આંટા માર્યા પણ એક વાર પણ શેવંતૂ દેખાઇ નહિ. ઘરમાંથી આવતા સંગીત અને નૂપુરના સ્વરોને એ બહાર ઊભો ઊભો કયાંય સુધી સાંભળતો

રહેતો. એ મનમાં કહેતો : 'શેવંતૂએ હવે ધંધો શરૂ કર્યો, હવે તો એ નાચતાં શીખતી હશે, ગાતાં શીખતી હશે, પુરુષોને બોલાવતાં શીખતી હતી, એ હવે મને ન મળે!' નિરાશ થઇને ગજવામાં હાથ નાખી અંદરના ફૂલને કંઇક વિચારમાં પંપાળતો ત્યાંથી ફરી પાછો વળી જતો.

શેવંતૂ એક વર્ષ સુધી મૃદંગ અને તબલાંના તાલ સાથે પોતાના નૂપુરના તાલને મેળવતી રહી, ઉસ્તાદો અને ગુણાઇની દેખરેખ નીચે અદ્દભુત, કરુણ, અને બીભત્સ ઇત્યાદિ રસો સમજવામાં, નૃત્યમાં એનો આવિર્ભાવ કરવામાં, સ્વરોની જમાવટ, તાલના ઠેકા, અભિનયનું લાસ્ય, અંગોનું ચાપલ્ય એ બધું હસ્તગત કરવામાં એનો સમય પાણીના પૂરની પેઠે ચાલ્યો જવા લાગ્યો. પતાકાહસ્ત અને અર્ધચંદ્રના અભિનયોમાં ગૂંચવાયેલી, કપોત, હંસ, પદ્મ, શંખ વગેરે નૃત્યભારથી દબાયેલી શેવંતૂ લાડૂની સુંદરીના સ્વરને સાંભળી શકી નહિ. અને જ્યારે થાકેલી હોય ત્યારે મા અને દાસીઓ એની ખુશામતમાં અને એના મનરંજનમાં એવી લાગી જાય કે એને પોતાની જાત સિવાય કશુંજ સાંભરતું નહિ. એને એ જુદીજ દુનિયાની લહેરોમાં હીંચતી લાગતી.

ગુણાઇ એ જોઇને મલકાતી. એના મનોરથ પાર પડતા હતા. એનું સ્વપ્નું હતું કે એક દિવસ મુંબઇમાં સૌ એની પુત્રીને પગે પડતું આવે; ઝાંઝર, કુંડલ, મેખલા, બાજુબંધ, વીંટીઓ, કંકણો, અલકસરો અને માળાઓથી શેવંતૂને શણગારીને એ પોતાની સામે બેસાડતી. 'મારી શેવંતૂ રાણી જેવીજ લાગે છે.' એણે એક દિવસ શેવંતૂને કહ્યું, 'શેવંતૂ, હવે તો મુંબઇમાં તારી બરોબરી કરે એવી કોઇ નહિ હોય, આપણે આવતી વિજયાદશમી ઉપર તો મુંબઇ હઇશું. પછી જોજે, મુંબઇમાં પૈસાનો તો તારા પગ આગળ દરિયો ઊલટશે."

"મુંબઇ?" શેવંતૂ બોલી ઊઠી.

"મુંબઇ!" ગુણાઇના દૂર ગયા પછી શેવંતૂ વિચારે ચડી. એના કાન પર અચાનક લાડૂની સુંદરીના સ્વરો આવ્યા, ચમકીને એ ઊભી થઇ. છાનીમાની બારી આગળ દોડી ગઇ. બહાર જોયું. લાડૂ દેખાયો નહિ.

"હું તે દિવસે એને વચન આપ્યા પ્રમાણે કામાક્ષીના મંદિરમાં કેમ ન ગઇ?" લાડૂની મૌન મીઠી મૂર્તિ એની આંખો સામે આવી. લાડૂની સાથેની ધીમી ધીમી વાતો એને યાદ આવી. ગજવામાંથી હળવેથી બહાર આવતું ફૂલ એને દેખાયું.

ગુણાઇ કહેતી હતી કે વિજયાદશમી પછી મુંબઇ જવાનું છે. મા મુંબઇ લઇ જ જશે. એની સામે પોતાનાથી કંઇ જ નહિ બોલી શકાય. એ પહેલાં એક વાર લાડૂ મળી જાય!—લાડૂને મળવાની શેવંતૂને તીવ્ર ઇચ્છા થઇ આવી.

બીજે દિવસે બપોરે ગુણાઇ ઊંઘી ગઇ હતી. કોઇ હતું નહિ. શેવંતૂ સાદાં કપડાં પહેરી બહાર નીકળી ગઇ. સીધી કામાક્ષીના મંદિરના પાછળના ઓટલા પાસે આવી. એની ધારણા સાચી પડી. લાડૂ લાંબા પગ કરી ભીંતને અઢેલીને બેઠો હતો. મોઢામાં સુંદરી શાંત પડી હતી. શેવંતૂએ હળવેથી અવાજ કર્યો: "લાડૂ!"

લાડૂ ઝબકીને જાગી ગયો. શેવંતૂને જોતાં એ ઓટલા પરથી નીચે ઊતરી આવ્યો, 'અં...અં!'

શેવંતૂ દોડીને એની પાસે આવી, એનો હાથ ઝાલી ઓટલા પર બેસી ગઇ.

"લાડૂ, ગુણાઇ આવવા નહોતાં દેતાં."

જાણે એ માનતો ન હોય તેમ લાડૂએ ડોકું ધુણાવ્યું: "હવે તારી પાસે ખૂબ પૈસા આવ્યા. હવે તું મારી પાસે શાને આવે? 'અં અં'" એ જ શબ્દોમાં એણે મૌનની ભાષામાં કહ્યું.

શેવંતૂ એનો પ્રતિકાર ન કરતાં નીચું જોઇ રહી.

"ગુણાઇ હવે મને મુંબઇ લઇ જવાની !" શેવંતૂ બોલી.

"અં !" લાડૂ આશ્ચર્ય અને દુ:ખથી બોલ્યો.

"બંને એકમેક સામે ક્યાંય સુધી જોઇ રહ્યાં. શેવંતુને સુઝયું નહિ કે આગળ શું બોલવું ? લાડૂ શું કહેતો હતો એ તો એ સમજતી હતી. લાડૂ કહેતો હતો: 'ગુણાઇને ના કહી દે. ભાગી આવ, આપણે બંને ક્યાંક નાસી જઇશું. સાથે રહીશું. મઝા કરશું'

'પકડાઇ જાઉં તો ગુણાઇ મારી નાખે.' શેવંતૂના મનમાં જવાબ હતો પણ એને એ જવાબમાં વિશ્વાસ નહોતો એટલે એ મોઢેથી બોલતી નહોતી. એ નિરુત્તર જ રહી.

કેટલીક વાર પછી શેવંતૂ બોલી, "છેલ્લે એક વાર તારી સુંદરી સંભળાવ ને !"

લાડૂએ સુંદરી વગાડી. પણ વગાડવામાં એને મઝા ન આવી. શેવંતૂએ કહ્યું, "હું મુંબઇ જાઉં છું એ તને ગમતું નથી, લાડૂ ?"

લાડૂ નીચું જોઇ ગયો.

સાંજ પડવા આવી હતી. ગુણાઇ ઊઠશે અને પોતાને નહિ જુએ તો ધમાલ કરી મૂકશે એ બીકે શેવંતૂ ઊઠી. "મુંબઇ જતાં પહેલાં એક વાર મળીશ."

શેવંતૂ ચાલી. લાડૂ એની પાછળ ચાલ્યો. થોડે સુધી એ સાથે ચાલ્યો.

"હવે હું જઇશ." લાડૂએ પકડેલો પોતાનો હાથ સરકાવવાનો પ્રયત્ન કરતી શેવંતૂ બોલી. પણ લાડૂ હાથને છોડવા માગતો નહોતો.

"ફરી મળશું." શેવંતૂ બોલી અને એણે હાથને છોડવ્યો. લાડૂએ ફરી પકડી લીધો. 'અં-!'

"કેમ, કંઇ કહેવું છે ?" શેવંતુ બોલી. અચાનક એની નજર લાડૂના બીજા હાથ તરફ ગઇ. એ હાથ ક્યારનો યે ગજવામાં રમી રહ્યો હતો.

"ઓહ, હું તો ભૂલીજ ગઇ; ફૂલ! લાવ, લાવ, ઘણે વખતે આપે છે, ખૂબ ગમશે. આ આપણું છેલ્લું ફૂલ? ના. ના. હજી તો આપણે મળવાનાં છીએ." શેવંતુ બોલી.

હળવેથી ગજવામાંથી હાથ કાઢી લાડૂએ ગુલાબનું ફૂલ શેવંતુના હાથમાં મૂક્યું.

"લુચ્ચો!" શેવંતુએ ટપલી મારતાં કહ્યું અને પછી ઝડપથી ચાલવા માંડ્યું. લાડૂ એની પાછળ જોઇ રહ્યો.

શેવંતુએ મુંબઇ જતાં પહેલાં લાડૂને ફરી મળી લેવાની ખૂબ ઇચ્છા કરી હતી. લાડૂ પણ એના મકાન આગળ એ ઇચ્છાથી ફર્યા કરતો પણ બંને ન મળી શક્યાં, ગુણાઇનો પહેરો બહુ મજબૂત હતો.

શેવંતુ રાણી બનીને મુંબઈ આવી. રાણી બન્યા પછી થોડા દિવસ તો એને લાડૂનું ફૂલ યાદ આવ્યા કર્યું. એના મનમાં ખૂચતું હતું કે વચન આપ્યા છતાં તે એને આમ બીજી વાર મળી ન શકી! અને આ છેલ્લી વાર તો એણે કેટલા વિશ્વાસથી કહ્યું હતું: "આ છેલ્લું ફૂલ નથી, હોં લાડૂ!' અને એ છેલ્લુંજ ફૂલ બની ગયું!

એક દિવસ, મહિનો, વરસઃ રાણીની આસપાસ ગુણાઇ મઘમઘતું વાતાવરણ રચતી ગઇ અને રાણી એ વાતાવરણની મધમાખ બની ગઇ. નિત્યનવા રંગરંગીલા અને છેલછબીલાઓ એના બારણે આવતા, દોડીને એ સામે જતી, આવનારના એ હાથ પોતાના હાથમાં પકડી લઇ, ઝુલાવતી એને અંદર ખેંચી જતી. મિજલસોમાં નાચતાં ચક્કર લઇ છેલ્લો ઠૂમકો લેતાં એ કોઇ શેઠિયા પાસે બેસીને એની હડપચી પોતાની કોમળ આંગ-

ભીંથી ઊંચી કરતી ત્યારે ગુણાઇ ખૂણામાં બેસી મલકી જતી.

તરેહતરેહની સજાવટ કરીને બેઠેલી વેશ્યાઓ વચ્ચેથી એ મલકાટ સાથે ગુણાઈ જ્યારે પસાર થતી ત્યારે સૌ ઇર્ષાથી બળી જતી. 'હસી લે, આજે રાણીને બારણે મુંબઇ ભીડ જમાવે છે, આજે તું નહિ હસે તો ક્યારે હસશે!'

શેવંતૂને પણ એ મલકાટનો જ પ્રકાશ સર્વત્ર દેખાતો હતો. એ પ્રકાશમાં નહાતી એ સુંવાળી તળાઇઓમાં ખૂંતી જઇને આહ્‌લાદતી. એ પોતે એ આહ્‌લાદમાં ખોવાઇ ગઇ હતી ત્યાં લાડૂ તો શેનો શોધ્યો જડે? નવા રંગો, નવી વાંછના અને નવા સૂરોના ઘેઘૂર ઘેનમાં એ મસ્ત હતી! ત્યારે પેલો મૂંગો? છટ!

પણ લાડૂને તો શેવંતૂ સિવાય શું હતું? એની સુંદરી પણ એના ગજવામાં ચુપ પડી રહેતી. એની મા એના પર ગુસ્સે થઇ. "મૂઆને જીભ તો છે નહિ અને સપનાં જુએ છે અપસરાનાં! એ કરતાં જીવ ઠેકાણે રાખીને મિજલસમાં સુંદરી સરખી રીતે વગાડીશ તો એ પૈસા પેદા થશે ને પેટ ભરાશે." પણ લાડૂના સાંભળવામાં એ ન આવ્યું. મા વધુ ગુસ્સે થઇ, એક વાર માર્યો, લાડૂ ભાગી ગયો.

ભાગીને લાડૂ મુંબઇ જ આવ્યો. 'શેવંતૂને શોધવી.' પણ ક્યાં શોધવી? કેટલી બધી વેશ્યાઓ! જીભ વિના પૂછવું કોને કે શેવંતૂ ક્યાં રહે છે? લખતાં યે આવડતું નહોતું. વેશ્યાઓના લત્તામાં હળવે સૂરે એ સુંદરી વગાડતો ચાલ્યો.

ત્રણ દિવસનો ભૂખ્યો હતો. થાકીને એક ઓટલા પર બેસી ગયો. સુંદરી તો મોઢામાં જ પડી હતી. ધીમે ધીમે સૂરો નીકળતા હતા. એની આંખો બંધ થઇ ગઇ હતી. સામે, બાજુએ, ઉપર—બધે વેશ્યાઓનાં ઘર હતાં. કંઇક લોકો આવતા જતા હતા. કોઇ ઉતાવળે, કોઇ ધીમે, કોઇ લપાતા છુપાતા, કોઇ બેપરવાઇથી. એની સુંદરીએ આવતા જતાઓને ખેંચવા

માંડયા. કોઇ એની ચાળમાં પૈસા નાખતા હતા. પૈસાના અવાજથી લાડૂએ આંખો ખોલી. ટોળું જોઇ એ ગભરાયો. ખોળામાં પૈસા જોઇ ચમકયો.

"બજાઓ, બજાઓ," એ ચાર જણાએ કહ્યું.

લાડૂએ માથું ધુણાવ્યું. ઊભો થઈ ગયો. પૈસા નીચે પડી ગયા. અચાનક કંઇ યાદ આવ્યું. પૈસા એકઠા કરીને ગજવામાં નાખ્યા અને ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં એના મનમાં થયું. "ખાધા વિના તો ચાલશે નહિ, આમ પૈસા મળતા હોય તો શું વાંધો છે?"

એને ખાવામાં તો વાંધો નહોતો આવતો, ખાઈને જ શું કરવું? શેવંતૂ મળતી નથી તેનું શું?

એક દિવસ એ સુંદરી બજાવતો એક મકાન આગળથી ચાલ્યો જતો હતો ત્યાં મકાનની અંદરથી એણે સ્વરો આવતા સાંભળ્યા:

રીમઝીમ રીમઝીમ બરસત બદલી
છાઇ ઘટા ઘનઘોર,
પ્યાસકી આગ મિટી પપિહા કી
મિટ ગયા પિયુ કા શોર!

એ ઊભો રહી ગયો. એ મકાન તરફ વળ્યો. દરવાજે ચોકીદાર ઊભો હતો. લાડૂએ ઇશારાથી એને વીનવ્યો, 'જવા દે!' ચોકીદાર ગુસ્સે થયો, 'ચલ, મૂંગાને પણ કંઇ શોખ થાય છે!'

શેવંતૂનું જ એ ગળું! હજી પણ સ્વર આવે છે:

પ્યાસ બની રહી, શાંત હુઆ નહિં
મન કા પપિહરા મોર,
દિલ કી ધરતી, રહ ગઇ તપતી
પાંઉ કહાં પૈ ડોર!

પણ ચોકીદાર પીગળતો નથી તેનું શું? ક્યાં ય સુધી લાડૂ બહાર ઊભો રહ્યો. અંદર શાંતિ છવાઈ ગઈ. પાછલે બારણેથી બધાં ચાલ્યાં ગયાં. નિરાશ થઈ લાડૂ ચાલ્યો ગયો.

બીજે દિવસે એ જ નિરાશામાં એ એક ફૂલવાળાની દુકાને ઊભો હતો. એક મોટું સરસ ગુલાબ એણે ખરીદીને હળવેથી ગજવામાં મૂક્યું, પણ એને આશા નહોતી કે એ ફૂલનું સન્માન થશે.

એ ઊભો હતો ત્યાં એક માણસ ઉતાવળે ઉતાવળે આવ્યો. અગાઉથી તૈયાર કરાવેલો ફૂલનો કરંડિયો એણે બહાર કઢાવ્યો. લાડૂ પડખે ઊભો હતો તેને બોલાવ્યો, 'એ ય, ઉઠાવ, મજૂરી મળશે.'

લાડુએ કશો વિચાર કર્યા વિના ટોપલો ઉઠાવી લીધો.

ગઈકાલવાળા મકાન આગળ જ તેઓ આવ્યા. મકાનની અંદર મોટી મિજલસની ગોઠવણ હતી. મોટી જાજમ ઉપર મોટા તકિયાઓ ગોઠવેલા હતા. શ્રોતાઓની ઠઠ જામી હતી. હજી કેટલા ય નવા આવ્યે જતા. લાડૂ છાનોમાનો એક થાંભલાની પાછળ બેસી ગયો.

અચાનક સૌના કાન ચમકાવતો અવાજ આવ્યો 'ઝૂમઝૂમ!'

"રાણી—રાણી! વાહ રાણી!" સૌએ તાળીઓના ગડગડાટથી અવાજને વધાવી લીધો.

"રાણી? નહિ. આ શેવંતૂ જ છે." લાડૂ મનમાં બોલી ઊઠ્યો. એનો હાથ ગજવામાં ગયો, ઉત્સાહથી એ અર્ધો બેઠો થઈ ગયો, પણ આ સમૂહ અને શેવંતૂનો આ ઠાઠ! એ પાછો નીચે બેસી ગયો. એ શેવંતૂની સામે જ જોઈ રહ્યો. એનાં રૂપ-રંગ, છટા અને ઠાઠમાઠ સાવ જ બદલી ગયાં હતાં. પહેલાંની શરમાળતા તો એનામાં જરા ય નહોતી.

એ તો વિચાર કરતો હતો પણ બીજા સૌ રાણીના નૃત્ય

ઉપર ડોલતા હતા. અચાનક તાળીઓનો ગડગડાટ થયો અને એ જાગ્યો. નૃત્ય પૂરું થયું હતું અને શેવંતૂ સૌને થાપ આપી અંદર દોડી ગઇ હતી.

લાડૂએ એને દોડી જતી જોઇ અને એનાથી ન રહેવાયું. એ એકદમ ઊઠ્યો અને એની પાછળ જ દોડ્યો. કોઇની પરવા કર્યા વિના દોડીને એ શેવંતૂની સામે આવી ઊભો. શેવંતૂ એને જોઇને ચમકી. "તું ?"

લાડૂએ ગજવામાંથી ફૂલ કાઢ્યું. શેવંતૂએ ફૂલ લઇને મસળીને નીચે ફેંકી દીધું. 'ભાગી જા, નહિતર મા મારી નાખશે. હું જ તને કહું છું કે ભાગી જા, તું એક ગામડિયો, એક મૂંગો— !'

શેવંતૂ બોલ્યે જ રાખતી હતી. લાડૂ પીઠ ફેરવીને ચાલતો થયો. અચાનક શેવંતૂએ એની શિથિલ ચાલને જોઇ. એના શબ્દો એના મોંમાં રહી ગયા. એ એક ડગલું આગળ ચાલી, પણ પછી તરત અટકી ગઇ. એણે એને જવા દીધો.

એના ચાલ્યા ગયા પછી એ જાળી આગળ આવી ઊભી: લાડૂ લોકોની પાછળથી સરકતો ચાલતો હતો ત્યાં અચાનક એને એક જણાએ બૂમ મારી. એ હતો લાડૂને માથે ફૂલનો ટોપલો ચઢાવી લાવનાર. 'અરે, તને મજૂરી આપતાં ભુલી જવાયું, તું એટલા ખાતર અહીંથી ગયો નથી? લે આ મજૂરી'

મજૂરી આપનાર પાછળ ફર્યો એટલે શેવંતૂએ એને ઇશારાથી પાસે બોલાવ્યો. "એ મજૂરને મેં સુંદરી વગાડતાં સાંભળ્યો છે. સરસ વગાડે છે. મારા નામથી પૂછો, વગાડશે?" રાણી જેવી શ્રેષ્ઠ નાયકણ, ધનવાન અને અભિમાની સ્ત્રી પોતાની સાથે વાત કરે એ તો મોટું માન મળ્યું કહેવાય. પેલો એકદમ દોડીને રસ્તા પર આવતા લાડૂ પાસે પહોંચ્યો.

"સુંદરી બજાવશે? રાણી ખુશ થશે તો ન્યાલ થઇ જઇશ."

લાડુએ માથું ધુણાવ્યું.

"મૂરખ છે!" કહીને પેલો ચાલ્યો ગયો.

શેવંતુએ જવાબ સાંભળીને નિસાસો મૂકયો. એના મનમાં બેચેનીનું તુમુલ જામ્યું. 'મેં એનું કેવું અપમાન કરી નાખ્યું.' જૂના દિવસોનું સ્મરણ આવી ઊભું અને આજની કીર્તિ આજનું સુખ, માન, બધું ફિક્કું લાગવા માંડયું. એ વિચાર કરતી ઊભી હતી ત્યાં ગુણાબાઇ આવી. "અરે છોકરી, તું તો હજી આમ ઊભી છે, બીજા નાચ માટે તૈયાર પણ થતી નથી! બહાર બધા રાહ જુએ છે. જલદી કર, હું જાઉં છું. અજમલખાં અને મકબુલ સાથે ઉસ્તાદ શંભુપ્રસાદજી છે, તને તો એમની જોડે ફાવે છે."

ગુણાબાઇ ચાલી ગઈ. આજે શંભુપ્રસાદની ઝડપની કસોટીમાં ઊતરવાનું છે એ ખ્યાલ આવતાં શેવંતુ એકદમ હોશમાં આવી ગઇ, એ હળવેથી બહાર નીકળી.

શંભુપ્રસાદજી મૃદંગનો સૂર ઠીક કરતા હતા. એમણે ઊંચું જોયું, "હાં, કાલે તો જરા વાર લાગી હતી, હવે આજે સંભાળજે. પાંચ જ મિનિટમાં થાપ આપી દઉં. જરા હોશિયારીથી કામ લેજે." હસતાં હસતાં એ બોલ્યા. શેવંતુ પણ હસી.

"તૈયાર રાની?" શંભુપ્રસાદ પૂછે છે.

"જી" શેવંતુ જવાબ આપતાં પગથી ઠેકો લે છે. ગુરુશિષ્યા વચ્ચે તાલયુદ્ધ શરૂ થઇ જાય છે. શરૂ કરતાં પહેલાં શંભુપ્રસાદજી મોટા ઘડિયાળમાં જોઇ સમય નોંધી લે છે.

ઝમ–ઝમ–ઝમક–ઝબ...પગનાં ઝાંઝરનો સૂર ઘુંટાય છે ને મૃદંગના તાલ સામે એ ટક્કર લે છે. મૃદંગની કોઇ મૂંઝવનારી લઢણને પણ શેવંતુ પગના નૂપુરમાં અટવાવી દે છે. વચ્ચે વચ્ચે 'વાહ—!' કહેતા શંભુપ્રસાદજી એને બિરદાવી દે છે અને શ્રોતાગણ 'કમાલ, કમાલ' બોલી ઊઠે છે. શંભુપ્રસાદના હાથની ગતિ વધે છે. શેવંતુ પગના પટકારને એની અજબ ચપળતાથી મિલાવે

જાય છે–છૂમ–છમક...છા...

"ઓહો! પણ હવે ખબરદાર રાની!" કહેતો શંભુપ્રસાદ થર પર ચઢે છે અને શેવંતૂના અંગમાંથી હારવાની આગાહીની એક આછી ભીતિ ચમકી જાય છે. મૃદંગ પર થાપી પડે છે, પણ ભીતિમાં શેવંતૂના પગમાં ચેતન થનગની ઊઠે છે. એ સુંદરીના સ્વરનો છેડો ઝાલી પગના થડકારને એના દોરે દોરે નાચવા છોડી મૂકે છે.

'મારો લાડૂ નહોતો આવવાનો, પણ એને ખબર પડી ગઇ કે આજ એની શેવંતૂની લાજ રાખવાનો દિવસ છે. શેવંતૂ બેઇમાન બને, લાડૂ, કદી નહિ. થવા દે લાડૂ, આજે તો ઉસ્તાદજી પણ ભલે કાંડાં કાપી નાખે.' મનમાં, શેવંતૂ હર્ષથી બોલી ઊઠતી હતી. શંભુપ્રસાદ ફરી બોલે છે. "જરા હોશિયારી સે. રાની!"

"હાં, હાં, આપ કયોં ઘબરા રહે હો?" શેવંતૂ હસીને કહે છે.

ઉસ્તાદજીને આ શબ્દોથી ચાટી ગઇ. "ત્યારે તો હવે, રાની—"

"હાં જી, આપ ખબરદારીથી તાલ આપ્યે જાઓ." શેવંતૂ બોલે છે.

કાતિલ યુધ્ધ જામ્યું. સુંદરીના સ્વર સબકારીને પોતાની મદદમાં ઊભેલા જોઇ શેવંતૂ હિમંતમાં રહી. આક્રમણ કરતી હોય તેમ ઉસ્તાદજીના મૃદંગની કરામતોને પકડી પકડીને પગ નીચે ચગદવા માંડી. ઉસ્તાદજી પણ ઊભા થઇ જવા લાગ્યા. પણ પેલો સુંદરીવાળો એને જબરદસ્તીથી પોતાની સાથે જ રાખતો હતો. અને સુંદરીના સ્વરમાં શેવંતૂ બરાબર આલ્હે રાખતી હતી.

"લાડૂ!" શેવંતૂએ એક મૃદુ ઉચ્ચાર કર્યો. લાડૂએ એ બરાબર સાંભળ્યો, એણે સહેજ સામું જોયું અને પછી અચા-

નક સુંદરી ઝબકી, અને મૃદંગ બજાવતા ઉસ્તાદજીને હજી કંઈ ભાન આવે તે પહેલાં તો સુંદરી પર નાચતી શેવંત્ર એકદમ વિજયાસને બેસી ગઈ.

"હાં; કયા હુઆ ? ઉસ્તાદજી તાલ ચૂકયા ?" લોકો હજી તો પ્રશ્ન કરે છે, ત્યાં તો 'આવું છું,' કહેતી શેવંત્ર લાડૂનો હાથ પકડી બહાર દોડી ગઈ.

બહાર એક ટેક્ષી ઊભી હતી. 'જલદી ચલાઓ' શેવંત્રએ હુકમ કર્યો, ટેક્ષી ઊપડી. ઊપડી તે સાથે જ ગતિમાં આવી. લાડૂ મૂંગો મૂંગો આશ્ચર્યથી શેવંત્ર સામું જોઈ રહ્યો.

"મારી પાસે ઘરેણાં ઘણાં છે, આપણે ભૂખે નહિ મરીએ. ગામડામાં જશું. હું પાદરમાં બેસી રહીશ. તું મારે માટે ગામડાનાં કપડાં લાવજે. આપણે સાથે જ રહેશું.' શેવંત્ર લાડૂના કાન પાસે હોઠ લાવીને બોલી.

લાડૂ આંખો પટપટાવતો એની સામે જોઈ રહ્યો. એને સમજાયું નહિ. પણ એને લાગ્યું કે જાણે એનું હૃદય પ્રેમથી ઊભરાઈ ઊઠયું છે.

એણે ગજવામાં હાથ નાખ્યો, પણ ગજવામાં ફૂલ નહોતું.

"ફૂલ નથી ને?" શેવંત્ર બોલી, "નહિ જ હોય. તારું છેલ્લું ફૂલ તો મેં મસળી નાંખ્યું; બે વાર મસળી નાખ્યું, પણ હવે તું–તું જ મને મળી ગયો ને! છેલ્લા ફૂલેજ મને અને તને વધુ નજીક ખેચ્યાં છે."

લાડૂ મૂંગો મૂંગો એની સામે જોઈ રહ્યો. શેવંત્ર ફરીથી ચાલી ન જાય, માટે એ એને બને તેટલી પી લેવા માગતો હતો.

અને શેવંત્ર પણ બધું ભૂલી લાડુની જ મૂર્તિ સદા મગજમાં રહે માટે આંખો મીંચી એની સાથેના ભાવિ જીવનના સ્વપ્નને જોતી હતી.

—અને ટેક્ષી એમને મુંબઈની બહાર લઈ જતી હતી.



# અંધારી રાતના તારા

સુધરેલા લોકોમાં કદાચ આ વાતનો કોઇ વિશ્વાસ ન કરે, લોકો એને 'અસંસ્કૃત' કહી હસી કાઢે, પણ આ વાત સુધરેલા લોકોમાં બની નથી એટલે એની કંઇ ચિંતા નથી. આ વાત તો છે ગંગાકાંઠાના એક એવા પ્રદેશની કે જેની ચારે પાસ ઘન જંગલ છે, જંગલમાં વાઘ–ચિત્તા ગર્જે છે અને એમની વચ્ચે થોડાંક માનવીઓ વસે છે. જંગલમાં વસતાં એ માનવીઓની આ વાત.

જંગલ અંધારું હતું, અંદર રહેતાં લોકોને પણ 'અંધારામાં રહે છે' એમ કહેવામાં આવતું. એ અંધારા જંગલમાં ઉપર આસમાનમાં તારાઓ ચમકતા હતા તેવી જ જંગલને વીંધી નાખતી તારા જેવી બે આંખો ગીચ ઝાડીમાં ચમકતી હતી.

દૂરની કોઇ જાગીરના જાગીરદાર ભરતબાબુએ એ ચમકતી આંખોને નોંધીને પોતાની બંદૂકમાંથી ગોળીઓ છોડી. આખા જંગલમાં એક તીણી સનસનાટી પ્રસરી ગઇ. નજીકમાં લાકડાં ફાડતા જંગલના જુવાન જનકે પાછળ જોયું, 'ઓહ!' એના મોંમાંથી શબ્દ નીકળી ગયો.

ભરતબાબુની ગોળીએ વાઘને ઘાયલ કર્યો હતો પણ તે તેનો જાન ન લઇ શકી. છંછેડાઇને વાઘ ભરતબાબુ પર કૂદ્યો. જનકની નજરે એ જોયું. કુહાડી લઇને એ દોડ્યો. એક અડબોત મારી એણે વાઘને દૂર ફેંક્યો અને પછી વાઘ સામો આવ્યો એટલે બરાબર એના માથા પર કુહાડી બેસાડી દીધી, એ જ અદાથી જે અદાથી તે લાકડામાં હંમેશ કુહાડીને બેસાડી દેતો. વાઘ મરી ગયો.

'ઓ જુવાન! તેં મારો પ્રાણ બચાવ્યો!' ભરતબાબુ

ગળગળા થઇ ગયા.

'જી!' વાઘના માથામાંથી કુહાડી ખેંચી લેતાં જનક બોલ્યો.

'મારી સાથે જાગીર પર આવીને રહો.' ભરતબાબુ બોલ્યા.

'અહીં મજા છે.' કુહાડી પરથી લોહી સાફ કરતો જનક બોલ્યો.

'તમને જંગલ જેવી જ ત્યાં છૂટ રહેશે. મારી જાગીર એ તમારી જાગીર રહેશે.'

'જી, મારો બુઢ્ઢો બાપ છે, સાથે બાલા છે, બધાં કેવી રીતે આવીએ?' જનકને જવાબ શું આપવો એ ન સમજાતાં તે થોથરાવા લાગ્યો.

'બધાં આવો, મારો મોટો મહેલ છે, મહેલને ફરતો મોટો બગીચો છે, બગીચામાં ઝરણુ છે, તમે ઇચ્છશો તો આ જંગલની અને ગંગાની મજા ત્યાં પણ લઇ શકશો.'

પછી બાલા, બાલાના વૃદ્ધ પિતા અને જનક ભરતબાબુને ઘેર આવીને રહ્યાં. બાલા યૌવનમાં આવતી કુમારિકા હતી. જનક એનો કોઇ નહોતો, કોઈ કેમ નહોતો? એનાં માબાપ મરી ગયાં પછી, નાની વયથી જ બાલાના પિતાએ એને ઉછેરીને મોટો કર્યો હતો એ ખરું, પણ આજ તો એ બાલાનો સર્વ કાંઇ હતો. બાલાને જનક વિના ન ચાલે અને જનકને બાલા વિના ન ચાલે.

શિકાર કરવા ગયેલા જમીનદાર ભરતબાબુ પાછા ફરતી વખતે પોતાની સાથે એક મારેલો વાઘ તો લાવ્યા, પણ સાથે ગોરા ગોરા બદનવાળી અને કાળા કાળા વાળવાળી બાલાને પણ લાવ્યા અને તેની સાથે તેના કોઇક જનકને અને તેના પિતાને લાવ્યા ત્યારે ગામ આશ્ચર્યમાં એક બીજા સામે જોઇ રહ્યું હતું. પણ જ્યારે ગામે જાણ્યું કે ભરતબાબુ તો જંગલની એ છોકરીને પરણે છે ત્યારે તો તેને લાગ્યું કે 'ગજબ

થયો ! 'એક જંગલી છોકરી; ન જાણીએ જાત, ન જાણીએ નાત, બસ રૂપ દીઠું એટલે પરણવું ?'

એ વાતથી સૌથી વિશેષ બેચેન બન્યો તે તો જનક.

એ પહેલાં વાત આમ બનેલી.

એક વખત ભરતબાબુ બાલા પાસે આવ્યા અને બોલ્યા:

"બાલા—"

"બાબુજી!"

"બાલા, તું પરણવા નથી માગતી?"

"પરણવા?" બાલા સમજી નહિ. ભરતબાબુએ એને ઘણું સમજાવ્યું પણ બાલા કંઈજ સમજી નહિ, આખરે એ બોલી, "આપ જનકને કહી જોજો ને! કદાચ એ જવાબ આપી શકશે."

"જનકને?"

"હા."

"બાલા, હું તને પ્રેમ કરું છું."

"એથી મને આનંદ થાય છે. જનક પણ મને પ્રેમ કરે છે, બાબા પણ મને પ્રેમ કરે છે." બાલા બોલી.

ભરતબાબુ આખરે કંટાળીને ચાલતા થયા. બાલાને સમજાયું નહિ કે બાબુજી ગુસ્સે કેમ થયા. એ એકદમ જનક પાસે આવી, રોવા જેવી થઈને બોલી:

"બાબુજી કેમ ગુસ્સે થયા હશે?"

"ગુસ્સે થયા?"

"હા, પહેલાં મને કહે, 'મારી સાથે પરણ, આપણે બંને ભેળાં રહીએ, જિંદગી આખી ભેળાં રહીએ, આપણાં બાળક થશે તે આપણાંજ કહેવાશે.' પણ મને એમની વાત બિલકુલ સમજાઈ નહિ. હું ખરૂં કહું છું, મને એ વાત સમજાઈ નહિ. પછી મને કહે, 'હું તને પ્રેમ કરૂં છું.' એટલે મેં કહ્યું, 'મને જનક પણ પ્રેમ કરે છે, બાબા પણ પ્રેમ કરે છે' બસ, એમ.

કહ્યું અને રોષ કરીને ચાલ્યા ગયા."

"હું પૂછી જોઇશ કારણ." જનક બોલ્યો.

પછી જનક ભરતબાબુને મળ્યો. ભરતબાબુએ એને વિસ્તારથી વાત કરીને કહ્યું, "આ જાગીરની તમેજ તમારી મનફાવતી રીતે વ્યવસ્થા કરો, મને બાલા સાથે જિંદગીભર રહેવાનું મળવું જોઇએ."

જનકે જવાબ આપ્યો, " સારૂં"

બાલાને જનકે ફરીથી વાતની સમજણ પાડી, બાલાના પિતાને પણ વાત કરી. પિતા બોલ્યા, "વાહ, આવડા મોટા જમીનદાર, એમના ઘરની માલક મારી નન્હી બને એથી તો મને આનંદ જ હોય ને! જો કે મારી તો ઇચ્છા હતી કે બાલા એક દિવસ જનકની રખેવાળ બને, પણ ખેર! નસીબ કંઇ જુદું જ કહેતું લાગે છે! આખર જનક પણ આ જ ઘરમાં રહેવાનો છે ને? અને—"

"પણ બાબા, જનક સાથે હું આવડીક હતી ત્યારની રહેતી આવી છું અને હવે ભરતબાબુ સાથે જ રહેવાનું? એ વાત મને સમજાતી નથી." બાલા બોલી.

"મેં ન કહ્યું બેટા, કે જનક સાથે જ જિંદગીભર રહી શકી હોત તો સારું હતું, પણ ભરતબાબુનું જ્યારે આપણે અન્ન ખાધું ત્યારે એ કહે છે એમ કરવું પડે!" વૃદ્ધ બોલ્યો.

જનક નીચું જોઇને ત્યાંથી ચાલ્યો ગયો.

ગામે ખૂબ ચર્ચા કરી. જનક બેચેન બન્યો, બાલા રડી, વૃધ્ધે સૌને માથે હેતનો હાથ મૂકયો અને બધું શાંત થઇ ગયું. બ્રાહ્મણ આવ્યો, બે ચાર સંસ્કૃત શ્લોક બોલ્યો, ભરતબાબુના હાથમાં બાલાનો હાથ મૂકયો અને બાલા અને ભરતબાબુ આખા જીવન માટે એક બની ગયાં.

આઠ દિવસ સુધી ધામધૂમ ચલાવાની હતી. રોજ રાત્રે

રોશની થતી, દારૂખાનું ફુટતું મિષ્ટ ભોજન થતાં, દાન અપાતાં અને સુંદર વસ્ત્રાભૂષણુ સજાતાં. છેલ્લે દિવસે મોટી પાર્ટી હતી. પાર્ટીમાં મોટા મોટા લાટ સાહેબો આવવાના હતા. ખબર આવી હતી કે ગવર્નર આવવાના હતા. ભરતબાબુનો ઉત્સાહ સમાવ્યો સમાતો નહોતો. એ ખુશખબર બાલાને આપવા તેઓ બાલાને શોધતા ઓરડે ઓરડે ફરી રહ્યા હતા.

"બાલા, બાલા," બૂમ મારતા તેઓ એક ઓરડામાં આવ્યા. ઓરડામાં પગ મૂકતાં દૃશ્ય જોઈને થંભી ગયા. જનકના ખોળામાં ઊંધું માથું નાખી બાલા પોકે પોકે રોતી હતી. જનક એના માથા પર હાથ ફેરવી રહ્યો હતો.

"બાલા–!" ભરતબાબુએ ત્રાડ મારી

"જી!" બાલા હળવેથી બેઠી થઇ પણ તરત એણે માથું જનકના ખભા પર નાખી દીધું.

'ઊભી થા!' ભરતબાબુએ હુકમ કર્યો.

બાલા ઉભી થઇ.

'મારી પાછળ ચાલ.' લાલ આંખ કરી ભરતબાબુ બોલ્યા અને જવા માટે પગ ઉપાડયો. બાલા એમની પાછળ જવા ઓરડાની બહાર નીકળી.

ભરતબાબુ બાલાને લઈ પોતાના ઓરડામાં આવ્યા. થોડી વાર એ બાલા સામે જોઇ રહ્યા, પણ બાલાની આંખોમાં કંઇ યે ફેર પડયો નહિ એટલે બોલ્યાઃ

'શું હતું?'

'મને આ નથી ગમતું.'

'આ...એટલે?'

'આપનાં જે સૌ લોકો આવ્યાં છે તે કહે છે કે આપનાં સિવાય કોઇ પુરૂષનું મોં મારે ન જોવું, જનકનું પણ નહિ.'

'એ વાત બરાબર છે.'

બરાબર કઈ રીતે છે?'

'બરાબર કઈ રીતે? બ્રાહ્મણે આપણો હસ્તમેળાપ કરાવ્યો ત્યારથી તું એક મારી જ બની છે. આપણી કુલમર્યાદા કહે છે કે તારાથી હવે કોઈ પરપુરૂષનું મોં ન જોવાય.'

બાલા આમાં કંઈ ન સમજી. એ બોલી:

'મને એ પસંદ નથી. મારાથી એમ નહિ રહેવાય. તો મારે આપની સાથે પરણ્યા નથી ગણાવું.'

ભરતબાબુને શું જવાબ દેવો તે સુઝયું નહિ.

'તારી બીજી વાતો મારે સાંભળવી નથી, મારો આ છેલ્લો હુકમ છે કે જનકને તારાથી હવે મળાશે નહિ અને જે રીતે આજ જનક પાસે તું બેઠી હતી તેમ હવેથી બેસી શકાશે નહિ.' કહીને તેઓ બહાર ચાલવા લાગ્યા. અચાનક યાદ આવતાં પાછા ફર્યા: 'હાં, જો, એક ખુશીના ખબર છે કે ગવર્નરે પણ આપણાં લગ્નની પાર્ટીનું આમંત્રણ સ્વીકાર્યું છે. તેઓશ્રીની સવારી સાંજે આઠ વાગે પધારવાની છે. એ વખતે આપણે એને સામે લેવા જઈશું, તું તૈયાર થઈ રહેજે.' અને પછી એ ચાલ્યા ગયા.

બાલા ક્યાંય સુધી શૂન્યમનસ્ક બેસી રહી. એના મગજમાં એક વિચાર આવ્યો, 'અહીં ન રહીએ એ જ સારૂં છે.' એ ઓરડાની બહાર નીકળી જનકના ઓરડામાં એકદમ આવી. જનક ઊંધુ માથું નાખી જમીન પર પડ્યો હતો.

"જનક—!" બાલા ધીમેથી બોલી.

જનકે ઊંચું જોયું.

"બાબાને કહે, આપણે અહીંયા ચાલ્યાં જઈએ."

બાલા બોલી.

"જાઉં."

બંને વૃદ્ધ બાબા પાસે આવ્યાં. વૃદ્ધ બોલ્યો:

"તમે લોકો દુનિયાને સમજતાં નથી એ ભારે તકલીફની વાત છે, ખેર, જેવી તમારી મરજી, પણ ભરતબાબુની રજા તો લેશો ને?"

"રજા લીધા વિના ચાલશે. આપણે ચાલવાજ માંડીએ. ઝટપટ જાગીરની હદ વટાવી જઈએ." જનક બોલ્યો.

"જુવાનિયાંઓની વાતો અમારા વૃદ્ધોથી સમજવી મુશ્કેલ છે, પણ ખેર તમને પણ ભગવાને બુદ્ધિ આપી છે, ચાલો ચાલીએ."

મહેલની પાછલી બાજુએ નાની સીડી હતી, જનકને એની માહિતી હતી, ત્રણે ત્યાંથી પાછળના નિર્જન સ્થાનમાં થઈને ચાલ્યાં ગયાં.

જ્યારે બે કલાક પછી ભરતબાબુ જોવા આવ્યા કે બાલા કેવીક તૈયાર થઈ છે, ત્યારે બાલાને ઓરડામાં ન જોતાં તેઓ પ્રથમ એકદમ જનકના ઓરડા તરફ ગયા, ત્યાં તેને ન જોતાં વૃદ્ધના ઓરડામાં ગયા, ત્યાં તો વૃદ્ધ પણ નહોતો એટલે આખો મહેલ જાતે ઘુમી વળ્યા, નોકરોને ઘુમી વળવા કહ્યું, દોડાદોડ કરાવી મૂકી, પણ જનકનો, બાલાનો, બાલાના પિતાનો—કોઈનોય પત્તો લાગ્યો નહિ,

"જંગલી લોકો! અંધારામાંજ રહેવાને ટેવાયેલાં ઘુવડ આ ઝાકઝમાળને કયાંથી ઓળખી શકે? પણ મારી આબરૂ—"

એક ખુરશીમાં તેઓ પટકાઈ પડયા.

સુધરેલા લોકો ન માની શકે એવી આ વાત છે, પણ વાત ખરી છે કે જનક અને બાલાની આંખોના તારા જંગલના અંધકારમાંજ ચમકી ઊઠયા, ભરતબાબુના મહેલના ઝળહળાટમાં તેઓ ફિક્કા પડી ગયા હતા.



## પગદંડી

પથ્થરનાં આભૂષણ પહેરીને હું અહીં પડી છું: પડી છું એટલા માટે કે ઊભા થવાની તાકાત નથી. સેંકડો માણસોનો ને જાનવરોનો ભાર સહવાની તાકાત છે, એમના ખડતલ જોડા અને ખરીઓના તમાચા સહેવાની તાકાત છે; એક તાકાત નથી તમારી પડખે ઊભા રહેવાની: બે પગ ઉપર ઊભા રહેવાની. બાકી તો જેમ તમે મારી પડખે ઊભા રહો છો એમ હું પણ તમારી બાજુમાં જ ઊભી રહું છું. દેવરાજ આહિરના નેસડામાં હું જ તમને પહોંચાડું છું ને બાવળિયાના વનમાં પણ હું જ તમને પહોંચાડું છું. હું બેડોળ છું છતાં પણ ખેતરોની શોભા છું અને જડ હોવા છતાં પણ મારું હૈયું અનેક ચેતનભરેલી વસ્તુઓથી ધમધમી રહ્યું છે...અને જાણે કે કોઈ શહેનશાહની હું કુંવરી હોઉં એમ મારી આજુબાજુ ખેતરોની કિલ્લેબંદી છે, પવનમાં હિલોળા લેતા ચાસટિયાની ચોકી છે, કાંટાળી વાડના સંતરી–પહેરા લાગી ગયા છે.

મારી છાતી ઉપર થઈને જ ચૂડલાવાળીઓ બપોરનાં ભાત લઈ ખેતરમાં જાય છે. એમનાં મેંદીભર્યાં ચરણોને ત્યારે હું ઊનાં ઊનાં ચુંબનો ચોડી દઉં છું. કારણ કે એમ કરવું એ મારા મનની મોજ બની જાય છે. એ ચરણોમાં સંસારનો રંગ છે, ફરજની રેખાઓ છે; જીવનનો ઝાંઝરમય ધ્વનિ છે અને સામાજિક વિષમતાની બે પાંચ ચિરાડો છે.

એ લોકોના પસાર થઈ ગયા પછી પણ એમનાં આવાં અચરજભર્યાં પગલાનાં નિશાન હું મારા રજભર્યા હૈયામાં સાચવી રાખું છું. મારી રેખા, ભૂખરી, કંકરમઢેલી જિંદગીની એ થાપણ

બની રહે છે. પણ એ થોડીક ક્ષણ પૂરતી જ પછી તો ધણનો ચરાવવા લઈ જતો ગોવાળીઆનો કોઈ ક્રૂર છોકરો અહીં થઈને નિકળે છે અને મને લાકડીના ગોદા મારી મારી, મારી પાસેથી એ પગલાંની થાપણને ઝૂંટવી લે છે. એક પણ ચીસ પાડ્યા વગર હું આ અત્યાચાર સહી લઉં છું કારણ કે હું જાણું છું કે રિબાવા માટે જ મારો જન્મ થયો છે અને કરમાઈ જવા માટે કે ભૂંસાઈ જવા માટે જ મારાં હૈયાંમાં આશાની કૂંપળો ફૂટે છે ને સુભગ સ્મૃતિઓનાં પગલાં અંકાય છે.

જેસંગના ખેતરની વાડ પાસેથી જ્યારે હું આગળ વધું છું ત્યારે મારૂં મન પ્રફુલ્લિત બને છે. તડકે તપી ગએલ મારા શરીર પર વડદાદાઓ વીંઝણો ઢોળે છે. લાલપીળી કરેણ ઝુકી ઝુકી સલામી આપે છે ને ગૂંદીનાં ઝાડ, પોતાનાં રસભર્યાં સંતાનોને મારી સેવામાં હાજર કરે છે. આ જગ્યા પાસેથી જ મારૂં જીવન વળાંક લે છે. અહીંથી જ જેસંગ પટેલની વાડીનો કોસ, ત્રણેક ખેતરવા જમીનને લીલીછમ્મ બનાવતો સંગીત સુણાવે છે અને અહીંથી જ એક અજબ કહાણીના પ્રસંગો, રસપ્રચુરતાના રાસડા લેતા લેતા, જેસંગ પટેલના માટી-છાયા ઝૂંપડામાં પહોંચી જાય છે.

જેસંગનું મકાન ખેતરને શેઢે એકાકી અસ્વસ્થ જેવું ઊભું છે. પોણો માઈલ દૂર આવેલા ગામના મકાનોનું જૂથ અહીંથી રમકડાંના ઢગલા જેવું લાગે છે. દિવસે તો આજુબાજુનાં ખેતરોમાં માણસો જણાય છે પણ રાત્રે તો આ જેસંગ પટેલનું ઘર જ વસતીવાળું લાગે છે. ખેતરો બધાં નિર્જન બની જાય છે ત્યારે આ ઘરમાંથી રોટલા ટીપવાનો થપ–થપ–સ્વર જાગે છે, ચૂડલાનો ખણખણ અવાજ વાતાવરણની નિઃશબ્દતાને ભરવાનો પ્રયત્ન કરે છે. પછી મોડી રાતે જ્યારે હોકાનો ગડગડાટ, ગવાતા હાલરડાના રણકામાં એકસ્વર બની જાય છે ત્યારે બાળ–

કનો રૂદન–સ્વર એ હોકા અને હાલરડાંની રસધારાને અટકાવી દે છે. બદલામાં, "છાનો રે' વા'લા !" તથા "ભૂખ્યો થ્યો હશ્યે; જરા થાનેલે વળગાડય !" એવા એવા શબ્દો એ ઘરનાં જાળિયામાંથી બહાર ઘૂમવા દોડી જાય છે.

પછી આંગણામાં બાંધેલા બળદને અને ગાયોને ઘાસના પૂળા નખાય છે, બારણાના આગળીઆ બંધ થાય છે અને મકાનમાંનો દીવો રાણો બની જાય છે. આ બધુંયે થઇ ગયા પછી સર્વત્ર શાંતિ પથરાઇ જાય છે.

એ મકાનથી ત્રીસ જ ફુટ દૂર પડી પડી હું આ બધું જોયા–સાંભળ્યા કરૂં છું. જેસંગ–લખમીનો ઠરેલ ગૃહ–સંસાર, કોઇ સ્ફૂર્તિદાયક ગુટિકા બનીને મારી કાયાને લખલખું આપી જાય છે. આજ બારબાર મહિનાથી આ ઘર કોઇ અજબ ઉત્સાહ, સ્નેહ અને સ્વાસ્થ્યથી થનગની રહ્યું છે.

બાર મહિના પહેલાં જ્યારે જેસંગ, આ લખમીને રાતી ચુંદડીમાં લપેટી લઇ આવ્યો ત્યારે ઢોલ–ત્રાંસાની સાથે સાથે ગામ આખું ગાજી ગયું હતું. ઘણાં ઘરમાં તે દિ' અરધી રાત સુધી દીવા બળતા રહ્યા'તા. કોઇ કે'તુ'તું, 'કોક દિ' અરધી રાતે જેસંગને હાથતાલી આપીને જો લખમી છટકી નો જાય તો કે' જો કે આ ગંગાડોશીનાં પોણોસોએ પાણીમાં ગયાં.' ત્યારે વળી બીજું કોઇ બોલતુ'તું. 'કયાં કાગડો ને કયાં દહિંથરૂં !...અને બેયની ઉંમરમાં પણ બા...આ...સ્સો વીસ વરસનો તફાવત ! દિ' ફર્યો છે ગામનોઃ ન જોવાનું જોવું પડશે !'

આમ અનેક રીતે જેસંગ–લખમીનાં લગનની વાત ગામમાં ચર્ચાઇ ગઇ હતી. એ બે એકલ જીવાત્માઓ લગનની ગાંઠથી જન્મ–જન્માંતરને માટે બંધાઇ ગયા હતા. એમની ઉપર ગામ લોકોના આવા આશીર્વાદનો છંટકાવ થઇ ગયો હતો. સત્તર વર્ષની લાડી અને સાડત્રીસ વર્ષના વરરાજાના સંબંધમાં ગામને

કોઈ જાલિમ લૂતાવળનાં દર્શન થતાં હતાં. કોઈએ એમ પણ વેણુ કાઢ્યાં'તાં કે 'વે'લી કે મોડી પણ લખમી છેવટે તો દેવરાજના છાપરા નીચે જ જિંદગી કાઢવાની!'

મને આ બધીય વાતોની ખબર છે. મારી છાતી ઉપર પગ મૂકીને જતાં લોકો આવી આવી તો અસંખ્ય વાતો મને સંભળાવી ગયાં છે. એ બધી જ વાતોમાં મને સાંકડા મનની દુર્ગંધ ગંધાણી છે; કોઈની વાતમાં મને ઉદાર હૈયાનું પગતાણુ નથી દેખાણું. એક જણાએ જ્યારે બદવજીને કહ્યું હતું, "વૈદ્યરાજ! થોડીક માત્રાઓ તૈયાર કરી રાખજો!" ત્યારે એ વાક્યમાંનો ગૂઢાર્થ જોઈ વૃદ્ધ બદવજી પણ એક ક્ષણ તો જડવત્ બની ગયા હતા.

એ લગ્ન પછી તો એક વર્ષનાં વહાણાં ઊગી ગયાં. જેસંગ–લખમીના સંસારમાં એક ઘોડિયું પણ ગોઠવાઈ ગયું છે. છતાં ગામ તો હજી પણ વાતો કર્યા કરે છે કે જેસંગ ગમે એટલો શાણો થઈને ફર્યા કરે પણ લખમી પર ચોકી કરતી એની આંખ તો ઉજાગરાએજ ભરેલી દેખાય છે. અંતરના ખેડૂઓની જબાન કહે છે કે 'દેવરાજ ઘણીએ વાર, વાડીની દખણાદી દિશાએ આવેલા નાગરવેલના માંડવા નીચે, લખમીની રાહ જોઈ ઊભેલો દેખાયો છે ને લખમીને પણ ઘણીએ વાર પાણીના ધોરીઆ વાળતી વાળતી દૂર નીકળી જતી જોઈ છે.

છતાં મારો અનુભવ તો જુદીજ વાત કરે છે. મેં મારી આંખે જેટલું જોયું છે ને કાને જે સાંભળ્યું છે એ તો મારા હૈયાંની મૂડી બની ગયું છે. મારી કલ્પના કહે છે કે આ મકાનની ચાર દીવાલો વચ્ચેથી જે અવાજો ઊઠે છે એમાં ક્યાંય ઊંચાં મન અને શંકિત હૃદયની આભા પણ નથી. જે છે એ છે દાંપત્ય જીવનની મધુર પગદંડી; મારા કલેવર કરતાં પણ સીધી, રસાર્દ્ર અને લાવણ્યમયી. એમાં ક્યાંય ખાડા નથી, ટેકરા નથી, રૂક્ષતા નથી. હા, એમાં વળાંક જરૂર છે અને એ વળાંક એકુબીજામાં

એકરંગ, એકતાન બની ગએલા એમનાં અંતરનો એકબીજા પ્રત્યેનો નમસ્કાર છે.

અચાનક એક સાંજે મેં વાત સાંભળી કે લખમી જેસંગનું ઘર છોડીને ક્યાંક જતી રહી. શરૂઆતમાં તો મેં એ વાત ન માની પણ તે પછીના આઠેક દિવસ સુધી જ્યારે લખમી વાડીમાં ન દેખાઇ કે ન તો રોટલા ઘડતી વખતનો એનાં બલોયાંનો ખડખડાટ સંભળાયો ત્યારે મને થયું કે વાતમાં કંઇક વજૂદ લાગે છે.

જેસંગ ઘડી ઘડી કોસને મૂકીને ઘરમાં જાય છે. વળી પાછો નાના બાળકને લઇને બહાર આવે છે; પાછો કોસ ચલાવે છે, વચ્ચે વચ્ચે બાળકને રમાડે છે, ક્યારેક ધોરીઆ વાળે છે. એનું મોં ફિક્કું અને સખત બની ગયું છે. બપોર ટાણે કોસને છોડી, બળદને ચારો નાંખી, બાળકને લઇ એ ઘરમાં જાય છે અને રોટલા ટીપવા મંડી પડે છે. ઘર અને વાડીને છોડી, આ અઠવાડિયા દરમ્યાન એ ક્યાંય ગયો નથી. એની ચાલમાં ફેર પડી ગયો છે. અઠવાડિયું, યાતનાનો એક પૂરો દશકો બનીને એની કાયા પર જામી પડયું છે.

ત્યારે અંધારું ઊતરતું હતું. રાત્રી, સંધ્યા પાસેથી પોતાની ચોકીદારીનો હવાલો સંભાળી રહી હતી. આવે વખતે જાદવજી વૈદ્ય માથા પર પાઘડું વીંટાળી જેસંગની વાડીએ આવ્યા. આડીઅવળી વાત કરી પછી ધીમે રહીને પૂછયું, "કાં જેસંગ, ગામમાં ડોકાતો નથી? જાણ છ?...ગામ વાતો કરે છે કે...!"

વાકય અધૂરં રાખીને જાદવજીએ જેસંગના મોં પર આંખોને સ્થિર કરી. પવનના સૂસવાટા ભેગી ક્ષણો ઊડતી ચાલી પણ જેસંગ મૂંગો જ રહ્યો. જાદવજીની આંખોએ જેસંગના ચહેરા પર બે ત્રણ ચકાવા લીધા. પાસે જ એક વાછરડું ભાંભરી ઊઠયું; દૂર કોઠના દુહા ગાજવા લાગ્યા. અને ન પાસે ન દૂર એવી હું વડદાદાઓનાં ચરણને ચૂમતી પડી રહી.

"પણ થયુ શું...એ તો કે' !"

"કાંઇ થયું નથી, કાકા!"

"પણ તી વગર્યે હાલી ગઇ?" જાદવજીએ વહેવારિક રીતે કહેવા માંડ્યું, "ઘોકાનું કયુ પે'લાંથી માન્યું હત તો...!"

"તો શું થાત કાકા?" જેસંગના પ્રશ્નમાંથી રમૂજ ને-કરુણાનો સંયુક્ત રણકો ઊઠયો.

"તો?" કહેતા જાદવજી જરા ટટાર થયા. "તો આ ત્રણ આંગળનું નાક ન કપાત!"

પાછું ત્યાં મૌન વ્યાપી ગયું. ઘડી પછી જાણે કે પેટમાં દુઃખતું હોય એમ જેસંગ પેડુ ઉપર હાથ દબાવવા લાગ્યો. પછી અચાનક જાદવજીનો હાથ પકડી એને મકાન તરફ ખેંચી જતાં એ બોલ્યો, "જરા ઘરમાં હાલોને કાકા!...મારે તમને કાં'ક કે'વું છે!"

બંને ઘરમાં ગયા. અંદર જઇ જેસંગે વૈદ્યને શું કહ્યું એની મને ખબર નથી પણ રડતા બાળકને રમાડતા જાદવજીના મોંના બચકારા મેં બેચાર વાર સાંભળ્યા હતા.

થોડીવાર પછી જાદવજી જ્યારે ઘર બહાર નીકળ્યા ત્યારે એના વૃદ્ધ ચહેરા પર વધુ કરચલીઓ પડી ગઇ હતી. લાકડીને ટેકે ટેકે, ચિંતાતુર વદને પછી એ ગામભણી ચાલ્યા ગયા. એમના ઊપડતા પગની ધ્રૂજારી મારાથી જરાય અજાણી ના રહી.

બીજે દિવસે સવારે, માથે ફાળિયું વીંટી જેસંગ બહાર નીકળ્યો ને બારણે તાળું માર્યું. વાડીમાં કામ કરતા પશવાને કહ્યું, "જરા ગામમાં જઇ આવું." અને કમ્મરેથી વળી ગએલો એવો જેસંગ સહેજ હસ્યો; શિકારને જોઇને શિકારી જેવું હસે એવું જ હસ્યો. પછી ગામ તરફની સડકે પગલાં ભરતાં બોલ્યો, 'કુંકુની શીશી લાવવી છે.'

પશવો વિસ્ફારિત નયને જેસંગને જોઇ રહ્યો.

'કંકુની શીશી ?'

'લખમી પાછી આવસ્યે તંઈ એને જોઈશે ને ?' અને પછી એ ઝપાટાબંધ ચાલી ગયો.

ત્યારે મેં એક વધારે વખત જેસંગને ધારી ધારીને જોયો. એની કમ્મરના વળી જવા સાથે અને એના ચહેરા પરની ફિકાશ સાથે આંખની આજુબાજુ કાળાં કુંડાળાં પડી ગયાં હતાં. એની લાંબી મૂછોના વાળ, કાંઈ કાંટાળી વાડના ઝરડા જેવા અસ્ત-વ્યસ્ત ગોઠવાએલા હતા. શરીર ઉપરથી સ્ફૂર્તિ અદૃશ્ય બની ગઈ હતી અને એના કાળા હોઠના ખૂણીઆ દયાર્દ્ર રીતે નીચેની બાજુ ઢળી પડ્યા.

એના બહુ જ છેટે પહોંચી ગયા પછી પશવો જોરથી બરા-ડ્યો, 'કાનિયા હે ! ...રવજી, જોઈતા, અજવાળી, સોનાં, મમદા એ !...હે...ઈ...યને આંઈ જરા ઓરા આવો. એક ગમ્મ-તની વાત કઉં !

'શું છે પશવા ?' 'શું સ્યું પશવા' એવા પ્રશ્નો પૂછતા પાંચ–સાત જણ જોતજોતામાં ત્યાં એકઠા થઈ ગયા. એ બધાય તરફ એક ઊડતી નજર નાખી પશવો બોલ્યો, 'કાંઈ જાણો છો ?...જેસંગ કંકુની શીશી ખરીદવા ગામમાં ગ્યો; લખમીરાણી પાછાં આવે તંઈ એને દેવા''

બધાંય ખડખડાટ હસી પડયાં. 'અલ્યા આવું ચક્રમ ભેળું તો એક જેસંગમાં જ દીઠું,' મમદો બોલી ઊઠ્યો. 'માનો કે ન માનો પણ જેસંગની વાવડી ચસકવાની !'

'પણ હેં ભલા ! લખમી ગઈ કેને ત્યાં ?' એક જણે પૂછ્યું.

'દેવરાજ તો હજી ગામમાં જ છે.' બીજાએ કહ્યું.

અને જાણે કે પોતે એક મહાન રહસ્યનો સ્ફોટ કરતો હોય એમ મમદો ટહુક્યો, 'ધૂળ ને ઢેફાં, પંદરેક દિ' મોર્ય લખમીએ એક જણને પાણી પીવડાવતાં નેણ નચાવ્યાં'તાં.'

'કિયો હતો એ માટી ?'

' બાંટિયા ગામનો મામલતદાર. '

' કોણ ધનજી ? '

' મારાએ ભાર્યે કરી ! '

' રાતોરાત લખમીને ભગાડી ગ્યો ? '

' ...અને છોકરાને મૂકતો ગ્યો. જેસંગ પટેલ નાગણના એ કણાને ઉછેરીને મોટો કરશે અને ભવસાગર તરી જશે. '

પાછું હાસ્ય પથરાઇ ગયું. પાણીમાં શેવાળ પણ આવી જ રીતે પહોળી થઇ ને ફેલાઇ જતી હશે એમ મને લાગ્યું. પછી જેસંગને પાછો આવતો જોઇ બધા મૂગા બની બેઠા ને હળવેકથી વીખરાઇ ગયા.

જેસંગ આવ્યો. હાથમાં કંકુની શીશી, છોકરાને રમવાનો લાકડાનો ઘુઘરો અને બીજાં બેચાર પડીકાં લઇ એ ઘરમાં ગયો. એનો દેખાવ જોઇ હું ધ્રુજી ઊઠી. એના હોઠ કંઇક ગણગણી રહ્યા હતા, એની આંખમાં પાણીનો પડદો બાઝી ગયો હતો. જેસંગના અવયવે અવયવ પર જાણે કે કોઇ મહાભયંકર વસ્તુનો ઓછાયો પડી ગયો હતો.

આ જિંદગી પણ કેવી વસ્તુ છે ? કેટકેટલા રંગ એ બદલ્યા કરે છે ? આ ખેતરોની બાજુમાં કોઇનાં પગલાં પડયાં, ગાડાનાં પૈડાં ફર્યાં અને મારો જન્મ થયો; વધુ પગલાં પડયાં અને હું જુવાન થઇ. આ જેસંગના ઘરમાં લખમીનાં પગલાં પડયાં અને મેં એક અનોખા રસ–જીવનનો અનુભવ કર્યો. હવે એ ઘર વિષે જાતજાતની વાતો ઊડી રહી છે. એક સ્ત્રી સાથે કેટલાંક માણ-સોનાં નામ સંડોવાતાં ચાલ્યાં છે જેસંગના વદન પર વેદનાના ચાસ પડી ગયા છે. હા, બાળકનો રુદન–સ્વર હજી એવોને એવો જ, બલ્કે વધારે જોરથી સંભળાય છે પણ કોઇ હાલરડું ગાતું નથી. હોકાના અવાજમાં પણ શિથિલતા આવી ગઇ છે. જાનવરોને

ઘાસ–પાણી પણ કોઇ વખતસર આપતું નથી. મડદા પર જેમ ગીધડાની ચાંચ ભોંકાય એમ આ ઘરની એક ઘટના પર ગામ લોકોની જીભ ફરી રહી છે.

આ પછી તો પંદર કાળી રાતનું પખવાડિયું વીતી જાય છે. જેસંગના કૃશ થયે જતા દેહને હું રોજ જોયાં કરું છું. રોજ રાતના જાદવજી વૈદ્ય આ ઘરમાં આવે છે ને જેસંગ સાથે છૂપી છૂપી વાતો કરે છે. બેચાર પડીકીઓ આપે છે ને જ્યારે ગામ તરફ જાય છે ત્યારે કહેતો જાય છે, 'ધોળી ભુકી પાણીમાં લેવાની...અને જો! ઉપર દૂધ તો ખરું જ હો! ભુલતો નહિ?'

આમ ઘટમાળ ચાલ્યા કરે છે. બાળક રોયા કરે છે, લોકો વાતો કર્યા કરે છે, કોસનો કીચૂડ...કીચૂડ...અવાજ સંભળાયા કરે છે. જેસંગ, ઘર અને વાડીની વચ્ચે આંટાફેરા ખાધા કરે છે. હોલાનું ઘુ...ઘુ અને વાછડીનું ભાંભરવું સ્પર્ધામાં ઊતરે છે.

પછી પાછી સાંજ પડે છે અને અવધૂતની ધૂણીની માફક જેસંગના મકાનનાં જાળિયામાંથી ચૂલાનો ધુમાડો ગગનમાં ગોટે ચડે છે.

વિચારના નશામાં ચકચૂર બની હું પડી રહું છું. સૂર્ય–કિરણોના ગરમ સોયા મારા દેહ પર ભોંકાય છે. જાનવરોના પોદળાથી મારું શરીર ખરડાય છે પણ એની મને તમા નથી. આતવારીઓનાં ઝાંઝરનું સંગીત હું સાંભળું છું, ગૂંદીના રાતા સંતાનોને છાતી સરસા ચાંપું છું. હું આ બધું ય કરું છું પણ મારી નજર તો જેસંગના ઝૂંપડા તરફ જ ચોંટી રહે છે.

રાત પડી છે; હા, રાત પડી છે. જેસંગના ઝૂંપડામાંથી હોકાનો કથળેલ અવાજ થાય છે ન થાય છે ને અચાનક બંધ પડી જાય છે. એકાદ બે મિનિટ બાદ જેસંગ બહાર નીકળી મારી તરફ આવે છે. થોડેક છેટે જઇ, મેંદીની વાડમાંથી થોડીક ડાંખળીઓ તોડે છે. પછી મકાનના આંગણામાં પડેલી શિલા

પર મેંદીનાં પાન લસોટવા લાગી જાય છે.

...અને હું ચમકું છું. જેસંગનાં મગજ વિષે અનિચ્છાએ પણ મને ખરાબ વિચાર આવે છે. હું કંપી જઉં છું. પાન લસોટતાં જેસંગના કપાળ પર પસીનાનાં ટીપાં બાઝે છે; જાણે કે એનો શ્રમ થોડોક હળવો કરવા માગતા હોય એમ પવનના ઝપાટા આવે છે અને એના લલાટને ઠંડી ટપલીઓ મારી જાય છે.

પાંદડાં લસોટીને જેસંગ ઘરમાં જાય છે. અંદર શું થાય છે એ હું જોઇ શકતી નથી, કટ...કટ...અવાજ આવે છે એ ઉપરથી લાગે છે કે ઘોડિયું હાલતું હશે. પવાલાનાં અવાજ પરથી લાગે છે કે કોઇને તરસ લાગી હશે પણ ત્યાં તો ઘરના જાળિયાઆમાંથી કાગળનો નાનો ટુકડો બહાર ફેંકાય છે. જાદ-વજી વૈદ્યની પડીકી પાણી સાથે પીવાઇ ગઇ હશે એ સમજતાં મને વાર નથી લાગતી.

રાત જાય છે ને મધરાત જામી પડે છે. અંધારું ઘુંટાઇ ગયું છે. તમરાંના સ્વર, ચીબરીની ચીસ અને પવનના સુસવાટા સિવાય બધું શાંત છે: બધું જ શાંત. પણ જેસંગનું મન શાંત હશે કે કેમ એ હું કહી નથી શકતી.

ગગનના ગુંબજમાં તારાઓ ટમટમી રહ્યા છે અને જેસં-ગની ઝુંપડીના ગોખમાં તેલનો દીવો પણ ઝાંખા તેજ વડે પોતાના અસ્તિત્વની સાબિતી આપી રહ્યો છે.

ઓચિંતાનું બારણું ઊઘડે છે ને લાંબી લાંબી ફલાંગો ભરતો જેસંગ ગામ ભણી દોડે છે. હું પણ એની સાથે દોડવા લાગું છું. એના કપાળ પરથી ટપકતા પસીનાનાં બુંદ, મોતી બનીને મારી કાયા પર મઢાઇ જાય છે.

ગામના દરવાજાની અંદર જઇ, નજીકના જ એક ઘરનું કમાડ એ જોરથી ખખડાવે છે, દરવાજા પાસે ઊભેલી હું આ બધું એકીટશે જોઇ રહું છું.

એકાદ ક્ષણ ગઇ ના ગઇ ત્યાં તો એ ફરીથી સાંકળ ઠખ-ડખાવે છે. જાણે કે ઘડિનો યે વિલંબ એનાથી સહેવાતો ના હોય એમ !

જાદવજી વૈદ્ય આંખો ચોળતા બારણું ઉઘાડે છે. જેસં-ગને જોઇ ચમકે છે. 'કોણ જેસંગ !'

'જાદવજીકાકા !' કહેતો જેસંગ રોઇ પડે છે. દડ...દડ... દડતાં આંસુ જાદવજીના પગ પખાળી રહે છે. જાદવજીને અચા-નક પ્રસંગનું ભાન જાણે કે થઇ જાય છે. 'ઊભો રે'! આવું છું.' કહેતા એ અંદર જાય છે ને એક હાથમાં લાકડી ને બીજા હાથમાં ફાનસ પકડી બહાર આવે છે. નકૂચે સાંકળ ચડાવી, સાચવણું મારી, ઓટલો ઊતરતાં એ કહે છે, 'હાલ્ય !'

''પણ જાદવજીકાકા...!' અને હોઠ સુધી આવેલા ડુસકાને જેસંગ મહાપરાણે દાબી રાખે છે. વૈદ્યની વૃદ્ધ આંખોમાં પોતાનાં અશ્રુમલિન નેત્રો પરોવતાં એ બોલે છે, 'સરંજામ લઇ ને હાલો!'

'ઈ તો થઇ રે'શે !...હાલ્ય!' અને જાદવજી તથા જેસંગ ઝુંપડી તરફ ઝપાટાબંધ ચાલવા માંડે છે. ગામના દરવાજા આગળથી હું પણ એમના ભેગી થઇ જાઉં છું.

ઝુંપડીમાંનો દીવો, કદાચ તેલ ખૂટી જવાથી બુઝાઇ ગયો છે. બહારનું અંધારું ઝુંપડીમાં પણ ઘુસી પડ્યું છે. જ્યારે જાદવજી ને જેસંગ અંદર જાય છે ત્યારે જાદવજીના ફાનસમાંથી વેરાતો પ્રકાશ જાળીમાંથી બહાર ડોકિયું કરે છે. પછી સ્તબ્ધ અને ગંભીર લાગતી કાળી રાતમાં આછા રૂદનનો અવાજ ભળે છે.

થોડીવાર રહી બહાર નીકળતાં જાદવજી બોલે છે, 'આ એંસી વરહ કાઢયાં પણ તારા જેવો બીજો કોઇ જણ ના દીઠો. હથેળી જેવડા હૈયામાં તેં સમંદર સમાવી જાણ્યો જેસંગ !'

જેસંગના હોઠ અવાક રહ્યા પણ નયનોએ પ્રવાહી શબ્દોનો એક મહાઘોષ વહેતો મૂકી દીધો.

'પણ ભૂંડા! મરતી બાયડીની પાની તેં કઈ હિંમતથી મેંદી–રંગી કરી?'

'ઈ તો કાકા એણે કયું'તું! કિયે કે 'જુવો તો ખરા! હાથ ને પગ કેવા ફિક્કા પડી ગ્યા છે! ઘણાં દિ'થી મેંદી નથી ભરી!'

'એટલે તેં મેંદી લસોટી, એમને?'

'મને શું ખબર કાકા!...મને શું ખબર કે આજની રાતે જ એ...!'

અને જાણે કે કોઈ ગહન રહસ્ય મારી નજર સામે ખુલ્લું થઈ ગયું. માંદી લખમી ઘરમાં જ આટલા દિવસ થયા પડી હતી અને એને ન જોવાથી ગામ ઝપાટે ચડી ગયું હતું. અફવાઓ પણ કેટલી કાતિલ અને ઝેરી હોય છે? અને ગામની દૂષિત વાતોનું વેર લેતો હોય એમ જેસંગ ચુપ રહ્યો હતો. ગામના શબ્દો સામે એણે પોતાનું મૌન અફળાવ્યું હતું અને જાદવજી વૈદ્યને પણ સોગન આપી, સત્ય હકીકત પ્રગટ કરતા રોકયા હતા. જાદવજી અવારનવાર લખમીની જ ખબર કાઢવા આવતા હતા ને દવા આપી જતા. ગામ જાણતું કે જેસંગ દવા ખાય છે.

આમ એકાંતવાસનાં, ઉચાટનાં ને ઉજાગરાનાં ત્રણેક પખવાડિયાં જેસંગે ખેંચી કાઢયાં હતાં. એ છોકરાને રાખતો, વાડી સંભાળતો, વ્યંગથી ભરેલી વાતોનાં તીર સહન કર્યે જતો, પંડે રોટલા ટીપીને ખાતો ને માંદી બાયડીની પથારી પાસે બેસી ઉજાગરા માણતો હતો. એક પત્ની તરીકેની તાલાવેલીથી જ એ આ બધું કર્યે જતો અને મને લાગે છે કે એક પત્નીની નાખુશીથી જ માંદી લખમી પતિની આ બધી સેવાઓનો મૂગે મોંએ સ્વીકાર કરી લેતી હશે.

પણ આજ એનાં એ બધાંય દુઃખનો અંત આવી ગયો.

અને સાથે સાથે આવી ગયો એના સુખનો પણ અંત. પંદર મહિનાની પરણિત જિંદગી પર આજ પૂર્ણવિરામ મૂકાઇ ગયું હતું.

વહેલી સવારે ઘણાં બધાં માણસો જેસંગની ઝુંપડી પાસે એકઠાં થયાં. લખમીને બહાર કાઢવામાં આવી. એની પાની પરની મેંદી એના લલાટના રાતાચોળ ચાંદલા સાથે હરીફાઇમાં ઊતરી હતી. એક જણાએ લખમીના શબ ઉપર રાતી ચૂંદડી ઓઢાડી દીધી.

સૌ મૂગા મૂગા કામ કરતા હતા. કોઇ ઠાઠડી બાંધતા હતા, કોઇ દોણી ચેતવતું હતું, કોઇ બીડી પીતા હતા, તો વળી કોઇ જેસંગના નાના બાળકને રમાડતું હતું. હૈયાં બોલતાં હતાં પણ જીભ મૂંગી હતી. જેસંગની સહનશક્તિથી ગામલોકોની જબાન સિવાઇ ગઇ હતી, છતાં પણ એક જણથી ના રહેવાયું. બીડીના બેચાર સટ લઇ, એકાદ ખોંખારો ખાઇ, કોકને નહિ છતાં જાણે બધાયને પૂછતો હોય એમ એ બોલ્યો, 'આટલા દિ'થી લખમી ઘરમાં હતી?'

આ સવાલ સાંભળી જેસંગનું મોં તંગ બની ગયું. એની આંખમાં હિંગળો આવ્યો. આંખનાં પાણી એણે લૂછી નાખ્યાં. બધાય તરફ એક તાતી દૃષ્ટિ ફેંકી, વ્યંગથી એ બોલ્યો. 'ના, ઘરમાં નો'તી!' પછી બાજુમાં બેઠેલા બાદવજી તરફ જોઇ કહ્યું. 'જેસંગ પટેલની બાયડીને આ લોકો શું સમજી બેઠા હતા? કાકા!...ગામનો ઉતાર?' અને એણે બાદવજીના ખોળામાં માથું સંતાડી દીધું. આડત્રીસ વર્ષનો જેસંગ તે દિવસે પહેલી જ વાર, ગામલોકોની હાજરી વચ્ચે મોકળે સાદે રડી પડ્યો.

સવારની ઠંડી ઠંડી લહેરકીઓમાં, ચકલીઓનાં કલશોર વચ્ચે, ગૂંદીના અને વડના ગૂંદાં–ટેટાઓની સલામી ઝીલતું

જીવતું લખમીનું શબ મસાણ તરફ ચાલ્યું.

કોણ કહે છે કે કુદરતને ચીતરતાં નથી આવડતું ?



## જીવતરની ધન્યતા

આખું યે ગામ ઉજ્જડ બની ગયું હતું. લગભગ બધી વસ્તી શહેર ખાલી કરીને આજુબાજુનાં ગામડાઓમાં ચાલી ગઇ હતી. ઠેર ઠેર દ્રષ્ટિગોચર થતો હતો બોમ્બમારાથી નાશ પામેલી ઇમારતોનો કાટમાળ. રસ્તાઓમાં ઠેરઠેર મુર્દાં પડયાં હતાં ને એના ઉપર થઇને માતૃભૂમિની આઝાદીના રક્ષકો દુશ્મનોની ટૅંકો ને મશીનગનો સામે હસતાહસતા આગળ ધસી રહ્યા હતા. શી ઝિંદાદિલી, શો લુત્ફ હશે ભોમકા કાજે મરી ફીટવામાં ?

એક દુકાનમાં ઊભો ઊભો એનો અંગ્રેજ માલિક બારી-માંથી આ હીલચાલ જોઇ રહ્યો હતો. સૈનિકોનો તાલબદ્ધ સંગીતમય પગરવ સાંભળતો એ ઊભો હતો. થતું હતું 'જોઇ હયો માતાનાં આ બાળ ! પરાધીનતાની બેડીઓમાં માતૃભૂમિને જકડવા આવેલા પરદેશીઓ સામે કેવા આનંદથી, છાતી કાઢીને લડવા જઇ રહ્યા છે !'

એની બાજુમાં ઊભો હતો ફીંગસુ નામનો એક બુઝર્ગ ચીનો. છેલ્લાં વીસ વર્ષથી એ એની દુકાનમાં નોકરી કરી રહ્યો હતો. હમેશાં મૂંગા રહેવામાં એ મઝા લેતો. આટલી લાંબી નોકરી દરમ્યાન એ ભાગ્યે જ આઠ કે દસ વાર બોલ્યો હશે. સંગીન નીમકહલાલીની એ જીવંત મૂર્તિ સમો હતો. એ કદી નોકરી પર મોડો આવ્યો નથી; એણે કદી પગાર વધારવા બાબતની વાત ઉચ્ચારી નથી; એણે કદી કોઇ પણ બાબતનો અસંતોષ વ્યકત કર્યો નથી. એનો માલિક જે કામ ચીંધે તે

એ કરી બતાવે છે, જે કંઇ ખાવા આપે તે એ હર્ષથી જમી લે છે. એનું કોઇ સંગુવહાલું હોય એમ જણાતું એના દિલનો તાગ લેવાનો ઘણીયે વાર પેલા અંગ્રેજે પ્રયત્ન કર્યો હતો, પણ એ એનું ઊંડાણ પામી શકયો ન હતો.

કેટલાયે મહિનાઓ પહેલાં ઓચિંતો જાપાને ચીન ઉપર હલ્લો કર્યો, મોટાં ગામ ખાલી થવા લાગ્યાં ને ખાલી થએલાં ગામો ખંડીએરનું સ્વરૂપ ધરવા માંડયાં. સમસ્ત ચીનમાં રણભેરી બજી. આઝાદીના આશકો કામધંધા મૂકી, માનુનીની મીઠી ગોદને છોડી, ચંડુલખાનાં ત્યાગી શસ્ત્રો સજવા લાગ્યા.

જ્યારે પોતાનું ગામ પણ ખાલી થવા લાગ્યું ત્યારે અંગ્રેજે એને પૂછ્યું, 'ફીંગ, આપણે પણ અહીંથી ચાલી નીકળીશું ને? અહીં રહેવું સલામત નથી.'

જવાબમાં ફીંગ સુની આંખમાંથી ટપ ટપ આંસુ ટપકી પડયાં. અંગ્રેજનાં નેત્રો આશ્ચર્યથી વિકસી ગયાં. હંમેશાં હસમુખા રહેતા ફીંગ સુને આજે બે દાયકામાં એણે પહેલી જ વાર અશ્રુ ટપકાવતો જોયો. ફીંગને માટે એના અંતરમાં હમેશાં માન હતું. એના જેવો નરમ, પ્રેમાળ ને ગમતી માણસ એણે બીજો કોઇ જોયો નહોતો.

'જઇશું ફીંગ?' એણે ફરીથી પૂછ્યું.

'ના માલિક,' ફીંગે જવાબ આપ્યો: 'અંહીં જન્મ્યો છું, ને અહીં જ મરીશ. જીવનની સંધ્યા વખતે માતૃભૂમિનો હું દ્રોહ નહિ કરું. ઘરડો છું, તાકાત નથી, છતાં પણ જો દુશ્મનો અહી સુધી આવશે તો એની સામે ધસી જઇશ. મારવાની તાકાત નહિ આવે તો પણ બંદુક સામે છાતી કાઢીને ઊભો રહીશ. દુશ્મનની એક ગોળી તો બેકાર કરી મૂકીશ?...ના માલિક, જવું નથી. આપને જો....' ફરીથી આંસુની ધાર ચાલી. એનું ગળું રૂંધાવા લાગ્યું. 'જાપાન સિવાય અમારો કોઇ દુશ્મન

નથી...માલિક, આજ હું આપની આજ્ઞા નહિ માની શકું... બહુ દુઃખ થાય છે.'

'All right, all right. નહિ જઈએ, બસ ! મોત હશે તો એ કંઈ થોડું આપણને છોડવાનું છે ? અહીંથી ભાગશું તો પાછળ પડશે. આપણે અહીં રહીશું.'

ફીંગ સુ હર્ષથી પુલકી ઉઠ્યો. પોતાની સાથે પોતાનો માલિક પણ રહેશે એ ખ્યાલે એ હર્ષમાં આવી નાનાંનાનાં ડગલાં ભરતો બહાર ચાલ્યો ગયો.

થોડી વારે એ પાછો આવ્યો ને કુરનિશ બજાવી અંગ્રેજ સામો ઊભો. પછી ખુલતા ઝભ્ભાની અંદરથી એક થેલી બહાર કાઢી અંગ્રેજને આપી. એની અંદર લગભગ હજારેક રૂપિયાની કિંમતના ચીની સિક્કા હતા.

'કેમ ?' અંગ્રેજે પૂછ્યું. પોતાને પૈસા આપવાનો અર્થ એને ન સમજાયો.

'રાખો માલિક,' ફીંગે કહ્યું. 'જિંદગીનો ભરોસો નથી. થોડા દિવસોમાં અહીં પણ જંગ જામશે. મારા દુઃખી ભાઈઓની મદદમાં એ રૂપિયા તમે વાપરજો. આખી જિંદગીની કમાણી એમાં છે.'

'પણ. થોડા પગારમાં તેં આટલા બધા પૈસા ભેગા કેવી રીતે કર્યા ?'

'મોજશોખ મેં કદી કર્યો નથી, માલિક ! અફીણ પણ નો'તો પીતો. સંભાળશોને રૂપીઆ ?'

અંગ્રેજે ડોકું હલાવીને હા પાડી અને રૂપિયાની થેલી ત્રીજોરીમાં મૂકી દીધી. એને વિચાર આવ્યો, 'જો ચીનના અર્ધા માણસોમાં આવી જ દેશભક્તિ હશે તો જપાનની હાર ચોક્કસ છે.'

ઉપરની વાત બની ગયા પછી ફીંગ સુ પાછો એકદમ મૂંગો

બની ગયો છે. લડાઇ ખૂબ જોરથી ચાલી રહી છે. ગામોનાં ગામો તારાજ થઇ રહ્યાં છે ને બીજાં થતાં જાય છે. અંગ્રેજની દુકાનની આજુબાજુ ગોળાઓથી તેનું રક્ષણ કરવા રેતીના કોથળાઓ ગોઠવી દેવામાં આવ્યા છે. હજારો ચીનાઓની હત્યારા જાપાને કત્લ કરી નાખી છે, પણ રોજ સવાર પડે છે ને નૂતન ચીની સૈન્ય તૈયાર થાય છે. કુરુક્ષેત્રના યુદ્ધમાં જેમ એક મંત્રેલું બાણ હજારોની સંખ્યામાં પરિણમતું, એમ એક એક ચીનાનું મૃત્યુ બીજા હજાર ચીના ઊભું કરતું. જાપાની સેનાનાયકો આ જોઇને આશ્ચર્ય પામતા બબડતા: 'આ બધા આવે છે ક્યાંથી?'

ફીંગ સુ જ્યારે કામમાંથી નવરો પડે ત્યારે બહાર જઇ ઊભો રહે ને આકાશમાં ઊડતાં વિમાનોને જોયા કરે છે. તેમાંયે એક ચિનાઇ વિમાન ઉપર એને બહુ મમત્વ હોય એમ જણાય છે. અને એ વિમાન પણ કેવું છે? આજ ચાર ચાર દિવસથી દુશ્મનોનાં વિમાનોનો એ સફળ સામનો કરી રહ્યું છે. જાપાનીઓનાં પંદર વિમાનોના તો અત્યાર સુધીમાં એણે એકલાએ ભુક્કા બોલાવી દીધા છે. એનો નંબર છે સી. એ. એફ. ૧૪૩૦. એણે જ્યારે એક વધુ જાપાની વિમાનને નુકશાન પહોંચાડ્યું ત્યારે ફીંગ સુથી આનંદ છુપાવી શકાયો નહિ. દુકાનની અંદર જઇ પેલા અંગ્રેજને બારીમાંથી એ દૃશ્ય બતાવ્યું. અંગ્રેજે જાપાનીઝ વિમાનને ગડથોલાં ખાતું જોયું.

'બહુ બહાદુર વિમાની લાગે છે નં ૧૪૩૦. Very daring. નહિ ફીંગ સુ?' અંગ્રેજે કહ્યું. એણે પણ નં ૧૪૩૦ ની દુશ્મનો સાથેની ઝપાઝપી ઘણીવાર જોઇ હતી.

ફીંગે પોતાના માલિક સામું ટગર ટગર જોયા કર્યું. બોલવાનો પ્રયત્ન કર્યો, પણ અતિ આનંદના માર્યા એનાથી બોલી ન શકાયું.

'જો, જો,' અંગ્રેજે કહ્યું: 'બીજાં ત્રણ વિમાનો એને પાડવા

આવતાં જણાય છે.'

ફીંગે એક તરફ નજર કરી. દૂરથી ત્રણ જાપાનીઝ વિમાનો વેગથી નં. ૧૪૩૦ તરફ ધસી આવતાં દેખાયાં. વળી પાછું યુદ્ધ શરૂ થયું. બંદૂકોના ધડાકા ને વિમાનોનો ધમધમાટ કાન ફાડી નાંખે એવો થવા લાગ્યો. થોડી વાર ટક્કર ઝીલ્યા પછી નં. ૧૪૩૦ એકદમ ભાગ્યું. પૂંઠે પેલાં ત્રણ જાપાનીઝ વિમાનો પડ્યાં. જ્યારે બધાં વિમાનો દૃષ્ટિમર્યાદા બહાર જતાં રહ્યાં ત્યારે શેઠ ને નોકર કામે વળગ્યા.

તે દહાડે આખી રાત ફીંગ સુએ મકાન બહાર ખુલ્લામાં સૂતાંસૂતાં આકાશ તરફ જોયા કર્યું. ચિનાઇ વિમાનનો એનો પરિચિત બની ગએલો અવાજ એને એ રાતના ફરીથી ન સંભળાયો તે ન જ સંભળાયો.

ત્રણ દિવસ પસાર થઇ ગયા, પણ નં. ૧૪૩૦ પાછું ન દેખાયું. ફીંગ સુ બેચેન ને દુઃખી જણાતો હતો. અંગ્રેજથી આ અજાણ્યું ન રહ્યું.

'દુઃખ કર્યે શો ફાયદો, ફીંગ? દેશને માટે મર્યો છે. વીસ-વીસ વિમાનોને પાડ્યા પછી પડ્યો છે. બળાપાનું કારણ નથી.'

પણ ફીંગને શાંતિ ન વળી. એ વધુ દુઃખી જણાયો.

'તારા મનમાં છે શું ફીંગ? ત્રણ દિવસથી તેં નહિ જેવું જ ખાધું છે. આખો દિવસ રડ્યા કરે છે ને રાતે ચોગાનમાં સૂતોસૂતો આકાશ તરફ જોયા કરે છે. આખર છે શું?

'કંઇ નહિ, માલિક!'

'હું જાણવા માગું છું. છે શું ફીંગ?'

'માલિક' ફીંગે ધીમે અવાજે, ડૂસકાં ખાળતાં કહ્યું: 'દુઃખ એટલું જ છે કે ૧૪૩૦ દુશ્મનોથી ડરીને પીઠ બતાવી નાસી ગયું... એણે લડાઇમાં ફના થઇ જવું જોઇતું હતું.'

અંગ્રેજ ફીંગનું કહેવું સમજ્યો. દુશ્મનોથી ડરીને, એમને

પીઠ બતાવીને નાસી જવું એના જેવી નાલેશીભરી વાત બીજી કયી હોઇ શકે? પણ ફ્રીંગ આટલો બધો દુઃખી કેમ જણાતો હતો? ફ્રીંગને પહોળી બાંયો વડે આંસુ લૂછતાં જોઇ અંગ્રેજે આગળ વાત વધારવાનું દુરસ્ત ન ધાર્યું.

એ રાત ગઇ ને સૂર્યે સોનાનો ચોકો પૂર્યો નં. ૧૪૩૦ના અદૃશ્ય થયાનો આજ ચોથો દિવસ છે. દુકાનમાં બેઠોબેઠો અંગ્રેજ હોકલી પીતો હતો ત્યાં ફ્રીંગ આવ્યો. એની ચિંતા દૂર થઇ ગએલી જણાતી હતી. એની ઝીણી આંખો હસી રહી હતી ને એક અજબ તેજ એના ચહેરા પર ઝળકતું હતું.

ફ્રીંગને રોજ કરતાં વહેલો અવેલો જોઇને અંગ્રેજ વિસ્મય પામ્યો. 'કેમ ફ્રીંગ? આજે જલદી કાંઇ?'

'૧૪૩૦ જીવે છે, હુઝુર. રાતનાં બરાબર દોઢ વાગ્યે મેં એનો અવાજ સાંભળ્યો. ૧૪૩૦ નાસી નથી ગયું. લડવા માટે એ આટલામાં જ ઘૂમી રહ્યું છે. નં. ૧૪૩૦ એની માતૃભૂમિને વફાદાર રહ્યું છે, માલિક!'...અંગ્રેજ પોતાના નોકરની આ ઘેલછા જોઇને હસ્યો.

તે દહાડે ફ્રીંગ સુ ખૂબ ધરાઇને જમ્યો. એ હમેશાં અંગ્રેજ સાથે જ ખાણું લેતો. માલિકનું એને એવું ફરમાન હતું. બન્ને શેઠ–નોકર કરતાં બાપ–દીકરા જેવો વહેવાર વધુ રાખતા. માલિક અંગ્રેજ બુઢ્ઢા નોકર ફ્રીંગ સુની એક પુત્રની જેમ અદબ જાળવતો. અને એના જીવનમાં આ પ્રેમાળ ડોસા સિવાય બીજું હતું પણ કોણ? એક પુત્રી હતી તે પણ બે વર્ષ પર આ દુનિયા છોડી ગએલી!

બપોરનો એક થયો હશે. ફ્રીંગે એના માલિક પાસે જઇ કહ્યું: 'જરા બહાર આવો તો! જોવા જેવી રમત છે, માલિક.'

બન્ને બહાર ગયા. ફ્રીંગે આકાશ તરફ આંગળી ચીંધી. એ જ પેલું ૧૪૩૦ દુશ્મનોનાં ત્રણ વિમાનો સાથે દાવપેચ લડી

રહ્યું હતું. બરાબર ત્રણ કલાક સુધી સતત એ યુધ્ધ ચાલ્યું. એક જાપાનીઝ વિમાન ખત્મ થઇ ગયું ને બીજાં બે નુકસાન પામ્યાં. નં. ૧૪૮૦ ની પણ એક પાંખ બહુ જ ખરાબ રીતે ઘવાઇ ગઇ હતી. આખરે એ ગુલાંટ ખાવા લાગ્યું. દુશ્મનના વિમાનની એક ગોળી એના પંખાને તોડી ચાલી ગઇ ને નં. ૧૪૮૦, માલિક ને નોકર જ્યાં ઊભા હતા ત્યાંથી થોડે દૂર આવીને પડ્યું. વિમાન આખું સળગી ઊઠ્યું હતું ને એનાથી થોડેક જ દૂર ઊથલી પડેલો એનો પાયલટ મરેલો પડ્યો હતો.

ચીંગ દોડતોદોડતો એની પાસે જઇ ગોઠણભર બેસી ગયો. શબનો એક હાથ ઉપાડી પોતાની છાતી ઉપર પ્રેમથી દાબ્યો. એણે પાછળ જોયું તો જણાયું કે એનો માલિક એની પછવાડે જ ઊભો હતો.

'માલિક!' ફીંગ સુ હર્ષથી બોલી ઉઠ્યો: 'માલિક, જુઓ આ ચીંગ લીંગ.' પછી એણે શબની પીઠ થાબડી: 'બડો હિંમતવાન છોકરો. જીવતર જીવી જાણ્યું એણે, નહિ માલિક?'

'હા ફીંગ, નિઃશંક...પણ તું એને ઓળખે છે?'

'ન ઓળખું માલિક? એકના એક પુત્રને પણ હું ન ઓળખું માલિક?'

અને ફીંગ સુએ પુત્રના શબ ઉપર માથું ઢાળી દીધું. એની આંખમાંથી નીકળેલી હર્ષનાં આંસુની ધારા શબના માથામાંથી નીકળેલી રૂધિરધારા સાથે મળી ગઇ.



## કાબો સમ્રાટ

અંધારું ઊતરતું જતું હતું. ચંદ્ર–તારાજડિત ગગનના ઝળઝળા શેલા નીચે આંબા જેવડું દેવપુર શાંતિમાં ગરક બનેલું પડ્યું હતું. ઝૂંપડીઓમાંથી નીકળતા

ધુમાડાએ એની કાયાને મઢી દીધી હતી. ગામનાં ખોરડાંની ને વૃક્ષોની આછી રૂપરેખાઓ આકાશના ઓજસ આગળ તરી આવતી હતી. ઝાંખી ઝાંખી બત્તીઓ ઝળકતી'તી, ધીમા ધીમા ક્યાંક ક્યાંક જાડી ભાષાના શબ્દો કાને અથડાતા હતા. એકાદ કૂતરું અચાનક ભસીને પાછું શાંત બની જતું હતું.

જરા ધ્યાનથી જોતાં જણાતું હતું કે ગામની ભાવિક વસ્તી ગામની ઓતરાદી દિશાએ આવેલા એક મંદિરમાં જમા થઇ છે. મા અંબાનું એ મંદિર એક ઊંચા ટેકરા ઉપર પોતાના અનોખા વૈભવથી ઊભું છે. રોજ સાંજે ત્યાં આરતી થાય છે, ઝાલરો વાગે છે, નગારા પર દાંડીઓ પિટાય છે ને ખરબચડાં સ્તુતિ-ગીતો ગવાય છે. માતાના મંદિર આગળના ચોગાનમાં ભકતજનો ભજનોની ને રાસની રમઝટ બોલાવે છે, ત્યારે દાડમડી ચમેલીના વેલા તરફ જોઇ મુસ્કુરાય છે.

પણ આજનું પર્વ આનંદદાયી છે. નવરાત્રિની આજ નવમી રાત. આજના જેવાં ભજનો ગઇ સાલ ગવાયાં હતાં અને આવતી સાલ ગવાશે. આજના જેવા રાસ-રાસડાઓ વર્ષ પહેલાં લેવાયા હતા ને વર્ષ પછી લેવાશે. કાલ કોણે દીઠી છે, પથિક !...આનંદો !...આનંદો !

ઠક...ઠક...ઠક ચોગાનની ફરસબંધી પર કડિયાળી ડાંગના તાલ દેતો એક બુઢ્ઢો આવ્યો. એના પગમાં વૃધ્ધત્વની નબળાઈ હતી ને આંખોના દીવડા બહુ જ ઝાંખા જલતા હતા. બાણું વર્ષનું એનું જર્જરિત આયખું આરામ માગતું હતું-કાં તો ઘરમાં ને કાં તો મસાણમાં. પણ મા અંબાએ એને આ ઉંમરે ઘર પણ ન દીધું ને મોતે ય ન દીધું. છેલ્લાં ચાળીસ વર્ષથી એ એકલો જીવનનો માર્ગ કાપી રહ્યો હતો.

એને ય એક વખત ઘર હતું-સ્મૃતિમાં ય ન આવે એટલાં વર્ષો ઉપર, પણ અત્યારે તો બધું ઉજ્જડ, ગામના પાદર જેવું,

મા, દીકરા, પરણેતર, દીકરિયું, એ પૌત્ર અને એક ગાય–અદ બધાયને એ મસાણે મેલી આવ્યો હતો. જુવાન અને વૃદ્ધ બન્નેને એણે અંતિમ મજલ સુધી સથવારો દીધો હતો, પણ પોતે જીવતો રહ્યો હતો.

અત્યારે તો બે ચીજની એને ખબર નથી રહી: એક તો કેટલા આપ્તજનોનો વિયોગ એને સાલી રહ્યાં છે એની, અને બીજી કેટલી વાર માતાજીની આરતી ગાતાં એણે નગારે દાંડી ઠોકી છે એની.

ઘણી યે વાર એ મસાણમાં જઇને બેઠો હોય છે. ઘણી યે વાર ત્યાંથી હાડકાં ભેગાં કરી નદીમાં પધરાવી પછી માથાબોળ સ્નાન કરતો ગામલોકોએ એને જોયો છે. માતાના મંદિરના ચોગાનમાં એ ખુલ્લે ડીલે સૂતો હોય છે ત્યારે 'મા...નાનકો... પાંચિયો, રૂપલી અને અજવાળી વહુ અને ગોપાલ અદા...ઉતરો 'લ્યા, લઢો નહિ, આંઈ આવો ' એવું એવું કલ્પનામાં રાચતો પાગલની માફક બબડતો હોય છે. પછી ગામનાં પાંચ–સાત છોકરાં ત્યાં આવી કાબાની છાતી ઉપર ચડી બેસી "કાબા-કાકા...કાબાકાકા વાર્તા કહોને !" એમ કહે ત્યારે એ કાબોકાકો 'રૂપપરી અને સોનાની ગાય'ની વાર્તા કહેવામાં તલ્લીન બની જાય છે.

મંદિરનો પ્રેમગર પૂજારી એક વખત કોઇને કહેતો હતો, "અરે જુસબ, તું શું જાને ? મેરો કાબો છે ના, ઇ તો ગામકો માલક હે માલક !"

છોકરાંના 'કાબાકાકા' ને ત્યારથી ગામલોકોએ 'કાબા સમ્રાટ'ના હુલામણા નામથી નવાજ્યા. અને કાબો પણ કોઇ એને સમ્રાટ કહે ત્યારે ખડખડ...ખડખડ હસી પડતો ને કહેતો, "જાગીરમાંથી ભાગ નંઇ દઉં. માખણનો લેપ ચોપડ મા !"

એવો એ કાબો હાથની ડાંગ બાજુમાં મુકી બધાને નમ-

સ્કાર કરી 'જય જય ભાઈઓ......જય મા અંબે!' કહેતો મંદિરની ઓટીએ હાંફતો હાંફતો બેઠો. એનું માથું એણે પગથિયાં પાસેના થાંભલે ટેકવ્યું. એક સેકંડ—અર્ધી મિનિટમાં એનું મન-પંખીડું સ્મૃતિનું તણખલું ચાંચમાં દબાવી ભૂતકાળના વિસ્તૃત મેદાનના એક ઝુંપડામાં બાંધેલા માળા તરફ ઊડયું.

જુવાનીથીજ એણે મજૂરી ને દુઃખ જોયાં હતાં. યૌવનથી પરિપૂર્ણ એના ચહેરામાં તે વખતે પણ કઠોર ને નઠોર ભાગ્યે વેદનાના ચાસ પાડી દીધા હતા. એની વજ્ર સમાન કરોડને એણે વાંકી વાળી દીધી હતી અને એને હંમેશ નિસાસા મેલતો કરી મૂકયો હતો.

પોતાની બાજુમાંજ એણે ત્રણ છોકરાંને વીંટળાઈ વળેલી પોતાની સ્ત્રીને જોઈ. યાતનાના કેટકેટલા ચાબખાએ એ વિંજાઈ રહી. હતી એનો તો પ્રભુ જ સાક્ષી છે; હમેશની ગરીબાઈ, મજૂરી અને રૂદને એના સૌંદર્યને કરમાવી દીધું હતું.

પછી છોકરાં મોટાં થયાં, એમનાં લગ્ન લેવાયાં, વહુઓ ઘરમાં આવી, એક પુત્રીને સાસરે વળાવી અને છોકરાને ત્યાં છોકરાના જન્મપ્રસંગે પોતે 'દાદો' યે બન્યો. કોઈ સાજું તો કોઈ માંદું. જમીનો ખેડી, બી વાવ્યાં પણ મેહુલો ન વરસ્યો. દુષ્કાળ !...બીજું વરસ...ખેડેલી જમીને ધાન પાકયું પણ તીડ પડયાં. ફરી એજ દુષ્કાળ !...મનુષ્ય ને પશુઓનાં જીવન વચ્ચેનો તફાવત એ વર્ષોમાં ન રહ્યો.

નાના છોકરાની વહુ બીજી સુવાવડમાં ગુજરી ગઈ ને સાથે પાંચેક દિવસના આંતરે કાબાની અજવાળી પણ વહુની ભાળ કાઢવા ઊપડી. એક રાતે ગાયને કોઈ કાળોતરે ડંખ દીધો ને એક દિ' દીકરીના મરણના વાવડ વેવાઈને ત્યાંથી આવ્યા.

પછી વચેટ દીકરી મરકીનો ભોગ થઈ પડી ત્યાર પછી બીજી, ત્રીજી, ચોથી...જાણે વડલાનાં પાંદડાં ખરવા લાગ્યાં: ૨૫

૨૫...૨૫ અને 'લતા' વગરનો 'વડલો' પોતાનું બિહામણું ખડતલ શરીર લઇ ને જીવ્યે જતો હતો.

પોતાના સમસ્ત સંસારને કાબો ગોમતીને તીરે બાળી આવ્યો હતો. જમીનો વેચીને બ્રાહ્મણ જમાડયા...ખોરડું વેચીને મહાજનનું દેણું ને રાજ્યનો 'લાગો' ભર્યો. એનો સંસાર તો ઉજ્જડ થઇ ગયો હતો, અને હવે જીવતર પણ વેરાન બની ગયું. પહેલાં એ કાબાભાઇ હતા, હવે એ કાબો સમ્રાટ બની ગયો. પંડની ચિંતા નહિ, દુનિયાની તમા નહિ એવો એ ખાવાનું મળે તે ખાઇ લેતો. સૂવાનું મળે ત્યાં સૂઇ જતો. રોવાનું દિલ થાય ત્યારે રોઇ લેતો ને ભૂતકાળનું કોઇ મધુર સ્વપ્નું આવે ત્યારે હસી પણ લેતો. દુનિયાથી એ હાર્યો હતો છતાં જીવન એણે જીત્યું હતું. ઇશ્વરના ઘરનું તેડું આવ્યા સિવાય આ ફાની દુનિયામાંથી 'અદૃશ્ય' બનવાનો એણે જરા પણ પ્રયત્ન કર્યો નથી. બાળક જેવા હાસ્યનું ને વિવેચક જેવી ગંભીરતાનું એણે સમતોલપણું જાળવી જાણ્યું છે.

ભૂતકાળની એક પછી એક કડીઓ ઉપર ઠેકતું ઠેકતું પેલું મન-પંખી પાછું વર્તમાનકાળની ડાળે બેઠું, અને ત્યાંથી પાછું ભવિષ્યના વિચાર-દરવાજામાં પેસી ગયું. આવતી નવરાત્રિએ પોતે કયાં હશે ? ઊંઘતી રાતને ભજનથી ને તોતિંગ નગારાના બેસુર નાદથી સજીવન રાખવા શું પોતે આ મંદિરમાં જ હશે ? કે પછી પોતાનાં હાડકાંને પણ ગોમતીનાં નીર... .

તંદ્રામાંથી જાગતાં એ ધીમેથી બબડયો, 'મા જાણે ! મને શી ખબર ?

બેચાર જણે એનું વાકય સાંભળ્યું. એ લોકો હમદર્દીભરી નજરે કાબા તરફ જોઇ રહ્યા. એક જણ કંઇ બોલવા જતો હતો તેને બીજાએ રોકયો ને ફાળિયાના છેડાથી આંખો લુછી. કાબો જેટલા લાડથી ગામને હુલાવતો હતો એથી પણ અધિક

પ્રેમે દેવપુરે પણ એનાં જતન કરી જાણ્યાં હતાં. એ વૃદ્ધના મરણ બાદ પ્રભુ પણ એને એ જ વહાલથી પંપાળી જાણે!

આવતી સાલના વિચાર કાબાએ મહાપરાણે હડસેલી મૂક્યા. આ સાલ અંબામાતાએ નગારું વગાડવાનો એક વધુ મોકો પોતાને દીધો છે એ ખ્યાલે એ સુખ અનુભવી રહ્યો.

મીઠા આહીરે પૂછ્યું, "કાં કાબાકાકા! આરતીનો વખત થયો કે નહિ?"

કાબાએ એક વખત આકાશ તરફ જોયું, એક વખત આંબાવાડિયામાંથી આવતા જીવાતોના સ્વર એણે ધ્યાનથી સાંભળ્યા, એક વખત જમા થયેલી મેદની ઉપર એણે ફરતી નજર નાંખી ને પછી ડાંગને ટેકે ઊભો થતાં એ બોલ્યો, "હો... ઓ...ઉવે!"

'માતાજીના દ્વાર પાસે ઊભાં રહી એણે અંબાજીને નમન કર્યાં. એને લાગ્યું કે રોજના કરતાં આજે ગોખના, ઝુંમરના ને માતાજીની ફરતી દીવીઓમાંના દીવા વધુ તેજે ઝગહળી રહ્યા છે.

પૂજારીએ આરતી તૈયાર કરી. એક જણે ઝાલર લીધી, પૂજામાં મદદ કરતા બીજા એક બ્રાહ્મણે શંખ ઊંચક્યો, થોડાકે ઘંટડીઓનો ઇજારો સંભાળ્યો, બીજાંઓ—વૃદ્ધો ને જુવાનો, વહુઓ ને માતાઓ આરતીમાં સ્વર પુરાવવા ઊભાં થયાં.

ને...

"સોનેકી છડી, રૂપેકી મશાલ,
જરિયનકી સાડી, મોતીકી માલ."
ઘણી ખમ્મા...માને...એ...એ...એ ઇ"

એમ કહેતાં કાબાએ નગારા ઉપર જુવાનીના જોસથી દાંડી ઝીંકી. મંદ મંદ વહેતા સમીરે પોતાની પાંખ પર ઝાલર, શંખ, તમરાં, આરતી, તાળીઓના ટપાકા, વગેરે સ્વરોનાં મોજાંઓને

ભેગાં કર્યાં, આમ તેમ ઝુલવ્યાં ને પછી નગારાના ઘેરા માંગલિક ધમધમાટમાં ભેળવી દીધા.

પહેલાં કદી વૃદ્ધ કાબાએ આવાં નગારાં વગાડયાં નહોતાં. જાણે એ વૃદ્ધનું હૃદય અચેતન નગારામાં ઊતરી આવ્યું હોય તેમ ગામની રાંગે અથડાઇને ઊડતા એના પડઘામાંથી ગીત, હાસ્ય ને રૂદનના રણકાર જાગ્યા. સુર–મેળાપનું એ ઝરણું ઊંચું ઊંચું આકાશ તરફ જાણે જવા લાગ્યું ને પછી ધ્રૂજતું જમીન ઉપર વરસ્યું. નગારામાંથી નાદ જાગ્યા, જય જય અંબે જય જય અંબે !

ગામલોકોના હાથના ઇશારે નાચતા ઘંટની લોખંડી જીભોએ ને ઝાલરોએ ભેગાં મળી સામો જવાબ દીધો 'જય જય અંબે ! જય જય અંબે !' સારું ય વાતાવરણ એક અજબ તનમનાટથી થનગની ઊઠયું.

ઘરડો કાબો મનના જખમો ને દિલની ચિરાડોનું દુઃખ ભૂલી ગયો. એ એ પણ ભૂલી ગયો કે એનું જીવન, વાવાઝોડામાં ભાંગી ગયેલા ઝાડના ઠુંઠા જેવું આ જગમાં અટૂલું છે. મેદનીને જોતાં એને લાગ્યું કે એ પોતાનાં પુત્રો પુત્રીઓ ને પૌત્રોથી ઘેરાયેલો છે. એ લોકો ભેળાં મળી, પોતે જેનાથી હરહમેશ વંચિત રહ્યો છે એવું સુખ ને ઉમંગનું ગીત ગાય છે, 'જય જય અંબે'ના તાલે એ નગારે દાંડી ત્રાટકતો રહ્યો. માયાનું સ્વપ્ન જોતી એની આંખોમાંથી આંસુની સેર છૂટી. એનું હૃદય એક વખત તો એક થડકો પણ ચુકી ગયું.

માનવીના હાથ નગારે દાંડી પીટતા હતા ને દૈવી સ્વર વાતાવરણમાં ગાજતા હતા : 'જય જય અંબે ! જય જય અંબે !'

અચાનક આરતીની અધવચ્ચે એક અનિશ્ચિત અવાજ કરીને નગારૂં મૂંગું થઇ ગયું. ઝાલર ને ઘંટનો સંપર્ક સાધતા હાથો અટકી ગયા. સેંકડો આંખો કાબા તરફ મંડાઇ, સેંકડો હૈડાંના

ચળકારા વધી પડયા.

વૃધ્ધ કાબો નગારા પાસે બેસી ગયો હતો તે હવે ચત્તો ઢળી પડયો. એના હાથમાંથી દાંડીઓ સરી પડી.

જીવનની કરુણતા ન જાણનારા ગામના એક શરાફે કાબાનો હાથ ઝાલી એને હલાવતાં પૂછ્યું: "કાં? એટલી વારમાં જ થાકી ગયા કે કાકા?"

પણ 'થાકી' ગયેલા કાબા સમ્રાટે જવાબ ન દીધો, "મડદાં ક્યાંય બોલતાં સાંભળ્યાં છે?"



## જીવનનો રથ

'આ લોકોની તે ગાડીઓ છે, સાહેબ! અરે ખટારા છે ખટારા!' એક ગાડીવાળાએ ઉતારૂને કહ્યું અને પછી બીજા ગાડીવાળાઓ તરફ ફરતાં બોલ્યો, "શેઠનાં કપડાં બગાડવાં છે તમારે? ન ગાડીમાં સફાઇ, ન ઘોડામાં તેજ, જાણે કે મરીયલ ટટ્ટુ' અને પાછો ઉતારૂના હાથમાંથી બેગ લેવા માટે હાથ લાંબો કરતાં બોલ્યો, "આવો શેઠ! બેસી જાવ! આ જીવનની ગાડી જેવી ગાડી ગામભરમાં નથી!"

"હનુમાનની ડેલીએ જવાનું શું લઇશ?" ઉતારૂએ પૂછ્યું.

"ક્યાં? ગોવિંદભાઇને ત્યાં ને? બેસી જાવ શેઠ! ત્યાં પહોંચાડવાના છ આના બાંધેલાજ છે, સાહેબ!"

આનાકાની કે ભાવ ઠરાવવાની ભાંજગડમાં પડ્યા વગર ઉતારૂ એની ગાડીમાં બેસી ગયો. વિજયની એક ઉડતી નજર બીજા ધંધાબંધુઓ તરફ ફેંકી જીવને ગાડી હંકારી.

સ્ટેશનેથી હનુમાનની ડેલી લગભગ દોઢેક માઇલને અંતરે હતી. પહેલાં તો ગાડી બે બાજુએ આવેલા ઝાડની ઘટા વચ્ચેથી

આગળ વધી. ગામનાં મકાનોનું જૂથ દૂર દૂર ફોકીયાં કરી રહ્યું હતું. વખત સવારનો હતો, હવા ખુશનમા હતી, ઝાડપાન લીલાં હતાં. ઘોડાના ડાબલાનો અવાજ અને જીવનના ડચકારા કોઈ અનેરૂં સંગીત ઉપજાવી રહ્યા હતા.

થોડી વાર પછી જીવનની ગરદન જરા વાંકી વળી અને ત્રાંસી નજરે ઉતારૂ તરફ જોતાં કહ્યું, "કાલે ગોવિંદભાઈની સાકરનાં લગ્ન છે તેથી આવ્યા છો ને, સાહેબ ?"

"સાચું...તું ગોવિંદભાઈને ઓળખે છે?"

"અરે મારા શેઠ! એમને કોણ ન ઓળખે ? એ ઘર સાથે તો મારો ઘરોબો છે. કંઈ પણ કામ હોય કે આ જીવનને જ ચીંધે, કંઈ લાવવું કરવું હોય તો જીવન અને કયાંય પણ જવું કરવું હોય તો જીવનનો આ રથ. શેઠને અને એમની દીકરીને ઘણી યે વાર આ રથમાં બેસાડી ઉજાણીએ લઈ ગયો છું. ઘણી યે વાર હોં કે મારા શેઠ !'

ઉતારૂએ શાંતિથી સાંભળ્યા કર્યું. વાકય પૂરું કરી, ગાડીને વેગ આપવા માટે જીવને ઘોડાને ચાબૂક ફટકારી દીધો. પાછું એનું ભાષણ ચાલ્યું, 'આ ગાડી બનાવતાં ચારસો રૂપીઆ ખર્ચી નાખ્યા છે, સાહેબ ! પચીસ રૂપીઆ તો આ બે ફાનસના લવજી લુહારને આપવા પડયા છે. લવજી લુહાર પણ ગજબ છે હોં શેઠ !...છે કારીગર પણ જરા બાટલીબાજ છે. બાકી સીધા સાથે સીધો ને વાંકા સાથે વાંકા !'

ઉતારૂને થયું કે ઝટ હનુમાનજીની ડેલી આવી જાય તો સારૂં નહીં તો આ જીવન એને આખાય ગામના માણસોની ઓળખાણ આપી દેશે.

ત્યાં તો ડેલી આવી અને ગાડી ઉભી રહી. ઉતારૂ ગાડી-માંથી ઉતર્યો ત્યાં જીવને એની બેગ ઉંચકી એક ઘરમાં ચાલવા માંડ્યું. ઉતારૂ એની પાછળ પાછળ ગયો. અંદર ઓસરીમાં

જતાં જ જીવને બૂમ મારી, 'ગોવિંદભાઇ છો કે ઘરમાં? મહેમાન લાવ્યો છું.' અને આમ કહી એણે એક સંબંધીને ગોવિંદભાઇને ત્યાં લાવી જાણે કે મહાઉપકાર કર્યો હોય એવો ગર્વ અનુભવ્યો.

ગોવિંદભાઇ અંદરના ઓરડામાંથી બહાર આવ્યા. મહેમાનને જોઇ જીવનને પૂછ્યું, 'ઓળખ છ કે આમને?'

'ના ભઈ!'

'અરે! આપણી સાકરના મામા!'

'વા, ભઇ, વા! રૂડો સમો ને રૂડા મેમાન!.........ઠીક જે જે! જાઉં છું હો!'

ગોવિંદભાઇ મહેમાનને અંદર લઇ ગયા; જતાં પહેલાં કહેતા ગયા, 'અલ્યા જીવન! પેલા રૂખલા ઢોલીને જરા દમ મારીને કે'જે કે એના છોકરાને નો મોકલે અને પોતે પંડે આવે. મારૂં હાળું ઇ ટેંણુકુંક છોકરૂં આવીને ધમ...ધમ... એવું મેળ વગરનું વગાડીને હાલ્યું જાય છે! કે' જે હો? ભૂલતો નંઇ!'

જીવન 'હોવે...હોવે' કરતો બહાર નીકળ્યો. જેવો એ ડેલી બહાર પગ મુકવા જાય છે કે એક સાડલો એનાં શરીરને અડપલું કરતો બાજુમાંથી ચાલી ગયો. જીવનની નજર ફરી ગઇ. રૂમઝુમ...રૂમઝુમ...ઝાંઝરની ઝણૂણાટી બોલાવતી જતી સાકરને એ એકીટશે જોઇ રહ્યો. સાકરનું મ્હોં તો બીજી દિશા તરફ હતું એટલે એના ચહેરાની સુરેખતાનું દર્શન કરવાનો લ્હાવો એ માણી ન શકયો પણ પ્રફૂલ્લ, વિકસિત શેફાલીના ફૂલ જેવો જે અંબોડો એની પીઠ પાછળ શોભી રહ્યો હતો એ જીવનના અંતરમાં પરાગની ભૂકી વીખેરી ગયો.

સાકર ઘરમાં અદૃશ્ય થઇ ત્યાં સુધી જીવને એના તરફ જોયાં કર્યું ને પછી મનોગત બબડયો, "મારી પાસે જરા ઉભી

પણ ન રહી ? દર મહીને એકાદ બે વાર ઉજાણીએ લઇ જનાર હું. એ ઉજાણીએ જ અમારા અંતરને બખીયા ભરી સાંધી દીધા. પણ આજ નવો સંસાર માંડવાની ધૂનમાં શું મારી સામું જોયું પણ નહિ ?...સ્રીની જાત શું આવી જ હશે ? પુરૂષોના હૈયે પડેલા ઉઝરડા શું એને કંકુના લીસોટાઓ લાગતા હતા ?"

જાણે કે કાઇ મહાચિંતનમાં ગરકાવ બનેલો ફિલસુફ જતો હોય એવી મુખમુદ્રા બનાવી જીવન ગાડી પાસે આવ્યો. સમ્...મ્...મ્...કરતી ચાબૂક ઘોડાની પીઠે વીંઝી એણે ગાડી મારી મૂકી. વિચિત્ર જણાતા જીવને ગ્રાહક પાસેથી ભાડું માંગવાનું ભૂલી જઇ શું એક વધુ વિચિત્રતાની સાબિતી આપી દીધી ? કે પછી પોતે જેને પોતાની ગણતો હતો એના મામાને પોતાનો જ મામો ગણી એણે ભાડું માગવાનું નાદુરસ્ત ધાર્યું ?

જીવનનો રથ ગામની સોંસરો ચાલી રહ્યો હતો. એના માથા પરની વાંકડી કેશલટ, એનાં હૈયાંની ધમણ પેઠે જ ઊંચી નીચી થઇ રહી હતી. ગાડીની ટોકરીનો ખણંગ...ખણંગ અવાજ ગામલોકોનું ધ્યાન જીવન તરફ દોરતો હતો. પણ જીવનની નજર આગળ તો કોઇ અદૃશ્ય મુખડું, હોળીના ઘેરૈયા જેવું રંગીન બનીને નાચતું હતું.

"કાં જીવનભાઇ, કેણી કોર ?" રસ્તામાંથી પસાર થતા રૂખલા ઢોલીના પ્રશ્ને જીવનની તંદ્રાવસ્થાને જાગૃત કરી. જીવને એના સામે જોયું ને પછી 'ખડા રહે, બેટા !' એમ ઘોડાને સંબોધીને એણે ગાડી ઉભી રાખી. રૂખલા તરફ જોઇ એણે કહ્યું, "એલા, હરામનાં કાવડીયાં લેછ કે કાંઇ ઉપકાર કરછ ! કામ કરવું હોય તો સીધી રીતે કર નહિ તો ઓલા ભીમાને વરદી દઇ દઇશ. તમારા લોકોની જાત જ હાળી અવડચંડી ! સપ્પરમે ટાંણે બાપ બની બેસો એવા છો !"

"પણ છે શું ઇ તો કે" રૂખલાએ પૂછ્યું.

"ગોવિંદભાઇને ત્યાં ઓલા ટેંણકુડાને મોકલ્યું તી તારાથી નો જવાણું?...મારી ધૂળ કાઢી નાખી ભાઇએ! કીયે કે "જીવણા, આ રૂખલો તો જો! આવતો જ નથી." લગન જેવા લગનમાં ઢોલ હારાં નો વાગે તો કંચે વાગે?..."જતો જાને કાલ્યથી." અને પાછી જીવને ગાડી હંકારી મૂકી.

જીવનની જીંદગીમાં દર્દની જે ભરતી ચઢી છે એ એના સિવાય કોઇ નથી જાણતું. મહિનાઓ પહેલાંના એક દિવસના પરોઢની ધૂંધળકી રોશનીમાં—જ્યારે એ સાકર ને ગોવિંદભાઇને લઇ, બીજા ઘણા લોકોના ગયા પછી ઉજાણીએ લઇ જતો ત્યારે—એણે ચૂપચાપ એક મૂર્તિને હૈયાંના બાજઠ ઉપર પધરાવી દીધી હતી. જ્યારથી આ બન્યું ત્યારથી એનું મન ઘંટડીઓ વગાડવા લાગ્યું છેઃ આંખડી એ મૂર્તિની મૂંગી આરતી ઉતાર-વામાં મસ્ત બની છે. જાણે કે જીંદગી એક અનોખા મહોત્સવના કસુંબલ રંગે રંગાઇ ગઇ છે. વાણી કરતાં વર્તનમાં એનો નેહ વધુ ઉતરી આવ્યો છે. અને એ મૂર્તિ પણ જીવનના રંગીલા અભિષેકથી જાણે કે કંઇક જાણકાર હોય એમ લાગે છે.

મૂર્તિ અને પૂજારીનાં અબોલ જીવન, અંતરના થડકાની મૂક સાક્ષી પુરી રહ્યાં છેઃ એ બેમાંથી કોઇએ મ્હોં વાટે હૈયાંના સ્વરનો એકરાર નથી કર્યો.

......પણ જીવનની એ પૂજામાં એક દિવસે ભંગ પડ્યો. મનની મૂર્તિના લલાટ પર કોઇ બીજા ઇન્સાનનું કંકુ આવીને ચોંટી ગયું. ગામ ગણગણવા લાગ્યું કે ગોવિંદભાઇની સાકરના વિવાહ એ જ ગામમાં રહેલા ચુનીલાલના દીકરા સાથે સંપન્ન થઇ ગયાં અને એકાદ અકવાડિયામાં તો લગન પણ લેવાશે.

આ સાંભળી જીવનની કાયાએ એક લખલખું અનુભવ્યું. એને કંપતો જોઇ ડાયરામાં બેઠેલા એક વૃધ્ધે પૂછ્યું, "કાં

જીવન ! કાંપ છ ?"

"મારી હાળી, આણ સાલ કાંઇ ઠંડી પડે છ ! આ માહ બેસવા આવ્યો પણ ઋતુ જુવો તો જાણે પોષની કડકડતી રાત !" આમ કહી જીવન દાયરામાંથી ઉભો થઇ ચોરા બહાર નીકળી ગયો.

એને જતાં જોઇ પેલો વૃદ્ધ પાછો સૌને સંબોધીને જાણે કહેતો હોય એમ બોલ્યો, "એલા, ચઢતા લોહીને ઠંડી કેવી ?"

ત્યારે કસુંબાનો ઘુંટડો લેતાં એક જણે જવાબ દીધો, "કાકા, આ તો કળજગ કેવાય ! સાકરના વિવા'ની વાત સાંભળતાં વેંતજ એને ઠંડી કેમ લાગવા માંડી ? ઉજાણીની મોકાણ ! બીજૂં શું ?"

બધાય અર્થસૂચક રીતે હસી પડયા પણ જીવન તો દૂર દૂર નીકળી ગયો હતો.

એ પહોંચ્યો ગોવિંદભાઇને ઘેર. એને જોતાજ ગોવિંદભાઇ બોલ્યા, "ઠીક સમે આવી પહોંચ્યો ! આ જો આપણી સાકર છે નાં ! હા, તે ઇતું ચુનીલાલના ચકુના હાથે નક્કી કર્યું. જો તારા રથને જરા સાફસુફ કરી રાખજે. લગનને દી' જોઇશે. અને પેલો રૂખલો ઢોલી મળે તો એને વરદી દઇ દેજે. કે' જે કે પાંચમને દહાડે માંડવાનું મુરત છે." પછી ગોવિંદભાઇએ અંદરના ઓરડામાં નજર નાખી ઘાંટો પાડયો, "સાંભળે છે કે ? આ આપણો જીવન આવ્યો છે. ખોબોએક સાકર લાવજે તો !"

ગોવિંદભાઇની વહુ બહાર આવીને જીવનને સાકર આપી ગઇ. જાણે ઝેરનો કસુંબો એના હાથમાં આવી પડયો હોય એવો ત્રાસ એના અંતરે વછૂટયો. છતાં હળવું સ્મિત કરીને એણે કહ્યું, "ઠીક કર્યું, ગોવિંદભાઇ ! આવું ઘર કયાંથી હાથ ચડે ? ઇ તો સાકરનાં નસીબ !"

મૌનના ગર્ભમાંથી જેમ વાણી પ્રસવ પામે એમ આ

વાર્તાલાપના ગર્ભમાંથી પાછું મૌન જન્મ્યું. ગોવિંદભાઇ લગનના નોતરાની ટીપ કરવામાં ગૂંથાયા અને જીવન તો જડ મૂર્તિશો બેસી રહ્યો. ક્ષણેક બાદ એ ઉઠયો, જતાં પહેલાં કહેતો ગયો, "ઢોલીને સંદેશો કેવડાવી દઇશ. ગોવિંદભાઇ! બીજું કાંઇ કામકાજ હોય તો કેજો!"

"પણ તારી ગાડીને..."

"એમાં કેવાપણું નઇ રાખું. લગનને દી મારા રથનો ઠાઠ જોઇ લેજો. એને ય ઝગુંઝગું કરી દઇશ."

જીવન જ્યારે ડેલી બહાર નીકળતો હતો ત્યારે આગળના વરંડામાં બેઠી બેઠી સાકર છાણાં થાપતી હતી. જીવન ત્યાં ઉભો રહી ગયો. એના હાથમાંની સાકરનો એક ગાંગડો દડીને છાણમાં ડૂબકી દઇ ગયો. જીવનનું હૈયું ધડક ધડક થઇ રહ્યું. સાકર અને સાકરના ગાંગડા વચ્ચે એનું અંતર કૂદાકૂદ કરવા લાગ્યું.

બંનેનાં હૈયાં પર કરવતો ચાલી રહી હતી પણ આજ દિન તક અબોલ રહેવાનો જે ક્રમ ચાલતો આવ્યો હતો એ ક્રમ એમણે અત્યારે પણ તોડયો નહિ.* પ્રેમનો એકરાર જેવી રીતે મૂંગો રહ્યો હતો એવી જ રીતે દર્દના ટહુકાને પણ વાચા ન સાંપડી.

જીવન ચાલ્યો ગયો! જાણે કે જીવન ચાલ્યું ગયું! સાકર રહી ગઇ! કુળપ્રતિષ્ઠા ને રૂઢીનાં છાણ વચ્ચે ગુંગળાઇ ગયેલી સાકર રહી ગઇ!

પછી તો અઠવાડિયું ધમધમ કરતું ચાલ્યું ગયું. ગોવિંદભાઇના ઘરમાં ઠામે ચળકાટની ચુંદડી ઓઢી લીધી. ઓસરીને, ઓરડાને, ફળિયાને, ગમાણને; એમ બધાંને જાણે કે જીભ ફૂટી નીકળી હોય એવો કોલાહલ વ્યાપી ગયો. મહેમાનોથી ઘર ઠીક ઠીક સાંકડું થવા લાગ્યું. ફળિયામાં એક બાજુએ ચૂલો ખોદાયો અને તોતિંગ દેગો ચઢવા લાગી. રૂખલા ઢોલીનો છોકરો આવીને

'ઢમ...ઢમ...ઢમોલી પપોલી'ના સ્વરે ઢોલ પર દાંડી ઝીંકવા લાગ્યો.

જીવન આ બધાની વ્યવસ્થાનો અને મહેમાનોની સરભરાનો એક માત્ર કાર્યકર્તા જેવો બની ગયો. એનો રથ ઘેરથી સ્ટેશને અને સ્ટેશનેથી ઘેર: એમ દિવસના બે વાર આંટા ખાતો. જીવન હાર–તોરા લાવતો, કંદોઇને ત્યાં થતી મીઠાઇઓ પર નજર નાંખતો, વાડીમાં શાકભાજી માટે દોડાદોડી કરતો, મહેમાનોની સગવડતા જોતો. જ્યાં જુવો ત્યાં 'જીવન...જીવન' થતું હતું ને જીવનનું કર્મ–જીવન પથરાઇ ગયું હતું. પણ કાર્યના આ બધા કમઠાણ નીચે સાકર તરફના એના પ્રેમનું મેઘધનુષ્ય ખેંચાયેલું હતું એ કોઇ ન જાણી શક્યું.

રાતના આંગણામાં ચોરી મંડાઇ. વર–વધુ ફેરા ફરે તે પહેલાં લગન–ગીતો ફુદડીઓ ફરવા લાગ્યાં. એક સ્ત્રી અને એક પુરૂષનો નવો સંસાર પ્રગટે તે પહેલાં તો કિટસન લાઇટની બત્તીઓ ઝબૂકી ગઇ.

અને આ બધું જોતો જીવન પચીસ પચાસ ભાયડાઓના જૂથ વચ્ચે માંડવામાં બેઠો હતો. એના મનમાં બપોરે સાકરે કહી દીધેલી એક વાતના પડઘા ગાજતા હતા.

બપોરના પોતે જ્યારે ઘરના આંગણામાં ઊભો હતો ત્યારે અચાનક ક્યાંકથી આવીને સાકર એના કાનમાં એક ફૂંક મારી ગઇ હતી. એ ફૂંકમાં જીવન તરફના અનુરાગની ટહેલ હતી. એ ફૂંક કહેતી હતી કે "જીવન! હવે હું ઝાઝા દી' નંઇ જીવું!... પણ તું તો મને ભૂલી જ જજે! બાપદાદાની આબરૂ કાજળે ખરડાય એવું પગલું મારે ભરવું નથી."

બસ! ત્યારથી જીવનનું મગજ ધૂંધવાઇ ઊઠયું છે છતાં એ મૂંગો જ રહ્યો છે અને અત્યારે જ્યારે લગ્નનો સમય થવા આવ્યો છે ત્યારે પણ એના શાંત ચહેરા ઉપરથી કોઇને એમ ન

લાગે કે સ્વસ્થતાના એ બુરખા નીચે બોરીંગની અથડામણ છૂપાતી હશે.

હસ્ત મેળાપનો સમય આવી પહોંચ્યો. બેચાર શ્લોકો બોલી, સાકર અને ચકુડાની વચ્ચે ધોતીઆનું આડું આવરણ ધરી, બેચાર રૂપીઆની ખંડણી વસુલ કરી ગોર મહારાજે ચકુડાના હાથમાં સાકરનો કંપનબદ્ધ હાથ મૂકી દીધો.

આ જોઇ જીવનનું શરીર પાછું ધ્રૂજ્યું. અને એને કંપ અનુભવતો જોઇ એની બાજુમાં જ બેઠેલો પેલો દાયરાનો વૃદ્ધ પાછો બોલ્યો, 'અહોહો! ઓણ સાલ કાંઇ ઠંડી ત્રાટકી છે!... કાં જીવન ?"

પણ જીવને જવાબ ન આપ્યો. બેઠો થઇ બહાર પડેલી પોતાની ગાડી આગળ એ જઇ પહોંચ્યો. ઘોડાને સારી પેઠે થાબડયો અને બીડી ચેતવી. પાંચસાત સટ જોરથી લઇ, ઝાલિમની અદાથી એ બીડીને પગ નીચે કચરી નાંખી.

તે રાતના અગિઆર વાગે, શુભ ચોઘડીયામાં વર–વહુને વિદાય આપવામાં આવી. નવદંપતી ગાડીમાં બેઠાં. પાછળ બૈરાં, ઇંડરીયો ગઢ જીતવા જેવો આનંદ લઇને ઉભાં હતાં.

હોળીના ફાગ જેવું એક લગ્ન–ગીત ગવાઇ ગયું અને ગાડી ચાલતી થઇ.

ગાડી ચાલતી જાય છે. વરરાજાના શરીરમાં કદાચ રાગણીઓ ગૂંજતી હશે પણ સાકરના તનનું તંતુવાદ્ય બોદું જ બની ગયું છે.

ગાડી ચાલતી જાય છે, ગીતો ગવાતાં જાય છે. ગામડાંના માર્ગ ઉપર ચાલતી ગાડીનાં પૈડાં ઘણી વખત ખટુક્...ખટુક્ કરે છે. કોઇ વાર જ્યારે ગાડી થોડીક ઉછળે છે ત્યારે સાકરની આંખમાંનાં બિન્દુઓ ખરી પડે છે. હા, વરરાજાના સાફાની કલગી નજાકતથી ડોલી જાય છે ખરી! અને જીવન? એ તો "ધીરે

બેટા, ધીરે ધીરે !" એમ ઘોડાને બિરદાવતો જાય છે.

ગાડી ચાલતી જાય છે પણ કાબુમાં રાખેલું જીવનનું મન થોડી વાર પછી બેકાબુ બની જાય છે ને એ પાછું વળી નવદંપતી ઉપર નજર માંડે છે. એજ ક્ષણે, જીવનની નજરના હડસેલાથી સાકરની આંખોનો બંધ તડાક દઇને તૂટી જાય છે.

...અને બેકાબુ બની ગયેલું જીવનનું મન અશ્વની લગામ પણ ઢીલી મૂકી દે છે. સટાક...સટાક, ઘોડાની પીઠે ચાબૂક વીંઝાય છે. એક તીખી કડેડાડી બોલાવતી ગાડી ભાગે છે—પૂર વેગે ભાગે છે.

કોલાહલ જામી જાય છે પણ ગાડી રોકાતી નથી. ચાબૂક વીંઝાતોજ જાય છે; જીવનના રથની ગતિ બઢતીજ જાય છે. વરરાજાની આંખો અનામી ભયથી ફાટી રહે છે. ત્યારે આ બધું જોઇ સાકરનાં નેણ એક અજબ હાસ્યથી રંગાઇ જાય છે.

જીવનના હાથમાંનો ચાબૂક જ્યારે ફરસીનું રૂપ ધરવા લાગ્યો ત્યારે ક્ષત્રિય યોદ્ધા જેવા અશ્વને પગે ગરૂડની પાંખો લાગી ગઇ.

ગાડીની આસપાસની હવા વંટોળિયાની તાકાતથી તમાચા પર તમાચા મારવા મંડી. ધૂળની ડમરીઓ જાગી. રાતનું અંધારું, જીંદગીનાં અંધારાં સાથે અથડાઇ પડયું. જીવનના દર્દનો ભારેલો અગ્નિ, સાકરનાં અશ્રુસિંચન વડે 'છ...મ...મ...મ'નો તાશીરો બોલાવી ઉઠયો.

સટાક, સ...મ...મ...મ, સટાક !

ઘોડાની ખરીઓના ડાબલા નથી બોલતા; જાણે કે ડમરૂ બજી રહ્યું છે. ઉત્સવ છે રે ભાઇ ! ઉત્સવ છે ! વરરાજાનો લગ્નોત્સવ છે ને સાકર-જીવનનાં હૈયાંનો રસોત્સવ છે !

......અને ગોફણમાંથી છૂટેલો પત્થર જેમ ઝાડ પરનાં બે ચાર કાચાં—પાકાં ફળ પાડી નાંખે એમ આંધળા ઝનૂનથી

દોડતો જીવનનો રથ એક કાળમીંઢ દિવાલને અથડાઇને ચૂર્ણ-વિચૂર્ણ થઇ ગયો અને એણે ત્રણ જણને જીંદગીના ઝાડ પરથી ખેરવી દીધાં.

ગાડીમાંથી ઉથલીને હાથલા થોરના ઝુંડમાં પડેલાં ત્રણ શબને જોતો ઘોડો છેલ્લા શ્વાસ લઇ રહ્યો હતો. સાકરના વદન ઉપર તો એ જ સ્મિત અંગારા મારતું હતું અને જીવનની આંખ એ સ્મિતને એક પણ મટકું માર્યા વગર જોઇ રહી હતી.

ઉજાણીમાં પ્રગટેલા સ્નેહનો આમ મ્હોતની ઉજાણીમાં અંત આવી ગયો.



## હરણના ઠેકડા

ભઠ્ઠી ભભૂકતી હતી.

અને સીતારામ ત્યાં બેઠો હતો. એની નજર સામેજ રાતી આગના બાહુપાશમાં પોલાદ પીગળતું હતું. એરણ પર પડેલા સિંદૂરવર્ણા લોહટુકડાઓ પર હથોડાના ઘા ઝીંકાતા હતા. તીખો ઘોંઘાટ આખાય કારખાનામાં કૂદાકૂદ કરી રહ્યો હતો.

પણ સીતારામને આ બધા દેકારાની પડી નહોતી. એ તો ચોપડામાં માથું ઘાલી આખો દિવસ સરવાળા બાદબાકી કર્યાં કરતો......ચારસો સગડીઓનો ઓર્ડર પ્રાગજી નેનસીનો ! ઉધારો એના ખાતે અગીઆરસો ! અને ચોપડાઉ એન્ડ કું. ને લખી નાખો કે લડાઇનો વખત છે તેથી બાકી નીકળતી રકમ...

કારખાનામાં આગ નાચતી હતી ત્યારે કારખાનાની બહાર આવેલા ચોગાનનાં ઝાડ પર પંખીઓ ગાતાં હતાં. ઝાડ પાન, ફૂલ પર પથરાઇ ગયેલી વસંતરૂતુની જુવાનીનો રસાસ્વાદ માણવાની જરાય આતુરતા, સીતારામમાં નહોતી. એ ભલો અને

ચોપડાનાં પાનાંઓમાં ચાલી રહેલી આંકડાઓની વણઝાર ભલી!

સંસારની ઠેસ અને તકદીરના હડસેલા ખાતો ખાતો એ બ્રહ્મદેશનાં યેનેનજાઉં ગામમાં આવી ચઢ્યો હતો. જીવનની રઝળપાટમાં એને એ ગામના કારખાનામાં થોડીક વિશ્રાંતિ મળી. એ વિશ્રાંતિને એણે જીગરથી વધાવી લીધી.

કામ પતાવ્યા બાદ એને જે થોડીઘણી ફુરસદ મળતી ત્યારે એકાદ લેખ લખીને એ 'ભારતી' અઠવાડિકના તંત્રી પર મોકલી દેતો. વધુ સાહિત્યસર્જન માટે સમય ફાજલ પાડવા એનું દિલ તરફડતું પણ ચોપડાની લેણદેણમાં એને પોતાના સંસારની લેણદેણ સરળ થતી લાગી અને તેથી જ પૂરી ખંતથી એ પોતાના કામમાં રચ્યોપચ્યો રહેતો.

પત્નીને દેશમાં મૂકી બહારગામ ભટકવું એને જરા ય ઠીક ન લાગવાથી કંચનને એણે સાથે જ રાખી હતી. જેની સાથે છેડાછેડીની ગાંઠ બંધાઇ ગઇ હતી એની સાથે જીવતરની ગાંઠ બાંધીને એ ફર્યા કરતો હતો. પત્નીનું સાંનિધ્ય અને એની સેવા સીતારામના શરીરની તાઝગી બની ગયાં હતાં. આખો દિવસ કારખાનાની પીઠ વગરની ખુરશી પર બેસી બેસીને એની કમ્મરના મંકોડામાં જે દર્દ પેસી જતું એને એની સ્ત્રી પોતાના મુલાયમ હાથની માલીશથી પલકારામાં દૂર કરી દેતી.

ઝાડ પર બુલબુલનું ગળું ચહેકતું ત્યારે સીતારામને કુદરત મીઠી લાગતી; ઘરમાં કંચનનો કંઠ જ્યારે પ્રભાતીયું છેડતો ત્યારે એને જન્મારો મીઠો લાગતો. કંચન જ્યારે કહેતી: 'તમારૂં શરીર તો જુવો! કેવું ઠીકરૂં પડી ગયું છે? હમણાં પાંચ સાત દિ' કારખાને ન જાવ તો!......'

ત્યારે સીતારામ કંચનની વાત સાંભળી ઓછો ઓછો થઇ જતો હતો. એક મધુરૂં સ્મિત વેરતાં એ કહેતો: 'તો પછી તને ખવડાવું શું? બાપ લાખ ચાલીસ હજારનો દીકરો થોડો જ

શું ! પગાર કપાઇ જાયને !......'

"મુવો કપાય તો. લાખ રૂપીઆનું શરીર બગડે છે એ !"

"ગાંડી રે ગાંડી ! એ તો ચાલ્યા કરે!" અને પછી કંચનનો હાથ પંપાળી એ કારખાને ચાલ્યો જતો. જતા પતિની પીઠ જોઇ કંચનના કમખાના બંધ વૃટું વૃટું કેમ થઇ જતા ? આવા પ્રશ્નનું નિરાકરણ શોધવાનું રસિયાઓ માટે જ રહેવા દઈએ તો ઠીક લાગશે.

હા, તો આવો એ આદમી હતો; પોતાના સંસારની શીતળતા અને કારખાનાની ભઠ્ઠીના તાપ વચ્ચે હરરોજ આંટાફેરા ખાતો. ઘરમાં એના કાને ગીત ગુંજતું, શરીરને સ્મિત પંપાળતું અને મનને માલીશ મળતી; કારખાનામાં એની આસપાસ તણખા ઉછળતા, પસીના લૂછાતા, કાળાશ ધૂમરીઓ ખાતી અને કપડાં મેલ તથા બદઓમાં ઝબોળાઇ જતાં.

ઘણી યે વાર એને પોતાની જન્મભુમિ યાદ આવતી. ત્યાંના લોકો યાદ આવી જતા; કાના પટેલ, દેવમા, રતનજી, વાલો, યુસુફ: બધાંય યાદ આવી જતાં. એને થતુ'તું કે જો થોડીક પૂંજી એકઠી થઇ જાય તો થોડા દિવસ દેશમાં ચાલ્યા જવું. સાત સાત વર્ષની સવાર ઉગી ગઇ પણ દેશનો સીમાડોય એણે નથી જોયો.

આશાઓ તો અનેક હતી. તરંગોનાં તોફાન પણ જાલીમ ઉછાળા મારી રહ્યાં હતાં પણ એનું જીવન તો એક ખુરશી સાથે જ જકડાઇ ગયું હતું. થોડીક પૂંજી એકઠી કરવાની એની તમન્ના પચાસ રૂપીઆના પગારમાં ઘૂમ્યા કરતી હતી. ધોળે દિવસે બત્તી કરીને એને લખવું પડતું. કારખાનાની ગંધ અને રજકણ ઉછાળતી બંધિયાર હવા જો કે એને ગુંગળામણ આપતાં પણ પગારને દિવસે એ ગુંગળામણ અદૃશ્ય થઇ જતી અને પાછો એ નવીન સ્ફુર્તિથી કામમાં લાગી જતો.

પણ જેમ પાણીની સપાટી ઝાઝીવાર સુધી શાંત નથી રહી શકતી એમ જીવન પણ શાંત નથી રહી શકતું. વિધાતાની કરામતરૂપ નાનાં મોટાં મોજાંઓ અચાનક કયાંકથી આવીને જીવનની સ્થિરતાને અચૂક આવરી લે છે.

......એક દિવસ એમ જ બન્યું. યેનેનજાઉંના પોલીસ સ્ટેશન ઉપર રહેલું ભૂંગળું અચાનક રડી ઊઠયું. શ્વાન જેવું એનું રૂદન સાંભળીને આખા ય ગામમાં એક જાતનો કાતિલ સળવળાટ પેદા થઇ ગયો.

લોઢાના જાપાનીસ ગીધો જીવતા માણસના દેહચુંથણાં કરવા આવી પહોંચ્યા હતા, મોતની ચીચીયારીની, આક્રંદની, ભાંગતોડની, આગની અને સંહારની એક અજબ દુનિયા ખડી થવાની પળ આવી પહોંચી હતી.

પણ સૌભાગ્યવંતીઓનાં ચાંદલાની તાકાત જલ્લાદ હશે તેથી એ હુમલો નિષ્ફળ નીવડયો. અર્ધા કલાકમાં, કંઇ પણ વિઘ્ન વગર પાછું બધું શાંત થઇ ગયું પણ હૈયાંઓમાં ફડક પેસી ગઇ.

બીજે દિવસે નોકરીએ જતા પતિને રોકતાં કંચને કહ્યું: ''ચાલોને દેશમાં જઇએ! અહીં રહેવામાં સલામતી નથી!"

"પણ પગાર થવા દે!" સીતારામ બોલ્યો, "પંદર દહાડા બાકી છે. પછી વિચાર કરીશું!"

"ના, ના! વિચાર બિચાર હવે નહિ. હું તમને અહીં રહેવા દેવાની નથી. તમારે દેશમાં આવવું જ પડશે."

સીતારામે હંમેશ મુજબ સ્મિત કર્યું ને ચાલ્યો ગયો. કંચનની આંખો વળી પાછી પતિની પીઠ પર ચોંટી રહી.

એ કારખાનામાં પહોંચ્યો ત્યારે એક જબરો શોરબકોર ત્યાં મચી રહ્યો હતો. સરકારી માણસો કારખાનાનો કબજો લેવા આવી પહોંચ્યા હતા. સગડી, સાણસી, તાવેથા વિગેરેને બદલે

હવે ત્યાં બંદુકો બનશે ને ગોળીઓ ઘડાશે. મોતનો સરંજામ ત્યાં આકાર ધારણ કરશે. યુધ્ધ હરણફાળે આવી પહોંચ્યું છે માટે!

પછી તો શસ્ત્રસરંજામના નિષ્ણાતો કારખાનામાં કામે લાગી ગયા. નવાં મશીનો ધડાધડ, ધડાધડ આવી પહોંચ્યાં. જૂનાં માણસોમાંથી ઘણાંને રજા આપવામાં આવી અને ભઠ્ઠી એ જ નબાકતથી સળગી ઉઠી.

સીતારામ મહેતાજીની જગ્યા એક અંગ્રેજી એકાઉન્ટન્ટે આવીને સંભાળી લીધી. તે દિવસ સુધીનો ચુકતે પગાર લઇને સીતારામ ઘેર ગયો.

એને જોતાં જ કંચને પૂછ્યું: "કેમ વહેલા?"

"દેશમાં જવાનું તું કહેતી હતી ને?"

અને એ સ્મિત કરે તે પહેલાં તો પંકજ જેવા કંચનના બે હાથ એને ગળે વીંટળાઇ વળ્યા: "હાશ! કેવા સારા માણસ છો તમે?"

એક ક્ષણ તો સીતારામ શૃંગારના ઝુલે ઝુલી ગયો. કંચનના સ્વરકેસુડાથી એ રંગાઇ ગયો પણ બીજી જ પળે સ્વસ્થ થતાં એ બબડયો: "કારખાનું યુધ્ધનાં કારખાનામાં પલટાઇ ગયું. છૂટી મળી ગઇ!"

કંચન ટહુકી: "પીડા પતી!"

આછી ઘરવખરી અને એથી પણ આછી સંપત્તિ લઇને કલકત્તા આવ્યાંને સીતારામને મહિનો થયો. એ જ્યારે આવ્યો ત્યારે નબળા મનના ગુજરાતીઓ હુમલાની સંભવિતતાથી શહેર છોડી ભાગી છૂટતા હતા અને તેથી જ ગુજરાતી જાણકારની કંઇક અછતને લઇને સીતારામને 'ભારતી' પત્રની ઑફીસમાં નોકરી મળી ગઇ. પગાર રૂ. ૪૦) અંકે ચાલીસ પુરા! ઠીક છે. દુ:ખનું ઓસડ દહાડા!

નોકરી મળી તે દિવસે કંચને લાપશીનું આંધણ મુકયું.

સીતારામનું હૈયું થનગની રહ્યું હતું. એનામાં જે લેખકનું દિલ હતું એ દિલ ત્યારે અનોખા ઉત્સવ ઉજવી રહ્યું હતું. એની ધગશને, એની અભિલાષાને ' ભારતી ' પત્રમાં પુરતું ક્ષેત્ર મળે એમ હતું.

પણ હજી તો ત્રણેક મહિના નહિ વીત્યા હોય ત્યાં એનાં બધાં ય શમણાં ભાંગી ગયાં. તંત્રીશ્રીએ સીતારામને કહી દીધું : "હું છાપું બંધ કરું છું. કાગળની અછત અને આઠગણી કિંમત મને એમ કરવાની ફરજ પાડે છે. તમને રજા આપતાં દુઃખ તો થાય છે પણ લાચાર છું...લ્યો, આ તમારો પગાર."

તે દિવસે સીતારામે એની જીંદગીનો છેલ્લો પગાર હાથમાં લીધો. એ પગાર એની નોકરીનું સીમાચિન્હ બનવા સર્જાયો હતો પણ એની સીતારામને ખબર નહોતી. એ પગારના પૈસામાંથી ટિકીટ કપાવી, ઓરડીનું ભાડું ચૂકતે કરી સીતારામ અને કંચન દેશમાં પહોંચ્યાં.

ત્યાં એ જ ધૂળીયું મકાન એમની વાટ જોતું બેઠું હતું, આંગણાંનો એ જ લીમડો થોડીક વધુ ડાળીઓને લઈ ઝુલતો હતો અને પરિચિત એવા એ જ માણસોનું જૂથ એના આગમને આનંદમસ્ત બની ગયું.

છતાં સીતારામને ત્યાં પણ શાંતિ ન મળી. ત્યાં પહોંચતા જ એણે સમાચાર સાંભળ્યા કે ગામમાં તો દર અઠવાડિયે ધાડો પડયા કરે છે. જાનમાલની સલામતી નથી. પણ સીતારામ હવે કયાં જાય ?

ભયગ્રસતતા અને દરિદ્રતાના એ મહિના તો એમણે દેશમાં ખેંચી કાઢયા. બીજી કોઈ નારી હોત તો એમની કંગાલીયતનાં ડંકા–નિશાન આખા ય ગામમાં ગગડી ચુકયાં હોત. પણ કંચને સીફતથી એવા શોરબકોરને જાગવા જ ન દીધો. ઉમંગ, હાસ્ય અને સંતોષ લઈને જ એ બધાં સાથે વાતો કરતી.

રાત પડી હતી; હા, રાત પડી હતી. સઘળું શાંત હતું.

હા, તમરાંના અવાજ સિવાય સઘળું શાંત હતું. પણ ના. શેરીમાં ધુળગારે આળોટતા શ્વાન ક્રાઇ કોઇ વાર રડયા કરતા. રડતાં રડતાં એ લોકો અચાનક ભસી ઊઠયા; હા, સમસ્ત તાકાતથી ભસી ઊઠયા.

એકાએક ધુળની ડમરી ચડી. બુકાનીઓ બાંધેલા પચીસ ત્રીસ ઘોડેસ્વારોનું જૂથ, જોટાળી બંદૂકો અને સળગતી મશાલો લઇને ગામમાં ધસી આવ્યું. મારફાડ લૂટ,–ધાક ધમકી, ઝપાઝપી, અને અર્ધા કલાકમાં તો માલમત્તા લૂંટી એ લોકો ન્હાસી છૂટયા. ન્હાસતા ન્હાસતા સળગતી મશાલો ઘરના છાપરા પર ફેંકતા ગયા.

અને એમાંની એક મશાલે જૂનું ખખડધજ એવું સીતારામનું મકાન સળગાવી દીધું.

કપડાંની એક પોટકી, પાંચ દસ વાસણ અને જાન બચાવવાનો સંતોષ લઇને સીતારામ અને કંચન સળગતા મકાનને જોઇ રહ્યાં.

તે પછી એ ગામને પણ એ લોકોએ તજી દીધું. જે ભોમકાને જોવાની એમને વર્ષો થયાં ઇચ્છા હતી એ ભોમકાને એમણે કમને પણ છોડી દેવી પડી. જીવનના અનેક કૂદકાઓમાં આમ એક વધુ કૂદકો ઉમેરાઇ ગયો. એ કૂદકાએ, કાઠિયાવાડની ધરતી પરથી ઉંચકી એમને મુંબઇની એક ધર્મશાળાની ઓરડીમાં લાવી મૂકયાં.

ઉગેલો દિવસ આથમી ગયો ત્યારે થાકીને લોથપોથ થઇ ગયેલો સીતારામ ધર્મશાળામાં આવ્યો. એનું મ્હોં જોઇ કંચને એક પણ સવાલ ન પૂછ્યો.

આથમેલો દિવસ ઉગ્યો ત્યારે કંચને હસતે મ્હોંએ પતિને વિદાય આપી. પણ સાંજ પડે પાછો સીતારામ આવ્યો ત્યારે કંચને પૂછ્યું: "કાંઇ આશા....."

પણ સીતારામ તો ધર્મશાળાના રખેવાળે આપેલી ગોદડી ઓઢીને સૂઈ ગયો. આમને આમ અઠવાડિયું ગયું. મુંબઇમાં એમનું કોઇ ઓળખાણવાળું નહોતું. કયાં જાય? શું કરે?

ચેનેનજાઉ શહેરની ભઠ્ઠીમાં જેમ પોલાદ પીગળતું હતું એમ દરિદ્રતાની ભઠ્ઠીમાં એ દંપતીનાં કલેવરો રકત બનતાં ચાલ્યાં. એ રસ ભેળો સૌભાગ્યવતી કંચનનો ચુડલો પણ ઓગળી ગયો. દસ દહાડા એમ તાણી કાઢયા.

પછી પછી?......હા, પણ પછી?

એ દિવસ સીતારામ બહાર ન ગયો. સંસાર એને તમાચા પર તમાચા મારી ગયો હતો. કંચન એની સામું જોઇ બેઠી હતી. સીતારામ પાસે નોકરી પણ ન્હોતી ને પૈસા પણ નહોતા. તપેલાં હતાં પણ ધાન નહોતું. તાકાત હતી પણ કામ ન્હોતું. પતિ–પત્ની એક બીજાની આંખોમાં આંખો મેળવતાં પણ શરમાતાં હતાં! જમીનમાં ચરૂ દાટયા નહોતા છતાં એમની આંગળીઓ જમીન ખોદાવતી હતી. અંતે 'બેસજો, હું આ આવી!' એમ કહેતી કંચન બહાર ગઇ. થોડી વાર પછી આવીને એણે સીતારામના હાથમાં એક રૂપીઓ મૂકતાં કહ્યું: 'લ્યો, ખીચડીનો સામાન લઈ આવો.'

સીતારામથી માથું ઉંચકાઇ ગયું. કંચન બોલી: 'પણ સાલ્લાને મારે શું કરવા'તા?'

જીવનમાં પહેલી જ વાર સીતારામની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. અત્યાર સુધી ટકી રહેલી એની ધીરજનો બંધ તૂટી ગયો. જીંદગીનું દર્દ જાગી ગયું. કયાંક મોટેથી રડી ન પડાય એ ખ્યાલે નીચલો હોઠ દાંતમાં દાબી એ બોલ્યો: 'આવી ખીચડી મારે ગળે નહિ ઉતરે.'

અને બધાંને ચૂર્ણ વિચૂર્ણ કરી જેમ એકાદ ધારા મહાવેગથી ધસી પડે એમ સીતારામથી ડુંસકું મૂકાઇ ગયું. કંચન બોલી: 'આમ શું કરતા હશો? એ તો તમારો જ લાવી દીધેલ

હતો ને!'

'પણ એના કોળિયા મારે ગળે નહિ ઉતરે!'

'મને મુવેલી દેખો જો ના પાડો તો!'

'અને હું મરું જો એ પૈસાની ખીચડીના કોળિયા ગળે ઉતારું તો!'

પ્રસંગનો ખટકો બંને અંતરોને અવ્યવસ્થિત કરી ગયો. જગતની ધર્મશાળામાં ઉતરેલા એક દંપતીના જીવતર પર પેલો રૂપીઓ એક ખંધું હાસ્ય કરી ઊઠયો.

એ હાસ્યના થસરકાથી સીતારામના મગજની કમાન છટકી. કંચનના હાથમાં તોળાઈ રહેલો રૂપીઓ ઝુંટવી લેતાં લેતાં એણે કહ્યું: 'દુઃખમાં પણ તું મને શા માટે ચોંટી રહી છે, અભાગણ?' અને પછી એ બહાર ભાગ્યો.

દાણાવાળાની દુકાને આવીને એ ઉભો રહી ગયો. ખીસામાંથી રૂપીઓ કાઢયો પણ પછી એ આગળ વધ્યો. રૂપીઓ ત્યાં ખંડિત ન થયો.

સીતારામ ચાલતો જાય છે. એની નજર આગળથી ધાન્યની દુકાનો પર દુકાનો પસાર થાય છે. એ થોભતો નથી. પેટ ધુરકાટ કરે પણ મન એ સાંભળતું નથી. કયા વિચારોનાં ચકડોળ એનાં મનને ફેરવી રહ્યાં હશે? કઈ સ્મૃતિના પડછાયા એનાં આળાં અંતર પર પડી રહ્યા હશે? અને શેના ભાનમાં બેધ્યાનપણે એ જઈ રહ્યો હશે?

રામ જાણે: સીતારામ જાણે.

પણ એક ઠેકાણે આવીને તો એ ઊભો રહી જ ગયો. કોઈ અપાર્થિવ તેજ એની આંખમાં ચમકવા લાગ્યું. એની સ્હામે જ કટલરીની એક દુકાન પોતાનું રૂપ ચમકાવતી બેઠી હતી.

ત્યાંથી સીતારામે એક મોટું પણ ઉતરતા પોલાદનું ચાકું ખરીદ્યું. ધાન્યને બદલે તીણી ધારનો એણે સોદો કર્યો અને

પછી એ જ નાજેઅદાથી એણે ચાલવા માંડયું. વધેલા બે આના, રસ્તામાં મળેલા એક અપંગ ભીખારીને એણે આપી દીધા.

ધર્મશાળાની ઓરડીમાં એ આવી પહોંચ્યો. આશાભર્યા હૈયે અને સ્મિતભર્યે મુખડે એની રાહ જોઇ બેઠેલી કંચનની નજદીક જઇ એ બેઠો પણ તે પહેલાં એણે કમાડને બંધ કરી દીધું. કંચનની આંખમાં આંખ પરોવી એણે પાછું પૂછયુંઃ 'નાગી ને ભૂખી તું હજુ મને વળગી રહેવા માગે છે? મને શા માટે તું રીબાવે છે?'

કંચનની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, એણે કહ્યુંઃ 'ત્યારે કયાં જાઉં? તમારા હાથમાં જીવન સોંપી દીધા પછી?... પણ તમે આમ કેમ બોલો છો? તમે મારી સામે આવી રીતે કેમ જોઇ રહ્યા...'

પણ વાકય પૂરૂં ન થયું. 'તો લે!' એમ કહેતાં જ સીતારામે કંચનના પેટમાં ચાકુ હુલાવી દીધું. પાંચ સાત જખ્મથી એણે એને છેદી નાંખી. ધડ, ધડ,......ભચ્ચ, ભચ્ચ! અને પછી જ્યારે પત્નીનું શરીર ટાઢું પડી ગયું ત્યારે સીતારામે પોતાના ગળા પર છરી ફેરવી દીધી.

શિકારીની ગોળીથી બચવા માટે જંગલમાં જેમ હરણ ઠેકડાઓ મારતું દોડયા કરે એમ સીતારામે જીંદગીભર દોડયા જ કર્યું હતું. એ મર્યા...એ મર્યા...એવા ભયની કારમી કીકીયારી એને ચોવીશ કલાક અજંપો આપી ગઇ હતી. એમાં પાછી લડાઇની નોબત ગાજી, જીવન દર મિનીટે પડખાં બદલવા લાગ્યું.

અને થાક, ભૂખ, તરસ ને ભયનું માર્યું હરણ જેમ જંગલનાં ડાળ ઝાંખરામાં ભરાઇ ગયેલું માથું છૂટું કરવા તરફડીયાં મારે એમ જ સીતારામ પણ તરફડીમાં મારી મારીને આખરે મરી ગયો. એની આસપાસ લોહીનું ખાબોચીયું ભરાઇ ગયું.

અને ધર્મશાળાની એ ઓરડીની તરડમાંથી બહાર ડોકીયું કરી લોહીના એક લીસોટાએ જગતને એ બનાવની જાણ કરી દીધી.



## તાપણું.......

બાર વર્ષના મગને મગફળીનાં છોડાંનો હોથો ભરીને સળગતા તાપણામાં નાખ્યો ત્યારે છ વર્ષનો કાનો રોતલ અવાજે બોલ્યો : 'તે તું સું કામ નાખછ !...હું નાખીશ, અને પછી એણે પણ થોડાંક વધુ છોડાં તાપણામાં હોમ્યાં.

તાપણું સળગતું હતું : શિયાળાની રાતમાં અને કાઠિયાવાડની ધરતી ઉપર 'પડયું કે પડશે' એવા દેખાતા એક છાપરાની હેઠળ. એ તાપણાની આજુબાજુ મગન, કાનો અને આઠ વર્ષની મણુકી શરીરને બને એટલાં સંકોચીને બેઠાં હતાં અને તાપતાં હતાં. પાસે મગફળીનાં છોડાંનો એક ઢગલો પડયો હતો અને ત્યાંજ એક ગલુડિયું પણ હૂંફ લેવા બેઠું હતું.

બાળકો મૂગાંમૂગાં બેઠાં હતાં. રોજ તો રાજકુમારોની અને રાક્ષસોની વાતો કરતાં કરતાં થાકતાંયે નહોતાં; પણ આજે કોઈ એવી વાત જ કાઢતું નહોતું. સમી સાંજે ખાખી કપડાંવાળો એક માણસ આવીને એમના દાદાને જે એક બદામી રંગનું પરબીડિયું આપી ગયો હતો એ પરબીડિયાએ એમની પાસેથી પરાક્રમી રાજકુમારો ને સોનાનાં શીંગડાંવાળી ગાયો ને દૂધની નદીઓ ને એવી એવી વાર્તામાં આવતી અનેક મીઠી કલ્પનાઓને હરી લીધી હતી.

તાપણું સળગતું હતું. એવામાં અચાનક કાનાએ પૂછ્યું : 'બાપા મરી ગ્યા છે તી પાછા કેયેં આવશે ?'

મગને એને કોણી મારી. પછી મણુકી તરફ જોતાં કહ્યું :

'આ કાનિયામાં તો કાંઇ અક્કલ જ નથી લાગતી. મરી જાય ઇ કાંઈ થોડાંજ પાછાં આવે? ઇ તો છે ને તે સરગમાં જાય સરગમાં!'

મણુકીઃ 'તી હેં મોટાભાઇ! સરગ કેવું હોય? ન્યાં પાંખ-વાળી પરિયું હોય?'

મગનઃ 'હોયજને! ન્યાં તો છે ને તી સારૂંસારૂં ખાવાનું મળે, રહેવા મોટી મહેલાત મળે. ન્યાં તો કોઇ માંદું નો પડે.'

કાનોઃ 'પણ બાપા મરી કેમ ગ્યા?'

મણિઃ 'લે......મરી નો જાય? દુશ્મન છે ને, તી એણે એમને ભાલો માર્યોને, એટલે મરી ગયા. ખૂબ લોહી નીકળ્યા પછી મરી ગયા હશે, નહિ મોટાભાઈ?'

મગનઃ 'લોહી તો નીકળેજ ને!'

કાનોઃ 'તી દુશ્મન કેવા હોય?'

મણિઃ 'ઓલી વાર્તામાં રાખ્ખસ નથી આવતા? એવા! આપણને તો બીક લાગે એવા!'

મગનઃ 'ચલ રે ચલ! ઈ એવા હોય જ નંઇ. ચાર દી' મોર રામજીબાપાને ન્યાં આપણે ગ્યાંતાં તેંયેં ઓલ્યા છાપામાં દુશ્મનનો ફોટુ નો'તો જોયો? રામજીબાપાએ આપણને નો'તું કયું કે ઇ ફોટુમાં માણુસ છે ઈ બધા દુશ્મન છે? એને માથે તો સાહેબ લોકોના જેવી ટોપી હતી. રાક્ષસ જેવાં શીંગડાં કયાં હતાં? દુશ્મનો તો છે ને તી આપણા જેવા જ હોય!'

મણિઃ 'તેંયેં બાપા ઇની હારે મારામારી કરવા કેમ ગ્યા?'

મગનઃ 'આપણને ખાવા જોઇએને, એટલે બાપા તો લશ્કરમાં નોકરી કરવા ગ્યા'તા. ઘણીવાર ઓલ્યો ખાખી લુગડાંવાળો ટપાલી આપણા દાદાને પૈસા આપી જતો'તો ને ઈ, કયેછે કે, બાપા દૂરને દેશાવરથી મોકલાવતા'તા.'

કાનોઃ 'પણ બાપા રામજીબાપાને ખેતરે નોકરી કરવા કેમ નો

રિયા ને મારામારી કરવા ગયા ?...અને પછી તરત મરી કેમ ગ્યા ?'

તાપણું સળગતું હતું અને આવા અર્થહીન છતાં અર્થ ભરેલા સવાલ જવાબો થતા હતા. પવનનો એક ઝપાટો આવ્યો અને તાપણાનું તેજ તથા નાના કાનિયાની કાયા, બંને ધ્રુજી ઊઠયાં. મણકીએ પોતાનું ઓઢવાનું જરા વધુ ચોકસાઇથી શરીર ઉપર લપેટી લીધું.

કાનાએ પાછો સવાલ પૂછયો : 'બાપા હાથેહાથ મરી ગ્યા હશે ?'

મણિઃ 'લે, ખોટુંખોટું તી કોઇ મરતું હશે ? ઓલ્યો ખાખી લુગડાવાળો આપણા દાદાને જે પરબીડિયું દઇ ગયો'તો ને એમાં લખ્યુ તું'' કે બાપા મરી ગ્યા. બઉ બા'દુરીથી લડયા ને પછી મરી ગ્યા.'

કાનોઃ 'પણ બા તો ખાટલામાં પડયાંપડયાં મરી ગઇ'તી !'

મગનઃ 'બાને તો તાવ આવ્યો'તો, એટલે મરી ગઇ !'

કાનોઃ 'બા મરી ગઇ, બાપા મરી ગ્યા, તંયે હું યે મરી જઇશ ! મારે બાપા પાહે જાવું છે !'

મણિઃ 'ગાંડો રે ગાંડો ! એમ તે કાંઇ મરી જવાય ?'

કાનોઃ પણ બાપાએ મને મેળામાંથી રમકડું લઇ દેવાનું કયું'તું તી હવે કોણ લઇ દેશે ? રમકડું અપાવીને બાપા કેમ નો મરી ગ્યા ?'

મગનઃ 'હું મોટો થઇશ ને એટલે તને ઘણાં બધાં રમકડાં લઇ દઇશ. મોટો તો થાવા દે ! પછી જોઇ લેજે !'

તાપણું સળગતું હતું. ધીમે ધીમે રાખનો ઢગલો વધતો જતો હતો ને છોડાંનો ઢગલો નાનો થતો જતો હતો. આજે આ તાપણું પણ જાણે કે શોકમાં સળગી રહ્યું હતું. મણકીએ કાનાના વાળમાં ચોટેલું પાણીનું એક ટીપું ખંખેરી નાંખતાં કહ્યું : 'હેં મોટાભાઇ ! બાપા મરી ગ્યા એટલે દાદાદાદીએ

આપણુને નવડાવ્યાં કેમ! આપણી સામે રે'તા ફુલાભાઇ મરી આ તંયે તો આપણે નો'તાં નાયાં!'

મગન: 'આપણાં સગાં મરી જાય તંયે જ ના'વું પડે, નકર નંઇ!'

મણિ: 'બાપા તો ગ્યા; હવે દાદાને પૈસા કોણ મોકલશે? આપણે ખાવાનું ક્યાંથી લઇશું?'

મગન: 'દાદી ને દાદા કામે જશેને, એટલે પગાર લઇ આવશે.'

કાનો: 'પણ દાદા-દાદી આટલું બધું રોતા'તા કેમ? આજ તો એમણે ખાધું પણ નંઇ!'

મણિ: 'તી અમેં ય ક્યાં ખાધું છે? એકલા તેં જ ભોહટ્યું છે!'

કાનો: 'ભૂખ લાગે તી ખાય નંઇ? એમાં ધખધ શેની?'

તાપણું સળગતું હતું. ઓસરીમાં બેઠેલા બે વૃદ્ધ આકારો બાળકોની આ વાતો સંભળતા હતા. એમનાં વૃદ્ધ શરીર કંપી રહ્યાં હતાં. એમની નિસ્તેજ આંખમાંથી પાણી ટપકતાં હતાં. એ હતાં બાળકોનાં દાદા-દાદી.

તાપણું સળગતું હતું. ટાઢ પણ વધવા લાગી હતી 'હાલો હવે સૂઇ જાવ' એવી દાદાની બૂમની વાટ જોતાં બાળકો તાપણા આગળ બેઠાં હતાં. વાતો થતી'તી 'બંધ રહેતી'તી અને પાછી આગળ વધતી' તી. એવામાં થોડીવારની સંપૂર્ણ શાંતિનો અચાનક ભંગ કરી કાનો બોલી ઊઠયો: 'હું તો મોટો થઇશને તંયે મારામારીની નોકરી કરવા નંઇ જાઉં. મરવા કોણ જાય, હેં?'

મણિ: 'પણ લશ્કરમાં જાઇ તો દસ ને બા ર ને પંદર ને પચીસ ને એટલા એટલા રૂપિયા મળે.'

મગન: 'એટલા તો રામજીબાપા પણ સાથીને દીએ છે. ન્યાં નોકરી નો કરીએ? મરવાનું ય નંઇ ને કાંઇ નંઇ. ભાલા યે નો વાગે, બંદૂક પણ નો વાગે ને લોહી પણ નો નીકળે.'

મણિ: 'તંઇ આટલા બધા માણસો મારામારી કરવા કેમ જાય છે? આપણા બાપાની હાર્યેહાર્યે ઓલા ફતેસંગભાઇ ને વનરાજભાઇ પણ આ'તા ને!'

મગન: 'ઈ તો દેશને માટે લડવા જાવું પડે. નકર છે ને તી દુશ્મન આપણા ગામમાં આવી આપણાં ઘર ને ખેતર ને બધું ય લૂંટી લ્યે.

કાનો: 'લૂંટી લ્યે તો ભલેને લૂંટી લ્યે! પણ બાપા તો મરી નો જાયને?'

તાપણું સળગતું હતું અને છેલ્લા દસકામાં નહોતું બન્યું એવું કંઇક બન્યું. ઓસરીમાં બેઠેલા વૃધ્ધે વૃદ્ધાનો હાથ પોતાના હાથમાં લઇ માયાળુતાથી દબાવ્યો. જાણે કે પોતાના અંતરની જ વાત નાનો કાનો બોલી ગયો હોય એવી નજરે એમણે એક-બીજા સામે જોયું.

તાપણું સળગતું હતું: એક બાળકોની વચ્ચે અને બીજું દાદા અને દાદીનાં હૈયાંમાં. એક તાપણાની ગરમી બાળકોને હૂંફ આપતી હતી; બીજા તાપણાના રાતાચોળ અંગારા બે વૃદ્ધ અંતરમાં ડામ દેતા હતા.



## સ્વમાંને સલામ

મારી આજુબાજુ જંગલ ડોલતું 'તું, પવનનાં ઝપાટા ધ્વનિને આકાર આપતા હતા ને પગ આગળથી એક ઝરણું, સુહાગણના આવેશની માફક થનગનતું વહી રહ્યું હતું.

મોરલી મારા હાથમાં રમતી'તી. આંખો જંગલની એક પગદંડી પર મીટ માંડીને બેઠી હતી. ઝાડ પર પક્ષીઓ માળા

બાંધવા માટે તણખલાં ગોઠવતાં હતાં ને કાચંડાઓની સાત-તાલીઓ રમાઇ રહી હતી.

ચાર દિવસ પહેલાં, મોરલીને ગજાવતો હું જ્યારે આ ઝાડલાના વનમાં ભમતો હતો ત્યારે એક જોબના મને ભેટી ગઇ હતી. એનાં હાથમાં લાકડાં ચીરવાની કુહાડી હતી અને એનાં શરીર પર યૌવનના નકશા ઉઠયા હતા. રૂપ અને રતિની છડી પોકારતું એનું શરીર તાકાત અને તાઝગીથી મઢયું હતું. ખબર ન પડી કે કેમ બન્યું, પણ મારૂં દિલ ઠેસ ખાઇ ગયું અને ઝુકી પડયું. મોઢામાંની ફૂંક મોરલીને ગજાવતી બંધ થઇ ગઇ, પગ થંભી ગયા, આંખ એ લાવણ્ય પર ઠરી ગઇ; ફકત દિલ ધડક ધડક...ધડકી...રહ્યું હતું.

એક ક્ષણ મારા દેહની રેખાઓ પર એ જોબનાની પાંપણોની પીંછી ફરી ગઇ, એક ક્ષણ મારા હોઠ પર મધુરૂં સ્મિત ફરકી ગયું. શું બોલવું એની સમજ ન પડતાં આખરે મેં પૂછ્યું 'આ ઝાડલાના ડુંગરમાં...કોઇ એરૂ ના દેખાયો. અહિંના વાદી-ઓએ શું બધાંયને ઝડપી લીધા ?'

'સાપોલિયાં દુઢો છો કે નાગ ?' એણે સામો પ્રશ્ન ફેંકયો.

'હું હું છું તો નાગ પણ સાપોલિયાંય દેખાતાં નથી !'

'નાગ કદાચ નહિ જડે; નાગણો જોઇએ એટલી છે.'

દિલ ઉછાળા ખાવા લાગ્યું, એકાંતે, વનવગડે આકસ્મિત ભેટી પડેલી એ નારીની વાત કરવાની છટા મને ભાવી ગઈ. આશાઓ એક પછી એક આળસ મરડીને બેઠી થવા લાગી.

'નાગ શું બધા જાત્રાએ ગયા છે ?' એનાં નયનનો રસ પીતાં મેં પૂછ્યું.

'હા, કરંડિયાની જાત્રાએ, અબ્બુ ગારૂડીના કરંડિયા બધા નાગથીજ ભરેલા છે. પણ તમે એ કયાંથી જાણો વાદી !......તમે

ક્યાંના ?'

'જાંબુલનો.' અને પછી હર્ષથી છાતીને ફુલાવતાં મેં કહ્યું, 'જુન્તુ વાદીનો હું બેટો !'

'શું નામ દીધું ?'

'જુન્તુ વાદી !'

એના મોં પરથી હાસ્ય ઉડી ગયું, આંખમાં વીજળી ચમકી ગઇ. ચહેરા પરથી ખ્યાલનો એક પડછાયો, રેખાઓને રમાડતો ચાલ્યો ગયો. વાત બદલતાં એ બોલી 'ઝાડલામાં નાગણો તો ઘણીય છે વાદી ! પણ કરંડિયા વગર શું કરશો ?'

કરંડિયો લઇને આવું તો ?' હૈયા પર હાથ મૂકતાં મેં પૂછ્યું.

'...તો પાછા આવજો. જાંબુલના ગારૂડીને ઝાડલામાં કસબ અજમાવવાની છૂટ છે...પણ બળવજો ક્યાંક નાગણ ડસી ના જાય.' એનાં ચહેરા પર પાછું હાસ્ય આવીને બેસી ગયું.

'ડસીને ક્યાં જશે ?' મટકાં મારતાં મેં પૂછ્યું:

'રાફડામાંજ તો !' હસતાં હસતાં એ બોલી ને પછી જરાક નજદિક આવતાં સવાલ કર્યો 'મોરલી વગાડતાં આવડે છે ને ?'

હું ચમક્યો. ગારૂડીના દીકરાને આ નારી આવો સવાલ કેમ પૂછતી હશે ? અને સવાલ કર્યા પછી એનું સ્મિત વધુ રમતિયાળ કેમ બની ગયું ? એના નેણમાં ને શરીરમાં મસ્તી કેમ ઉભરાઇ આવી ?

'કેમ એવું પૂછવું પડયું !'

'કંઇ નહિ, એ તો અમસ્તુ. મોરલી વગાડતાં આવડતી હોય તો પછી હરકત નથી.' ને પાછી એ હસી પડી. કુહાડી ઉંચકીને એ ઝટપટ થોડે દૂર ગઇ ને ત્યાં થોભી મારી તરફ કોઇ અજબ નિગાહ ફેંકતાં બોલી 'મારૂં નામ મોરલી.'

એનું ખડખડાટ હાસ્ય મનમાં ને વનમાં પડઘા પાડી ગયું.

એ શબ્દ–રણકારના ઘેનમાંથી હું જાગું એ પહેલાં તો મોરલી, ઝાડીની આડમાં ક્યાંક અદ્રશ્ય થઇ ગઇ, શોધવા છતાં પણ એ હાથ ના લાગી.

એક મોરલી ગઇ અને બીજી મારા હાથમાં ઝુલતી રહી. પેલી મોરલીની 'ફુંક' મને ડોલાવી ગઇ હતી અને હાથમાંની મોરલી ફુંકની રાહ જોતી મૂંગી પડી હતી.

પછી તો રોજ રોજ અમે મળતાં. દસ ગાઉનો પંથ કાપી હું ઝાડવાનાં એક ઝરણાંને કાંઠે બેસતો અને મોરલી અચૂક ત્યાં આવતી.

પુરૂષને જ્યારે નારીની તરસ જાગે છે ત્યારે શરીર આખું બેચેન બની જાય છે. રૂપ જ્યારે રાગણી છેડે છે ત્યારે હૈયાના તાર ઝણઝણે છે.

તે દિવસે પણ હું મોરલીની વાટ જોતો બેઠો હતો. હૃદય-જંત્રી રણઝણી રહી હતી. હાથમાં પકડેલી મોરલીને મેં મોંએ અડાડી. વહેતા ઝરણાની સાથે સાથે સ્વર દોડવા લાગ્યા, પાણીની સપાટી પર ખરી પડેલાં પાંદડાની કતાર પણ દોડવા લાગી અને મારી નજર પણ મોરલીને શોધવા દૂર દૂર સુધી દોડી ગઇ.

ક્ષણો ઉડતી ચાલી; સમય વીતતો ચાલ્યો. પવન સુસવાટા કરતો હતો પણ હૈયું કોઇના આગમનની પ્રતિક્ષામાં ગરમ બની બેઠું હતું.

ઓચિંતાની એક ડાંખળી મારી પર પડી. હું ચમક્યો ત્યાં તો ઝાડીની વચ્ચે બે આંખો તગતગી ઉઠી. અવાજ આવ્યો. 'વાદી!'

મોરલીની નજરનાં અને હૈયાના સંવાદી સ્વરો ભેગા થઇ ગયા. 'તેં તો મને ભડકાવી માર્યો, મોરલી!'

'મોરલી તો ભડકાવી જ મારે ને?' એની આંખો કુદકી

ફરી ગઇ. પાંપણોનો ચક ઝુલી ગયો. યૌવનનાં એ હલેસાંઓએ મારા અંતરના દરિયાને ડહોળાવ્યો. 'મોરલી તો ભડકાવી જ મારે...પછી એ નાગ હોય કે સાપોલિયું!' અને એ મારી બાજુમાં બેઠી. મારા હાથમાંની મોરલી લઇ, બે ચાર એવા અજબ સ્વર કાઢી એણે એને એક બાજુ મૂકી દીધી.

મન ધુધવાટ કરતું હતું. હું વાદી હતો અને પડખેની બે મોરલીઓ પર મારું મન જામી ગયું હતું. હૈયું અને હાથ એ બન્ને માટે તલસતા હતા. જુવાની જુવાનીને ઉગ્ર તલસાટથી સાદ પાડી રહી હતી.

'મોરલી!' મેં ધીમેથી કહ્યું.

'જાણું છું, વાદી!'

'શું જાણે છે?'

'મનની વાત!'

'જાણે છે?'

'જાણું છું કે મોરલી તરફ નાગને મમતા જાગી છે.'

'કંઇ વાંધો છે?'

'હા.' ઠંડે કલેજે મોરલી બોલી.

મારી નજર સામે અંધારાં નાચી ઉઠયાં. કલ્પનાની ઇમારત કકડભૂસ કરતી પડતી હોય એમ મને લાગ્યું.

'...વાંધો એટલોજ છે કે જંગલના વાદીએ ઝાડલાની નાગણને કરંડિયામાં નથી પુરી.'

'ઝાડલાની નાગણ?'

'હા, લીલ નાગણ. બે વાર એ પકડાઇ છે ને પછી છટકી ગઈ છે. તમે એને પકડી શકશો?'

'અને એને રાફડામાંથી ખેંચી કરંડિયામાં હડસેલી દઉં તો?'

'તો મોરલીને વાંધો નથી.'

આફતાબનું તેજ ઠંડું પડયું હતું. હું ઉભો થયો.

'કાલ આવશો ?'

'હા. અને જઇશ ત્યારે તને સાથે લઇને જ જઇશ. એવી કોઇ નાગણ નથી કે જે જાંબુલના વાદીને તાબે ના થાય.'

'તો કાલ એનાં પારખાં.' કહેતાં મોરલીની આંખ ઝીણી થઇ. એના હાથનાં આંગળાં ઝાડના થડ પર ટપ ટપ કરી ઉઠ્યાં. પછી ઉમેર્યું, 'તમારા બાપ જુન્નું વાદીને કહેજો કે અબ્બુ યાદ કરે છે.' અને પછી ખંધાઇ ભર્યું સ્મિત કરી એ ચાલી ગઇ. મેં જાંબુલની કેડી લીધી.

એ રાતના હું પથારીમાં પડ્યો હતો. લીલ નાગણ અને મોરલીથીજ મન ઘેરાયું હતું. ચલમના બે ચાર દમ માર્યા ન માર્યા ત્યાં તો મારા બાપા ઘરમાંથી બહાર નીકળ્યા. એમને ચલમ આપતાં મેં કહ્યું, 'અબ્બુ તમને યાદ કરે છે બાપા !'

'અબ્બુ ?...કોણ અબ્બુ ?'

'ઝાડલાનો અબ્બુ.'

ચલમ એમના હાથમાં ધ્રુજી ઉઠી. 'અબ્બુ મને યાદ કરે છે ?...તને મળ્યો હતો ?'

'મને નથી મળ્યો. કોઇની સાથે સંદેશો પાઠવ્યો છે.'

'કોણ...કો...ણ...કોની સાથે ?'

મોરલીની વાત કહેતાં મારા હોઠ સીવાઇ ગયા. આડી જ વાત કરતાં મેં કહ્યું 'કાલ હું ઝાડલાના જંગલમાં જવાનો છું. ત્યાંની નાગણોની બહુ તારીફ સાંભળી છે.'

'ના બેટા, ના ! ત્યાં ના જઇશ. એકવાર જઇને હું પસ્તાયો છું.' કહેતાં એમણે ચલમ નીચે મૂકી દીધી. આખુંય શરીર કંપી રહ્યું હતું. જાણે કશુંક જોતા હોય, એમ ક્યાંય સુધી એમણે જમીન તરફ આંખો સંક્રાન્ત કરી. અચાનક બોલ્યા, 'ત્યાંની લીલ નાગણ...'

'ઝહેરી છે ?' મેં પૂછ્યું.

'મેં એને એકવાર જોઇ છે. તે દિવસે એ છટકી ગઇ હતી.'

'પણ હું તો જવાનો. મેં હોડ બકી છે.'

'હોડ બકી છે? શેની હોડ? શું કામ?'

'ઝાડલાની લીલને પકડવાની.'

'ના, ના, તું ના જઇશ. મેં પણ એક વખત એવી મૂર્ખાઇ કરી હતી. ત્યાર પછી હું કદી ઝાડલાના જંગલમાં નથી ગયો. અબ્બુનો બાપ ત્યારે જીવતો હતો. એ દિવસે...ત્યારે... મેં...! પણ તું નહિ સમજે બેટા! તું નહિ સમજે!' એમ કહેતા એ અંદર ચાલ્યા ગયા.

પણ એમની વાત મને રોકી ના શકી. ઝાડલાની ધરતી મારા પગને ખેંચી રહી હતી, લીલ નાગણ મારી વિદ્યાને ખેંચી રહી હતી ને મોરલીની શારીરિક વસન્ત મારા અંતરના હોલાંને આવકાર આપી રહી હતી.

બીજે દિવસે ખભે કરંડિયો ભરાવી, હાથમાં મોરલી ઝાલી મેં ઝાડલાની વાટ પકડી.

એજ ઝરણાંને કાંઠે મોરલી ઉભી હતી. એની આંખમાં એક જાતનું વિચિત્ર તેજ ચમકતું હતું.

'ચાલો.' એણે કહ્યું.

'ક્યાં?'

'લીલનો રાફડો બતાવું.'

અમે આગળ ચાલ્યાં. પગથીપરનાં પાંદડાં પગ નીચે ચરડ...ચરડ કચડાતાં હતાં. કાચંડાની સાતતાલીઓ ચાલુ જ હતી અને તોતિંગ ઝાડની વિશાળ ડાળીઓ એક બીજામાં આંગળાં ભેરવી ડોલતી હતી.

લગભગ અર્ધોક માઇલ ચાલ્યા પછી મોરલી ઉભી રહી ગઇ. છેટેનાં એક ઝાડ તરફ આંગળી ચીંધતાં એણે કહ્યું 'એટલામાંજ ક્યાંક છે. પેટનો ભાગ લીલો છે, ઓળખી કાઢજો.'

અને એનાં મોં પરની રેખાઓ સખ્ત બની ગઇ. 'બાળવજો.'

હું આગળ ચાલ્યો. વડનાં ઝાડની પેલી બાજુ એક ભોણુ હતું. ત્યાં જઇને મેં કરંડિયો નીચે ઉતાર્યો. હાથ પર લુગડાનાં પંદર વીસ ચીંથરાં લપેટી દીધાં ને પછી મોંએ મોરલી માંડી.

શાંત જંગલમાં મોરલી રણુકી ઉઠી. સ્વરના પડછંદા ઝાડની આસપાસ ગરબા રમવા લાગ્યા. ધીમે ધીમે મેં એને ચગાવી. આજ મારી વિદ્યાનું પારખું હતું, આજ જંબુલના વાદીની આબરૂનો સવાલ હતો. આજ કાં તો ઝાડલાની મોરલી મળે છે, કે કાં તો ત્યાંની લીલ નાગણુ ડંસે છે. કાં તો જીવન પર રંગ લાગે છે ને કાં તો મૃત્યુ પર કાળાશ પથરાય છે.

'લીલ ડોકાઇ નહિ, વાદી!' પાછળથી અવાજ આવ્યો; મોરલીનો અવાજ. પણ મેં પાછળ ના જોયું. ધમણુની માફક ફુલેલા મારા ગાલ, મોરલીમાં જાદુ ભરવા માટે મથતા હતા, મટકાં પણ મારવાનું ભૂલી ગયેલાં નેણ રાફડાનાં ભોણુ સાથે તારામૈત્રક રચી રહ્યાં હતાં.

દસ મિનીટ, પંદર મિનીટ થઇ ના થઇ ત્યાં તો રાફડામાંથી એક નાગણુ બહાર આવી. એના પેટનો ભાગ લીલોછમ હતો. બહાર નીકળી એ મારા તરફ આવી અને ચારેક ફૂટ દૂર ફેણુ માંડીને ડોલવા લાગી, એની જીભ લબકારા લઇ રહી હતી.

મોરલી ટહુકતી'તી ને નાગણુ ડોલતી'તી. વિદ્યા અવાજ કરતી'તી ને ઝહેરની દાઢ મસ્ત બની હતી.

લાગ જોઇ જેવો હું એને પકડવા ગયો કે સરપ કરતીકને એ પાછી રાફડામાં પેસી ગઇ.

મોરલી રણુકતીજ રહી. મારા લલાટ પર પસીનાનાં ટીપાં બાઝી ગયાં. લીલ પાછી બહાર ના આવી જાણે કે મારી બદદાનતનો પાર પામી ગઇ હોય એમ એ રાફડામાંજ બેસી રહી.

જંગલમાં મોરલીનો પ્રતિઘોષ પડતો હતો. હું જાણતો

હતો કે મારી પાછળની બાજુ થોડેક છેટે ઉભેલી મોરલી મનમાં ને મનમાં હસતી હશે. હું એ પણ જાણતો હતો કે જો આજ લીલ મને થાપ આપશે તો ગારૂડીઓના ઊસ્તાદ જુન્નું વાદીના લલાટ પર કલંકનો ડાઘ પડી જશે.

મોરલી અગતી જ ગઇ. વખતની પરવા કર્યાં વગર, થાકની અવગણના કરી મેં સૂરને ચાલુજ રાખ્યો.

અને છેવટે સ્વરનાં ખેંચાણ આગળ લીલ નમી પડી. આસ્તે આસ્તે એ પાછી બહાર નીકળી, મોરલીનાં સૂરની મસ્તીમાં પાછું એનું મસ્તક ડોલવા લાગ્યું. મોરલી મોરલી ના રહી, વશીકરણ બની ગઇ; સ્વર સ્વર ના રહ્યા, મનને ઘેન ચડાવે એવો માદક પદાર્થ એ બની ગયા.

એ ઘેનમાં ચકચૂર બની નાગણ બેઠી હતી. સૂરની ખુમારી એને અડકી ગઇ હતી, એની એ ઘેન ભરેલી અવસ્થાનો લાભ લઇ, વિદ્યુત ગતિએ મેં એને ફેણ આગળથી પકડી લીધી. એકદમ ઉભા થઇ એને આમતેમ હલાવીને પછી જ્યારે એની કાયા ઢીલી પડી ગઇ ત્યારે કરંડિયામાં પુરી દીધી. કરંડિયાની આસપાસ દોરીના પાંચ પદર આંટા બાંધી હું મોરલી તરફ ચાલ્યો. એની પાસે પહોંચતાંજ મેં કહ્યુ, 'આજ તારી લીલ ને? જંગલના વાદી પાસે ઝાડલાની નાગણ બીચારી શું કરે?'

મોરલીએ મારી નજરમાં નજર પરોવી. એ નજરમાં કોઇ અનોખા રંગોનું મેઘધનુષ રચાયું હતું. એની દષ્ટિ મારાં મનને મદિરા પાઇ ગઇ, એનું યૌવન મારા હૈયાનું હાલરડું બની ગયું.

'ચાલ, મોરલી!' મેં કહ્યું.

'ક્યાં? જંગલ?'

'હા. આજ મેં તને જીતી લીધી.'

'મને, મોરલીને કે લીલ નાગણને?'

'બેયને !'

મારા હાથમાંથી એણે કરંડિયો લીધો.

'આજ પહેલાં બેવાર છટકી ગયું છે. દોરી જરા બરાબર બાંધી લઉં.' દોરીના આંટા છોડી એણે છેડો લાંબો રાખ્યો. દોરી બાંધતા એના હાથ તરફ દુર્લક્ષ કરી હું તો એનાં માંસલ દેહને નીરખી રહ્યો હતો.

કરંડિયો બાંધ્યા પછી એણે કહ્યું, 'કોઇ દિવસ ઝાડ પર ચડયા છો ?'

'ઘણીયેવાર, અને તું ?'

જવાબ આપ્યા સિવાય એ સડસડાટ ઝાડ પર ચડી ગઇ. એક ડાળી પર બેસતાં એ બોલી. 'દોરીનો છેડો જરા ઉપર ફેંકો.'

તાજ્જુબીથી હું એનું ફરમાન સાંભળી રહ્યો. આ કઇ જાતનો શૃંગાર છે એ હું સમજી ના શકયો. છતાં પણ રૂપનાં એ ટીંખળ પાસે હું ઝુકી પડયો. કરંડિયે બાંધેલી દોરીનો છેડો મેં ઉપર ફેંકયો. 'લેજે !'

છેડો એણે પકડી લીધો ને પછી કરંડિયાને જમીનથી ત્રણેક ફુટ અધ્ધર ઉંચકી, ઝાડની ડાળીએ એણે દોરીને બાંધી દીધી.

'જરા કરંડિયાને ઝુલાવો. ઝાડલાની નાગણ થોડીવાર ભલે ઝાડપર હિંચકે.'

'મારા આશ્ચર્યને સિમા ના રહી. મોરલીને જમીન પર મૂકી, કરંડિયાને મેં થોડોક હિંચકાવ્યો. મારા જીવનને રસથી ભરી દેનાર એ નારીની આજ્ઞાનું મેં બરાબર પાલન કર્યું.

'તમને મોરલી વગાડતાં આવડે છે ને ?' એણે સ્મિત કરતાં પૂછ્યું. 'મને નાગ રમાડતાં આવડે છે.'

શબ્દનો અર્થ સમજી હું હસી પડયો. શૃંગારથી મારૂં દિલ ભીંજાઇ ગયું. 'એ બધી વાતો અંખુલ પહોંચ્યા પછી...નીચે

આવી જ મોરલી !'

'મોરલી તો નીચે જ પડી છે.' એણે જમીન પર પડેલી મોરલી તરફ નજર ફેરવી...'પણ જંબુલ જતાં પહેલાં એક વાત સાંભળી લ્યો. જુન્નુ વાદી અને મારા બાપે એક વરસ પહેલાં આજ લીલ નાગણને પકડવાની સરત મારી'તી, કબુલાત થઇ હતી કે એમાંથી જે લીલ નાગણને પકડે એ ગરૂડીઓનો ઉસ્તાદ કહેવાય.'

હું એની સામે જોઇ જ રહ્યો. હૈયું હલેસાં મારતું હોય એમ છાતી ઉંચી નીચી થતી હતી. એને પામવાની મારી ઝંખના ઉગ્રતર બનતી ચાલી.

'...અને મારા બાપે આ લીલ નાગણને પકડી લીધી હતી. તમારા બાપનું નાક કપાઇ ગયું. મારા બાપની વિદ્યા પાસે જુન્નુ ગારૂડીની કળા શરમાઇ ગઇ.

'એ દિવસે આવી જ રીતે તમારા બાપ ઝાડ પર ચડયા હતા. આવી જ રીતે નાગણનો કરંડિયો બાંધ્યો હતો અને ઝુલાવ્યો હતો. તમારા બાપના હૈયામાં મારા બાપ પ્રત્યે ડંખ પેદા થયો હતો. મોરલી આવીજ રીતે જમીન પર પડી'તી.'

પછી એ મુંગી થઇ ગઇ, એની નજર જઇ ચડી ઝુલતા કરંડિયા પર. મેં પણ કરંડિયા તરફ જોયું.

'પછી ?'

બે હોઠ બોલતા હતા, બે કાન સાંભળતા હતા અને ચાર આંખોનો શિકાર બનેલો કરંડિયો લટકતો હતો.

'પછી એકજ ઝટકે તમારા બાપાએ દોરડું ખેંચ્યું ને કરંડિયાના બંધ છૂટી ગયા. લીલ નાગણની ફેણ જમીન પર ઉભેલા મારા બાપની સામે મંડાઇ ગઇ. છંછેડાએલી લીલે મારા બાપને ડંશ દીધો ને ચાલી ગઇ. જંબુલ અને ઝાડલાનાં વાદીઓએ એ પ્રપંચને એક અકસ્માત માની લીધો ને વાત વિસરાઇ

ગઇ. મેં મારા બાપને આમ ખોયો'તો.'

એ મોરલીઓ બેઠી હતી ને બન્નેની વચ્ચે ઝહેરી નાગણનો કરંડિયો ઝુલતો હતો.

'કરંડિયો ખુલી ગયો ?' કપાળ પરથી એક સામટા પંદર વીસ ટીપાં ખરી પડયાં. 'કેવી રીતે ?'

'આમ.' એમ કહેતાં જ એણે દોરીને ઝટકો માર્યો. સીફતથી બાંધેલા કરંડિયાનાં બંધન ઢીલાં થઇ ગયાં, ઢાંકણુ ખુલી ગયું ને લીલ નાગણ ફેણ ઉંચી કરીને મારી તરફ જોઇ રહી. લબકારા કરતી એની જીભ મૃત્યુનો સંદેશો આપી રહી હતી.

'આજ લીલ નાગણ ત્રીજીવાર છટકી જશે. જ્યાં મોરલીનો બાપ મર્યો' તો ત્યાં જુન્નુવાદીનો દીકરો મરશે. મારૂં વેર પુરૂં થશે.'

લીલ આસ્તે રહી જમીન પર સરકી. મૃત્યુની એ નિશાનીને મારા તરફ આવતી જોઇ મારાં રૂંવેરૂંવા ઉભાં થઇ ગયા, શરીર પસીનાથી લથબથ થઇ ગયું. ઝાડ પરથી હાસ્ય દડતું હતું ને નાગણ મારા તરફ સરકતી હતી. નારી જાણે કે નાગણ બનીને ડંશ દેવા આવતી હતી. રૂપ જાણે કે વિષનો રેલો બનીને વહેતું હતું.

મોરલી થોડેક જ છેટે પડી હતી. એ મોરલી તરફ મેં હાથ લંબાવ્યો. મારો હાથ ને નાગણની ફેણ બન્ને એક સાથે મોરલી પર પડયાં.

મારી ચીસ પર, ઝાડ પરની મોરલીનું હાસ્ય સવાર થઇ ગયું.

......બરાબર ત્યારે જ મારી આંખ ખૂલી ગઈ.

એ જંગલને સલામ, એ કિન્નાને સલામ ! એ રૂપને સલામ, એ નારીને સલામ, એ નાગણને સલામ !

...અને એ સ્વપ્નાને પણ સલામ.



# ઝમાનખાનની દીવાળી

હિન્દુસ્તાનની એકદમ ઉત્તરે, ખૈબરઘાટના ઉંચા ઉંચા અને કરાળ ડુંગરાઓ વચ્ચે, માની ગોદમાં જેમ બાળક આરામ કરતું હોય એમ જે એક ગામડું સૂતું છે, એનું નામ છે ગુલસરાઇ. આ ગામની ઉપર દિવસે આસમાનનો આફતાબ અંગારા વરસાવે છે, ને રાતે, ગરમ બનેલી જમીન બાફ કાઢે છે. દિવસના સમયે એનાં ત્રણસોએક ઘરોમાંથી ને થોડીક ગલીઓમાંથી જાગતો સળવળાટ રાત્રિના વખતે 'લાલટેન' કે કોડીઆના દીવાના ઝાંખા અજવાળામાં પોઢી જાય છે...છતાં ન્હાના શા આ ગામનું મહત્વ વધારે છે. એના વાંકાચુકા ને કંગાળ જેવા દેખાતા બજારમાં લાખ્ખોના સોદા થાય છે અને ત્યાંના ઇન્સાનોનાં જીગરમાં પણ દિલાવરીની દોલત રણકાર કરે છે.

ગુલસરાઇઃ ગંદા, ખરબચડા રસ્તા ને ગલીચ ઘરોવાળું, ચારે બાજુથી તોતીંગ પહાડોની ચોકીવાળું, લુખ્ખું, ધમાલીયું, સરહદનું એક ગામ. અફઘાનીસ્તાનમાંથી અખરોટ, બદામ, ચીલગુઝા, ચારોળી, સાલમ, શીલાજીત વીગેરે લઇ હિન્દુસ્તાન આવતી વણઝાર આ ગામમાં આરામ અને ઉનના સોદા કરીને પછી આગળ વધે છે. જેની ગલીઓમાં ને બજારમાં જાતજાતના ને ગામગામનાં માણસો 'સલામ આલેકુમ' કરતા સીનાથી સીનો લગાવે છે...જ્યાં ચોટાંઓ ઉછેરાય છે ને મંગળ પ્રસંગે ઝભ્ભે કરાય છે...જ્યાં છરીઓ ઉછળે છે ને ઝખમની દવાઓ વેચાય છે...જ્યાં દોસ્તીના આબેહયાત પીવાય છે ને દુશ્મનીના ઝહેરનો નશો થાય છે, એ ગુલસરાઇ.

આ ગામમાં વેપાર ઉપરાંત જો બીજી કંઇપણ વખાણવા

લાયક વસ્તુ હોય તો તે નાજુક, સુંવાળા, વાંકડીઆ અને અર્ધ-કાળા–અર્ધધોળા વાળવાળી શાહ ઝમાનખાનની દાઢી. પોણોસો વર્ષના ચાંદ જોયા છે ને ઈદો ઉજવી છે. આ દાઢીવાળા ઇન્સાને પોતાના આત્માને સંસારના કલુષિત વાતાવરણથી દૂર રાખ્યો છે ને એક સુખી ગૃહસંસાર કોને કહેવાય એનો બોધ ગામને પૂરો પાડયો છે. એ અને એની પરણેતર ઝયણુ કોઇ દિવસ ઝઘડયાં નથી કે ઉંચે સાદે બોલ્યાં નથી. ખુદાતાલાની રહેમનજરથી પેદા થએલા ચાર પુત્રોમાંથી અત્યારે તો એક મુખ્તારજ જીવતો રહયો છે પણ મરેલા પુત્રોનું ઝમાનખાનને દુઃખ નથી. આખા ગામના બાળકો એના પુત્રો છે, સારા ગામની વહુ–બહેનો એની પુત્રીઓ છે. કોઇના પ્રત્યે એને નથી દ્વેષ, ઈર્ષા, કે રોષ. એના જીવનનો મંત્ર છે 'ન વેરનાં વાવણાં, ન દુઃખની કાપણી !' ઝમાનખાનની ઇઝઝત એ ગામની ઈઝઝત છે. ગામમાં કયાંક ચકમક ઝરે તો એનો ફેંસલો એ કરે છે અને એજ એક એવો બુઝર્ગ આદમી છે, કે જેના ફેંસલા આગળ બધાં શીર ઝુકાવે છે. જ્યાં કોઈની શાદી હોય, ત્યાં ઝમાનખાન હોય. જ્યાં કોઇનું મરણ થાય ત્યાં ઝમાનખાન હોય. ઝમાનખાન બધેય હોયઃ ફકત ન હોય લુચ્ચાઓના દોલતખાનામાં અને પેલા તરંગી શાયરોએ જેનાં અર્થ વગર બહુ ગાન ગાયાં છે એ સાકીના મયખાનામાં.

ઝમાનખાનની પાડોશમાં રહેતા ને ઉનનો વેપાર કરી ગુજરાન ચલાવતા જગમોહનની ચોટલી એ છે ગામનું બીજું આકર્ષણ. એ ચોટલી ટોપીની નીચે સંતાઇ રહેવાને બદલે બહાર ડોકીઆં કરવાનું વધુ પસંદ કરે છે. રોજ એ ચોટલીમાં તેલ નંખાય છે. કાંસકીથી ઓળાય છે અને સાહેબ લોકને ગળે બાંધવાની 'બો' ની માફક એની ગાંઠ વળાય છે. એની ઉમર પેલી દાઢી કરતાં પંદર વર્ષ ઓછી છે.

જગમોહનનું ઘર એ ઝમાનખાનની મસ્જીદ છે ને ઝમાન-

ખાનનું ઘર એ જગમોહનનું મંદિર. ડાંગે માર્યા પાણી જુદાં પડે તો એ બે જુદા પડે. અચળ એવી એમની દોસ્તી છે. સાગર જેવાં વિશાળ એમનાં દિલ છે.

......છતાં પણ છેલ્લા વીસ વર્ષમાં નહોતુ બન્યું એવું એક દિવસે બન્યું અને એ બનાવ ગુલસરાઇની વસ્તીના દિલમાં ચડકો પેદા કરી ગયો.

શરાબ અને જુગારના છંદે ચઢી દેવાનાં ડહોળાં પાણીમાં ગળાસુધી ડૂબેલો ઝમાનખાનનો મુખ્તાર જગમોહનના ઘરમાંથી એની પુત્રી લક્ષ્મીનાં ઘરેણાંનો દાબડો લઇ કયાંક પલાયન થઇ ગયો. એ ગામમાં કયાંક છૂપાઇ ન રહ્યો કારણ કે પોતાના પિતાની કાતીલ આંખ એની પરદાપોશીને દુસ્વાર બનાવત એની એને ખાત્રી હતી. એ ચાલ્યો ગયો. સગાં, સબંધી અને ગામ છોડી, કયાંક દૂર. કયાં ?.. એ તો એ પોતે જાણે; બીજો જાણે જગદીશ અને ત્રીજી જાણે ભુલભુલામણીના કોઠા જેવા પર્વતોવાળી સરહદની પાષણ ધરતી.

પુત્રના આ કૃત્યથી ઝમાનખાનની ઇઝ્ઝતમાં કલંકનો ડાઘ લાગી ગયો. જીવતરના મધુર સુખદ સંગીતમાં કારમો કીચુડાટ ભળી ગયો. લોકો એમ નથી કહેતા, કે 'મુખ્તારે ચોરી કરી!' લોકો તો એમ કહે છે, કે 'ઝમાનખાનના બેટાએ દાગીના ચોર્યા'...પુત્રનું એ કાળું કર્મ ઉધઇ બની ઝમાનખાનના જીગરને કોતરી ખાવા લાગ્યું. પોતે હતો દિપક, મુખ્તાર જ્યોત! પોતે હતો શિલ્પી, મુખ્તાર શિલ્પ! ઝયનુ હતી જમીન, મુખ્તાર છોડ! તો પછી મુખ્તારના શરીરમાં શયતાનનું ખૂન કયાંથી શામીલ થઇ ગયું ? પોતે કે પછી ઝયનુ શાદી પછીના આ અર્ધા સૈકા દરમ્યાન, કયાં અને કયારે એવા તે કેવા ગંદા પાણીમાં નાહ્યાં હતાં કે આ રોગ પેદા કર્યો ?

ઝમાનખાન આખો દિવસ ગમગીન બની બેસી રહ્યો. સાંજ

પડવા આવી છતાં રોજના નિયમ પ્રમાણે એ જગમોહનને ઘેર ઘડીક બેસવા ને જગમોહનની પુત્રી લક્ષ્મીએ 'ચાચા' માટે શેકી રાખેલો પાપડ ખાવા ન ગયો.

રાત પડી આસમાનનો આફતાબ ઓલવાઇ ગયો હતો. ઘરમાં એક કોડીયું પોતાનું ઝાંખું તેજ ઝમાનખાનના અને ઝયણુના નિસ્તેજ મ્હોં પર ફેંકતું હતું. દિવસનો કોલાહલ શમી ગયો હતો ને વાતાવરણ શાંત હતું. ઝમાનખાન મૂંગો હતો. ઝયણુ પણ બોલ્યા વગર શાંત બેઠી હતી. ફકત ઘરની એ ઘાતકી શાંતિનો ભંગ કરી રહ્યા હતા રોટી પકવતી ઝયણુના બે હાથ, થપ...થપ...થપ.'

જગમોહનની પુત્રી લક્ષ્મી ત્યારે ધીમે પગલે ઝમાનખાનના ઘરમાં આવી અને બોલી, 'ચાચા! બાપુજી રાહ જુવે છે તમારી!'

ઝમાનખાને લક્ષ્મી સામે જોયું. એની આંખો એની સામે કરૂણા નીતારતી ચોટી રહી. 'આવ બેટી!' એણે કહ્યું, 'બેસ!'

'બાપુ હજી જમવાના છે, ચાચા! ચાલોને તમે!'

'હું નહિ આવું, બેટી!' ઝમાનખાન બોલ્યો. એનો ચહેરો દિલમાં ચાલતા મંથનની આરસી બની ગયો હતો. 'જગુભાઇને કહેજે કે દિલમાં વસવસો ન રાખે.'

'નહિ આવો? બાપુ સાંજથી તમારી વાટ જુવે છે. મેં પાપડ પણ શેકી રાખેલો હમણાં સુધી તમે ન આવ્યા ત્યારે બાપુએ મને કહ્યું કે બેટા લખમી ઝમાનચાચાને બોલાવી આવ્ય તો! આનાકાની કરે તો કહેજે, કે તમારો દીકરો પીળી-બાતુના દાગીનાની સાથે દોસ્તી નથી લઇ ગયો.........ચાલો ને!'

ઝયણુ અને ઝમાનખાન લક્ષ્મી સામે તાકી રહ્યાં. એક ક્ષણ એ છ યે નયન એકતાર બની ગયાં. ત્રણની આંખમાં જુદા જુદા રંગ હતા. ઝયણુની આંખમાં હતી આશા, લક્ષ્મીની આંખમાં હતી આજીજી અને ઝમાનખાનના નયનોમાં હતાં આંસુ.

અને હીણપત. જગમોહનની ઉદારતાનો ભાર જાણે ન ખમાતો હોય એમ નીચે જમીન તરફ માથું ઢાળતાં એણે કહ્યું. 'એ એમની ભલમનસાઈ છે. પણ હું નહિ આવું.'

'ત્યારે જાઉં, ચાચા?' લક્ષ્મીએ પૂછ્યું.

'બેસવું હોય તો બેસ, બેટી! ઘર તારૂં જ છે!......પણ જગુભાઈને હજી જમવાનું હોય તો...'

એક નજર રોટી પકવતી ઝયણુ તરફ ફેંકી લક્ષ્મી ચાલી ગઈ. એના ગયા પછી ઝયણુએ કહ્યું, 'જરા જઈ આવ્યા હોત તો?'

ઝમાનખાનનું નીચું મ્હોં ઉંચું થયું. કરૂણાની ઉપરવટ થઈને ક્રોધની એક આછી ઝૂલ્મરી આંખમાં ફરકી ગઈ. 'શું સુરત લઈને જાઉં?' એ બોલ્યો, 'તારા બેટાની યશગાથા...' અને એ પાછો મૂંગો બની ગયો. પોતાની પરણેતરના દિલને વિંધી નાખતું વાક્ય એણે અધુરૂં જ રાખવામાં ડહાપણ માન્યું.

ઝમાનખાન અંતે ન ગયો તે નજ ગયો. ઝયણુની ઘણી વિનવણી છતાં. જગતમાં આબરૂ નથી તો કંઈ નથી. મનના વિચાર ટાંકણાંએ એના હૈયામાં એક વાકય કોતરી દીધું હતું, કે બેશરમ થઈને જગમોહનને ઘેર જવામાં ન તો છે ડહાપણ, ન તો છે ધર્મ, કે ન તો છે થવાનો પુત્રના કાળા કર્મ ઉપર ઢાંકપિછોડો.

......અને રાત એમ ને એમ વહી ગઈ; બેચેનીમાં, વિચારમાં, મંથનમાં.

તે દિવસથી ઝમાનખાન અને જગમોહનની દોસ્તીમાં એક ચિરાડ પડી ગઈ. જગમોહનને થયું, કે ઝમાનખાન એવો તે કેવો રાજા ભોજ, કે એના પુત્રના કૃત્ય ઉપર આંખ આડા કાન કરીએ અને એને બોલાવીએ છતાં ન આવે? એના ન આવવાથી મારા ઘરની શોભા કંઈ ઘટી નથી જવાની. એના ન આવવાથી અમારા જીવનની ગતિ કંઈ સ્થંભિત નથી થવાની. એ છો રહે

એને ઘેર. અમારાં પેટ તો અમારી મહેનત મજૂરી ભરે છે, એની મહેરબાની નહિ.

......આમ વીસ વીસ વર્ષની અખંડ દોસ્તીનાં જગમોહનની ગેરસમજુતીથી અને ઝમાનખાનના આદર્શવાદી ટેકીલા માનસથી બે બટકાં થઇ ગયાં. જાણ્યે કે અજાણ્યે પણ દોસ્તીમાં પડેલી ચીરાડ વધુ ઘેરૂં રૂપ લેતી ગઇ. અંતર વધતું ચાલ્યું—હવે એ લોકો એકબીજાને મળવાની જરા પણ પેરવી નથી કરતાં. રસ્તામાં વખતે ભેટો થઇ જાય છે તો આડું જોઇ ના જોયાનો દેખાવ કરે છે. વાર તહેવારે એકબીજાને ઘેર મીઠાઇ તથા સુકા મેવાની આપ લે થતી અટકી ગઇ છે. જગમોહને લક્ષ્મીને કહી દીધું છે, કે 'ખબરદાર! જો ઝમાનખાનના ઘરમાં ટાંટીઓ પણ મૂક્યો છે તો!' ઘર તો નજદીક રહ્યાં પણ એકબીજાના હૈયાની વચ્ચે સો જોજનનાં અંતર ક્યાંકથી આવી પડ્યાં.

અત્યાર સુધી આ બન્ને પાડોશીની દોસ્તીમાં રસ લેનાર ગામ હવે એમની ઉગતી દુશ્મનીમાં રસ લેવા લાગ્યું.

ઝમાનખાન બરાબર જોઇ રહ્યો છે, કે જગમોહન હવે પોતાના ઘર તરફ પણ નજર નથી ફેંકતો. ફક્ત પેલી લક્ષ્મી બારીમાંથી આ તરફ દિવસમાં બે ચાર વાર ટગર...ટગર કરતી જોતી હોય છે. જગમોહન જ્યારે ઘરમાં નથી હોતો ત્યારે કોક વખત એ ઝયબુ પાસે આવીને બે ઘડી બેસે છે. આશ્ચર્ય તો એ થાય છે, કે લક્ષ્મી પેલી ચોરી સબંધમાં એક શબ્દ પણ નથી બોલતી. આડી અવળી પાંચ પંદર વાતો કરીને જગમોહનના આવ્યા પહેલાં એ પોતાને ઘેર પાછી પહોંચી જાય છે.

હોકો પીતાં પીતાં ઝમાનખાને એક દિવસે સવારમાં જોયું, કે જગમોહનના ઘરમાં એક માણસ બેગ લઇને દાખલ થયો. ઝમાનખાનની આંખોના દેવતા આ ઉંમરે પણ કાંઇ ઓલવાઇ નહોતા ગયા. એણે એ માણસને પીછાણી લીધો. એ હતો

લક્ષ્મીનો ધણી મગન.

'બીબી !' ઝમાનખાને હોકાનો સટ ખેંચતાં ઝયણુને પૂછ્યું, "મગન આવ્યો છે તે લક્ષ્મી કંઇ બોલતી હતી ?'

'હજી ચાર દિવસ પહેલાંની જ વાત. લક્ષ્મી અહિં આવી એટલે મેં કહ્યું બેટા! જગમોહનને ખબર પડશે તો તને વઢશે, ત્યારે એણે કહ્યું 'હું અહિં હવે છું યે કેટલા દહાડા ચાચી ! બે પાંચ દિવસ છું ! પછી તેડવા આવશે ને !!...'એ તો મગન લક્ષ્મીને લેવા આવ્યો હશે.' ઝયણુએ કહ્યું.

'બરાબર...બરાબર !' ઝમાનખાન બોલ્યો અને થોડીવાર પછી ધુંમાડાના ગોટા કાઢતાં ઉમેર્યું, 'હવે સમજાયું. અરે પાંચ દિવસ પછી—જુમ્માને રોજ દીવાળી છે ને એટલે લક્ષ્મી સસુરાલ જતી હશે. બરાબર......બરાબર,'

એજ બપોરના લક્ષ્મીનો ધણી મગન ધુંવા ફુંવા થતો ને ધરતી જગવતો ઝમાનખાનના ઘરમાં દાખલ થયો. ઝયણુની પાસે સાદડી ઉપર બેસતાંને ઝમાનખાન તરફ જોતાં એ ભભુકયો, 'જોયું કાકા ? જોયા જગમોહનદાસના ધંધા ? મેં કહ્યું. 'અત્યંત જરૂરી કામ છે એટલે હું આજ સાંજના જ જવાનો વિચાર રાખુ છું. લક્ષ્મીને તૈયાર કરો અને દાગીના લાવો એટલે બેગમાં મૂકી દઉ' ત્યારે એ બોલ્યા 'દાગીના વેચાઈ ગયા છે! વેપારમાં ખોટ આવી'તી' જોયુંને ઝયણુ કાકી! તમને તો ખબર છે એ દાગીનાની! લગ્ન પહેલાં દાગીના બતાવવા મ્હારા બાપા આવ્યા ત્યારે તમને ને ઝમાનકાકાને જગમોહનદાસે એ દાગીના બતાવ્યા હતાને. લ્યો, બારસોના દાગીના ફુંકી માર્યા. એમની નફફટાઇ તો જુઓ! હું તો આજ જવાનો તે જવાનો. એમને ગરજ હશે તો આવશે દાગીના લઇને છોકરીને સાસરે મૂકવા, નહિ તો રાખશે જનમભર ઘરમાં.'

ઝમાનખાન અને ઝયણુની જીભ સીવાઇ ગઇ. હૈયાં

ધડક...ધડક ધડકી રહયાં. અત્યારના દુશ્મને ને પહેલાનાં મિત્રે પોતાના પુત્રનું કલંક જે માથે ઓઢી લીધું તેનો શિલાભાર એમનાં નતમસ્તકને વધુ નમાવી ગયો. હૈયાંની કરૂણતા આંખના ખૂણામાં ચમકી. ઝયબુ ઉઠીને બીજા કમરામાં ચાલી ગઇ.

'કેમ બોલતા નથી ? કાકા!'

'શું બોલું બેટા! એ તો હોય! પાસા સવળા પડે નવા ઘડાવશે નકર રોકડા આપશે.'

'કયાંથી આપશે ? કયારે આપશે? સવારના પડયા છે માંદા થઇને પથારીમાં. દાગીનાની વાત કરૂં છુ ને મોં ફેરવી જાય છે. હું તો જાઉં છું આજ સાંજના. તમે એમને સમજાવજો કે દીકરીનો સંસાર ન ભાંગવો હોય તો દીવાળી પહેલાં લક્ષ્મીને અમારે ત્યાં મૂકી જાય: દાગીના નકર રોકડા સાથે.'

મગન ચાલ્યો ગયો એક અદ્દભુત કોયડો કહીને. પાછળ પડયો ઝમાનખાન : દર્દભર્યા સીનાવાળો, નમેલા માથાવાળો, દુશ્મનની દિલેરીથી લુંટાએલો વૃદ્ધ ઝમાનખાન, ગુલસરાઇનો સંત.

જેવો મગન ગયો, કે ઝયબુ આવીને શોહરની નજદીક બેઠી. બન્ને જીવન નાટકના આ એક અત્યંત રસિક પણ વિચિત્ર પ્રસંગ ઉપર વિચાર કરવા લાગ્યાં. જીવનની સંધ્યા સાથે બાબરનો આફતાબ પણ અસ્ત થતો હતો એનું એમને દુઃખ હતું.

બીજા દિવસની રાત પડી. અંધારૂં ગુલસરાઇ ઉપર ઉતરી ચુકયું હતું. ઓરડાના એક ખૂણામાં પાથરેલી પથારી ઉપર માંદો જગમોહન ટુંટીયું વાળીને સુતો હતો. આજુબાજુ દવાની શીશીઓ, ફાકીનાં પડીકાં, થુંકદાની, દ્રાક્ષના ઠળીયા વગેરે માંદાની દુનિયાનો અસબાબ પથરાએલો પડયો હતો. અવાજ ન થાય એવાં પગલાં ભરતી લક્ષ્મી જગમોહન પાસે આવી એને માથે હાથ ફેરવતાં-બોલી 'ઝમાનચચાને તમે એકવાર અહિં અંદર આવવા દેશો ?

તમને જોઇને ચાલ્યા જશે. ગઇ કાલે પણ આવ્યા હતા ને ખબર પૂછીને ચાલ્યા ગયાતા અંદર આવવાની હિંમત નહોતી ચાલી. મને કહેતા'તા, લક્ષ્મી, બેટા! કળીયુગનો પવન જ એવો છે કે ભાઇ ભાઇ વચ્ચે દુશ્મની પેદા કરે. જો જગુભાઇ કહે તો હું એના પગમાં પડીને પણ મુખ્તારના પાપની માફી માગી લઉં મને શરમ નહિ આવે. ઇચ્છું છું કે જગુભાઇ મુજ ગરીબની સાથે એક, ફકત એકજવાર પહેલાંની માફક હસીને વાત કરે. બીજી મને કોઇ ઇચ્છા નથી. આજપણ એ બહાર આવીને બેઠા છે એમને અહિં અંદર આવવા દેશો ?'

માનવીનું હૈયું એક વિચિત્ર વસ્તુ છે. કોઇ વખતે દુઃખના પહાડ તુટે તો પણ ચિત્કારતું નથી ત્યારે કોઇ વખતે દર્દની એકજ ઘડીમાં એ રોઇ ઉઠે છે. જગમોહનનું અંતર લક્ષ્મીની વાત સાંભળી દ્રવી ઉઠયું.

'બોલાવું ?' લક્ષ્મીએ કરૂણાભરી આજીજીથી પૂછ્યું.

પછી જગમોહને સ્મિતસહ મોઢાની જે સંજ્ઞા કરી એ જોઇ લક્ષ્મી પૂલકિત વદને ઉછળતી બહાર જઇ ઝમાનખાનનો હાથ ઝાલી એને અંદર લઇ આવી.

એકવાર ફરીથી એ ચાર આંખો ભેગી થઇ. એમાંથી ટપકતાં અશ્રુબિન્દુઓએ કંઇ કંઇ અણકથી વાતો કહી નાખી. દુશ્મનીનાં ઝહેર એમાંથી નીતરી ગયાં. જગમોહને આંખ લુછતાં કહ્યું. 'ઝમાનચાચા! મનુષ્યના દેહનો ભરૂસો નહિં. પાન કયારે ખરશે એ કોણ જાણે? જો મરી જાઉં તો તમે લોકો ભેગાં થઇને મને મૂકી આવજો.'

ઝમાનખાનની આંખમાંથી નીકળીને એક મોતી તેની દાઢીમાં કયાંક સંતાઇ ગયું.

'મગનલાલ આવ્યા'તા. કાલ સાંજના જ પાછા ચાલ્યા ગયા, મળ્યા'તા તમને ?'

'હા!'

'કંઈ કહ્યું?'

'ના' ઝમાનખાનના મ્હોંમાંથી અસત્ય શબ્દ નીકળ્યો.

જગમોહન લક્ષ્મી તરફ ફર્યો, 'પાપડ તો શેકી લાવ બેટા! બહુ દિવસે ઝમાનચાચા આપણે ત્યાં આવ્યા છે!'

'ચા...ચા!' લક્ષ્મીના ગયા પછી જગમોહન બોલ્યો.

'જગુભાઈ!'

'દીવાળી આવે છે ને! લક્ષ્મી સાસરે જશે. જશેને સાસરે?'

'હાં...હાં, કયો નહિ?'

'પણ...પણ કેવી રીતે જશે?'

'જેવી રીતે હર વખતે જાય છે!'

'ખરું કહ્યું ચાચા!...પણ આ વખતની વાત જુદી છે... મને વિચાર થાય છે ચાચા કે પરણેલી દીકરી બાપને ઘેર જન્મારો કઢી શકે?'

જગમોહનને જવાબ મળે તે પહેલાં ઝમાનખાનને પાપડ મળ્યો. પાપડ ખાઈ, હાથ ધોઈ ઝમાનખાન એકદમ ઉભો થયો. જગમોહનની વાતનો સારાંશ એ સમજી ગયો હતો. અને એ પણ સમજી ગયો હતો કે જગમોહન સ્પષ્ટ રીતે કંઈક કહેવા માગે છે પણ શબ્દો હોઠ બહાર નથી નીકળતા.

'ખાને કા વખ્ત હો ગયા હય! જાતા હૂં, બીબી વાટ જોતી હશે.' એમ કહી ઝમાનખાન ચાલ્યો ગયો.

જગમોહનને ત્યાંથી નીકળી એ ઘેર ન ગયો. એણે બજાર તરફ જતી સડક ઉપર પગલાં માંડયા. એના મગજનાં ચક્રો રોજ કરતાં વધુ વેગથી ચાલી રહ્યાં હતાં. ધીમા અસ્પષ્ટ સ્વરે એ કંઈ કંઈ નામો બબડતો જતો હતો: ઇમાનખાન અને શાહ અબદુલ્લા, આગો રેઝાશાહ અને ઝંડેખાન, આમાંના કોઈ એક

ઇસમના હાથમાં ગુલસરાઇના એક ન્હાના મકાનનું ભાવી તોળા વાનું હતું. આ વાત જગમોહન જાણતો ન્હોતો, ઝયણુ જાણતી નહોતી, જાણતો હતો, બાપ-બેટા વચ્ચેના લોહીના ફરકનો તમાશો જગતને બતાવનાર, આસ્માનમાં બેઠેલો 'સર્જનહાર'

બીજા દિવસે સવારના પહોરમાં આવી ઝમાનખાને રૂપીઆની એક થેલી જગમોહનના પગ આગળ મૂકી દીધી. એની આંખમાં આંખ પરોવી એ બોલ્યો, 'લક્ષ્મી સસુરાલ જશેને જગુભાઇ!'

જગમોહને થેલી તરફ જોયું, પછી ઝમાનખાન તરફ જોયું ને પછી હસીને કહ્યું 'આજ સાંજના હું જ એને સાસરે મૂકી આવવા જઇશ.'

'પણ બુખારવાળા શરીરે...'

'એકવાર મગનલાલનું હસતું મ્હોં જોઈ આવું. પરમ દિવસે દીવાળીને દિવસે સવારે તો પાછો આવી જઇશ.'

......ત્રીજે દિવસે સવારે લક્ષ્મીને સાસરે મૂકી જગમોહન જ્યારે ઘેર પાછો ફર્યો ત્યારે એણે જાણ્યું કે ઝમાનખાન ઘર ખાલી કરે છે. ઘરનો સામાન બહાર આંગણામાં ખડકયો છે અને ઝમાનખાન અને ઝયણુ એક મજદૂર સાથે ઉપડામણી નકકી કરી રહ્યાં છે. જગમોહન એમની પાસે ગયો. આશ્ચર્યથી પૂછ્યું. 'આ શું ચાચા? ઘર ખાલી કરો છો?'

ઝયણુ મરકી, ઝમાનખાને પણ હાસ્ય કરતાં કહ્યું, 'આજ મંય ભી તહેવાર મનાતા હું. લક્ષ્મી સસુરાલ પહોંચ ગઇ જગુભાઇ?'

આ વાકયથી રૂપીઆની થેલીનો અને ઘર ખાલી કરવાનો ભેદ ફુટી ગયો. અર્થહિન શબ્દોના અર્થ ઉઘાડા થઇ ગયા. જગમોહનના અંતરે બે વૃદ્ધ અંતરનાં તેજ ઝીલી લીધાં. ઝયણુની એકદમ નજીક જઇ મીઠા ક્રોધથી એણે પૂછ્યું, 'મારૂં નાક કાપવું છે ચાચી! મારૂં ઘર એ બીજા કોનું ઘર છે કે દૂર રહેવા જાવ છો? મ્હોટા મકાનમાં હું એકલો કેવી રીતે રહીશ?'

પછી ઝમાનખાન તરફ ફરીને કહ્યું 'હું મરૂં ત્યારે બીજે દૂર રહેવા જજો. હજી તો જગમોહન જીવે છે......ચાલો!'

અને ઝમાનખાન, ઝયણુ અને જગમોહને ભેગાં મળી એ દીવાળી ઉજવી. મુખ્તારની ખોટ એ લોકોને ન જણાઈ. ઘણા ઘણા દિવસો પછી મ્હોંએ સુકકા મેવાનો અને મીઠાઇનો ફરીથી સ્વાદ ચાખ્યો: ઘણા ઘણા દિવસો પછી ગામ પાછું એમની દોસ્તીમાં રસ લેવા લાગ્યુ.

અને કોઇ ધાડપાડુના હાથે ઠાર થએલા મુખ્તારનું મડદૂં હૈયામાં સંઘરી બેઠેલા ખૈબરઘાટના ઉંચા ઉંચા ડુંગરાઓ વચ્ચે આવેલા એ ન્હાના શા ગામ ગુલસરાઇના એક ઘરમાં વળી પાછી એક ચોટલી અને એક દાઢી પવનના હિલોળામાં એક તાલે, એક લયે નાચી ઉઠી.



## ઘોડાપૂર

મારૂં નામ વીરોજી. આ ટેકરીયા ગામનો હું મુખી છું. આ ગામની ભાગોળેથી વહી જતી નદીનાં હિલોળે ચઢેલાં પાણીએ ગઇ કાલે સવારના લગભગ આઠેક વાગ્યાને સુમારે બે ઇન્સાનોની લાશને એક ભેખડ પર ફગાવી દીધી હતી. મને આ બીનાના વાવડ મળતાં જ હું ત્યાં ગયો. લાશોની આસપાસ પાંચ પચીસ માણસોનું ટોળું જામી ગયું હતું. એ લોકોને દૂર હટાવી મેં એ લાશો પર આંખ માંડી.

પાટડા જેવો એક જવાન અને એને શરમાવે એવા રૂપ-વાળી એક સ્રી એમ એ બે લાશો પડી હતી. જો મેં એક-લાંએ જ એ બંનેને એવી રીતે પડેલાં જોયાં હોત તો હું ત્યાંથી દૂર જ ચાલ્યો જાત. મારાં મનમાં એક જ વિચાર આવત કે સાંકડાં ઘરની બંધિયાર હવાથી ત્રાસેલું કોઇ જોડલું અહિં

નદીનું ઘેરૂં સંગીત સાંભળતું મસ્ત થઈને પડયું છે અને શૃંગારની થોડીક રમઝટ પછીનો થાક ઉતારવા નિંદર તાણી રહ્યું છે.

પણ મામલો જુદો જ હતો. કોઈ પ્રણયઘેલા દંપતીને બદલે બે મૃત કલેવરો ત્યાં પડયાં હતાં. પતિપત્ની હશે? ભાઈ બહેન હશે? કે પછી આ જગતનાં કોઈ પણ સંબંધથી પર એવાં બે એકલ જીવો હશે? એકાદ માઈલ છેટે સોનાં અને રૂપાં નદી અરસપરસ ભેટી પડે છે. એમનાં આલિંગનનાં પ્રતિક જેવો અહિંની નદીનો આ રેલો આ બે માનવીની કયાંથી ચોરી કરી લાવ્યો હશે? સોનામાંથી કે રૂપામાંથી? કે પછી બંનેને જુદી જુદી નદીનાં વહેણમાંથી?

હું જોઈ જ રહ્યો. જવાનીને દીપાવે એવી રૂડી જવાનની કાયા કરતાં પણ પેલી નારીનાં ઠરી ગએલાં રૂપને જોઈ હું થીજી ગયો. આ ફાટેલી બદામ જેવા નેણમાં કોક દિવસ કાજળ અંજાયું હશે. એના ત્રાંબાવર્ણા ગાલ પરનાં આ ઘુંદણાનાં ટોળાં પર કોઈની આંગળીઓ એક દિવસ જરૂર ફરી હશે. ત્યારે એની ચમકીલી અને વાંકડી કેશ-લટોમાં શું કોઈનું હૈયું ગુંચવાઈ ગયું નહિ હોય?

પણ અરે! જવાનની હડપચી પર આ જખમ શેનો? પણ એ જખમ ચહેરાને કેવો દીપાવી રહયો છે? અને સ્ત્રીનાં કપડાં આટલાં બધાં ફાટેલાં કેમ? એ ગરીબીનાં એંધાણ હશે? કોઈના પંજાએ નહુરીયાં ભર્યાં હશે? કે પછી પાણીની સપાટી પર સફરે નીકળેલા આ શબનાં વસ્ત્રોને માર્ગનાં અંતરાયોએ પીંખી નાખ્યાં હશે?...આવા આવા વિચાર મારા મગજને ભમાવી રહ્યા હતા.

સ્ત્રીની કચુંકી એની છાતીને પ્રફુલ્લપણે ચોંટી ગઈ હતી. પગ પર મૂકેલી મેંદીનો રંગ સાવ ફીકકો પડી ગયો હતો. જવા-નના મ્હોં પર એક જાતનું સ્મીત ફરકતું હતું. એની મૂછ પર પાણીનાં બિન્દુઓ દાયરો જમાવી બેઠાં હતાં. ટેકરીયા ગામની

એ ભેખડ પર જવાની હતી, રૂપ હતું, સ્ત્રી અને પુરૂષનાં શરીર હતાં, રણકો કરે એવી કાયા હતી પણ જેના થકી જીવન શ્વાસ લે છે તે 'ફુંક' નહોતી. હૈયાંની ધમણો અચેતન બનીને મુંગી થઇ ગઇ હતી.

અચાનક મારી નજર એ જવાનની બાંધેલી ભેટ પર પડી. ભેટના આડા અવળા બંધ નીચેથી કોઇક વસ્તુ ડોકીયાં કરી રહી હતી. મેં એ ચિજને બહાર ખેંચી કાઢી. એ હતી વાંસની એક કાતરી; એક છેડાથી બંધ ને બીજા છેડા પર લાખનું સીલ લાગી ગયું હતું. એનું વજન જોઇ હું ચમકયો. ધડ...ધડ કરીને મેં એને એક પત્થર પર ઢીબી. લાખનું સીલ તૂટી જતાં જ અંદરના પોલાણમાંથી થોડાક રૂપીઆ બહાર ગબડી પડયા ને ખણખણાટ કરવા લાગ્યા. એ રૂપીઆ મેં ભેગા કરી લીધા ને વાંસની કાતરીની અંદરથી બીજી થોડીક નોટો પણ મેં કાઢી લીધી. લગભગ બસોએક રૂપીઆનો ભાર મારા હાથમાં તોળાઇ રહ્યો.

આ પછી એ લાશોને લઇ જઇ ચોરા પર મૂકવામાં આવી. ગામમાં એ બાબતની થાળી પણ પીટી, છતાં પણ સાંજ સુધી એ શબોનું કોઇ માલિક થતું ના આવ્યું ત્યારે એ મૃત દેહોને વિધીસર અગ્નિ દાહ દઇ દીધો. પેલા રૂપીઆમાંથી બધું ખર્ચ કરવામાં આવ્યું ને જે બાકી રહ્યા એ ગરીબ ગુરબાંને વહેંચી દીધા.

મને હજી નથી ખબર કે એ જવાન કોણ હતો! એ સ્ત્રી કોણ હતી! એટલું જ સમજ્યું છું કે મારા હાથે જ અગ્નિ સંસ્કાર પામવાનું નસીબમાં લખાયું હશે તેથી એ લોકો શબ બનીને આ ટેકરીયે આવી ચડયાઃ કારણભૂત બન્યાં હીલોળે ચઢેલી નદીનાં પાણી; સોનાં–રૂપાંની ઉભરાઇ ગએલી છાતીનો આ વિરાટ સંગમ–રેલો.

બાકી, જે થોડાક અજબ પ્રસંગોની રચના વિધાતા આ જગતમાં કરે છે એમાંનો આ એક પ્રસંગ મારા પ્રશ્નાર્થ ચિન્હ જેવો જ બની ગયો છે.



**શિવપુરની કથા**

ત્રણસોએક ઘરનું ટોળું અને રૂપાં નદીનાં કિનારા પરનું પેલું શીવમંદિરઃ આ છે મારી સંતતિ. હા, એની ભેગાં જાત-જાતનાં ઝાડવાં છે. ભાતભાતનાં લોકો છે, ઉકરડા છે, કુવા-હવાડા છે અને ગાય-ભેંસ-બકરી-ગધેડા વગેરેનાં પશુ-સંમેલનો છે.

લગભગ વીસેક વર્ષ પહેલાં રૂપાં નદીમાં આવેલા પૂરનાં પાણી ઠેઠ પેલા મંદિરના શીવલીંગ સુધી પહોંચી ગએલાં પણ હજી એ લીંગ પુરેપુરૂં પાણીમાં ગરક થઇ જાય તે પહેલાં તો પાણી ઓસરી ગયા'તાં. બસ, ત્યારથી એ મંદિરની શાન વધી ગઇ છે. ત્યાં આરતિઓ થવા લાગી છે, ધૂપ-દીપ થાય છે અને બિલીપત્રનાં ઝાડવાંની ડાંખળીઓ કપાવા લાગી છે.

આ મંદિર આગળથી જે રસ્તો ઉગમણી દિશા તરફ જાય છે એ રસ્તે એક મકાન ઉભું છેઃ ત્રીજા તબકકામાં પહોંચેલો ક્ષયનો દર્દી જેવી રીતે ઉભો રહે એમ! એનું છાપરૂં અસંખ્ય છીદ્રોની તારા-ટપકીઓ લઇને સૂતું છે અને બારી-બારણાનાં લાકડાંને ઉધઇએ લાંબા લાંબા લીંટા તાણવા માંડયા છે.

એ ઘરની આ વાત છે. એમાં કેશવો રહે છે. કેશવાને તો તમે કયાંથી ઓળખો? પણ હું બરાબર ઓળખું છું. છે ગરીબ પણ આબરૂથી ડરવાવાળો છે. ત્રણેક વીઘાં જમીન અને આ જર્જરિત ઘરઃ બન્નેનો એ માલિક છે. સાથે સાથે એ માલિક હતો એક મદભર જોબનાનો. વાજતે ગાજતે એને પરણીને લઇ આવ્યો'તો પણ લગ્નનાં ખર્ચ માટે મકાન તથા જમીન ગીરે

મૂકી દીધી હતી.

તે પછી તો બહુ બહુ દિવસો વીતી ગયા. એ ઘરની અંદર જીવન ટહુકવા લાગ્યું: ઉધઈઓ ન્હાસી ગઈ, કાળાશ પર ચુનાનો કુચડો ફરી ગયો. કેશવા અને જોઈતીનો સંસાર એકધારી ગતિથી ચાલવા લાગ્યો. બન્ને એક બીજામાં ઓગળી ગયાં હતાં પણ એક દિવસે......બાર મહિના પહેલાનાં એક પરોઢીયે શાહુકારે કેશવા પાસે રૂપીઆની માગણી કરી અને જો રૂપીઆ નહિ મળે તો ખેતર અને ઘર પંચ રૂબરૂ લિલામ કરી નાખશે એવી ધમકી પણ આપી દીધી.

આ પછીના બીજા દિવસે કેશવો ને જોઈતી ક્યાંક ચાલ્યાં ગયાં. આગલી રાતની લાંબી મસલત પછી એ લોકોએ આખરી ફેંસલો કરી નાખ્યો હતો. બાપ-દાદાનું ઘર ખેતર વેચાય ને નાક કપાય એ કરતાં તો જોઈતી જ વેચાય એ બહેતર છે. જોઈતીના મનની એ મુરાદ જાણી પહેલાં તો કેશવાએ બહુ આનાકાની કરી પણ છેવટે પત્નીનાં આંસુ આગળ એને નમી જવું પડ્યું. જોઈતીએ કહ્યું, 'તમને હડમાન જતિની આણ છે ના ન કહેશો. તમારામાં તાકાત હશે તો બે ચાર મહિનામાં હું તો પાછી આવી જઈશ પણ જો ઘર ખેતર ગયાં તો એ કદીયે પાછાં નહિ આવે, ભૂખે મરી જઈશું.'

અને બીજે દિવસે, પાડોશીને ઘર સંભાળવાની ભલામણ કરતાં કેશવાએ કહ્યું, 'ધીયાન રાખજે ભાઈ! વહુને પિયર મૂકી આવું. બે ત્રણ દિ'માં તો પાછો ફરી જઈશ.'

આમ એ પતિ-પત્ની ચાલ્યાં ગયાં'તાં. બરાબર ત્રીજેજ દિવસે કેશવો રૂપીઆની થેલી લઈને એકલો પાછો આવ્યો હતો. એ થેલીની મદદ વડે એણે ઘર-ખેતર બચાવી લીધાં.

આ તો થઈ એક વર્ષ પહેલાંની વાત એટલે તો કહું છું કે ઘરખેતરની સાથે સાથે કેશવો એક જોબનાનો માલિક હતો

પણ અત્યારે નથી. અત્યારે તો ત્રણસો રૂપીઆના વ્યાજ પેટે એ જોબના કોઇ શ્રીમંતના ઘરમાં છાણુવાસીદું કરતી હશે. પોતાના ધણીની આબરૂ બચાવવા એણે એક બીજો માલિક કરી લીધો હશે. પણ અંતરની ઝંખના પ્રબળ હશે, કે ક્યારે એનો પોતાનો જણ પાછો આવે ને એને એમાંથી છોડાવી જાય !

બાર બાર મહિનાના સૂરજ ઉગીને આથમી ગયા પણ ત્રણસોની મુડી કેશવો ભેગી નથી કરી શક્યો. પાંચ પંદર દિવસના અંતરે જોઇતીનો કાગળ આવે છે. પૂછે છે. 'ક્યારે તેડવા આવો છો?' પણ કેશવો જવાબ નથી લખી શકતો. હજી આજ સાંજના જ ટપાલી એક ચીઠી આપી ગયો છે. લખ્યું છે. 'હવે ઝટ મને છોડાવી જાવ! કાગળ લખીએ છીએ પણ તમે તો જવાબ નથી દેતા. આંઇ શેઠની આંખ ફરી ગઇ છે. અમારા રૂપના ઇ તરસ્યા બન્યા છે ને તેથી અમને મનાવવા બઉ બઉ મારે છે. જો એકાદ અઠવાડિયામાં નંઇ આવી ચઢો તો અમારે મરવા વારો આવશે. થોડું લખ્યું ઝાઝું જાણજો.'

ચીઠી વાંચીને કેશવો ઉભો ને ઉભો સળગી ગયો. એક બાજુ પડેલી કોશ ઉપાડી એણે ઘરનો એક ખૂણો ખોદવા માંડયો. જમીનમાં દાટેલા રૂપીઆ એણે બહાર કાઢ્યા. બાર મહિનામાં એણે પૈસોપૈસો કરીને ધન ભેગું કરવા માંડયું હતું. જેમ કાંકરે કાંકરે પાળ બંધાય એમ એની પાસે બસોક રૂપીઆ તો ભેગા પણ થઇ ગયા હતા.

એ રૂપીઆ એણે ગણ્યા. પછી બાજરીની કોઠીમાંથી દસ રૂપીઆ નગદ અને પાંચપાંચની ત્રણ નોટો કાઢી. એ બધાય રૂપીઆને નોટો લઇને એણે વાંસની એક કાતરીમાં ભરી દીધા. પછી પાડોશીને ત્યાંથી લાખનો એક ટુકડો એ માગી લાવ્યો ને વાંસની એ કાતરીના ઉઘાડા છેડા તરફ, એને ઓગળીને સીલ મારી દીધું. નોટોને પાણીથી સુરક્ષિત રાખવાનો એ ઉપાય

કરી એણે ભેટ બાંધી. અંદર પેલી કાતરીને બરાબર બેસી દીધી ને હાથમાં ડાંગ પકડી એ બહાર નીકળ્યો.

બહાર તો ચારે તરફ કાજળ પથરાઇ ગયું હતું. વરસાદ મુશળધાર પડતો હતો. પવન, પાણી અને તોફાનનું સામ્રાજ્ય છવાઇ ગયું હતું. પણ ત્યારે પ્રકૃતિનાં એ તોફાનને પણ ઝાંખુ પાડે એવું વાવાઝોડું કેશવાના હૈયામાં કયાં નહોતું ઉમટ્યું !

પાછો ઘરમાં જઇ, વિચાર કરતો એ એક બાજુ બેઠો. પત્નીએ સાદ દીધો હતો કે અમને લઇ જાવ...અને એ સાદ સીધો એનાં અંતર પર અફળાઇ ગયો'તો.

પણ પ્રકૃતિ ભીષણ તાંડવે ચઢી હતી. કાળની ખંજરીઓ વાગતી હોય એવો એક જાતનો કાતિલ શોરબકોર જાગી ગયો હતો. આકાશ ચોધારે રડતું હતું અને રાત્રિ સમસમ કરતી ભાગી છૂટવા મથતી હતી.

આવે વખતે, મારા શરીરના એક તંતુ જેવા એ મકાનમાં કેશવો ચુપચાપ બેઠો બેઠો સવાર પડવાની રાહ જોતો હતો, પત્નીની ચબરખીએ એની નિંદરને હરામ બનાવી દીધી હતી. પુરા રૂપીઆને બદલે જેટલા ભેગા થયા હતા એટલા લઇને જવાનો એણે નિર્ધાર કર્યો હતો. જેનાં ભરોસે સ્ત્રીને મૂકી આવ્યો એનો પંજો કેવો જાલીમ નીવડયો? વિશ્વમાં આ બધું શું ચાલી રહયું છે? ઇઝઝત, પૈસા, લિલામ, ગુલામી, મોત, રૂપનાં ખેંચાણઃ કેવાં કેવાં પ્રલોભનોમાં, કેવાં કેવાં બંધનોમાં ઇન્સાન જકડાઇ ગયાં છે ?

કૂકડો બોલ્યો ત્યારે કેશવો ઉભો થયો. બારણે તાળું મારી, દૂર દૂર જતા એક માર્ગ પર એણે પગલાં માંડયાં. આમ મારો એક દીકરો પોતાની પત્નીનાં જીવન અને વર્ષાની એ ત્રમઝટ વચ્ચે, ભેટમાં રૂપીઆ ભરેલી વાંસની કાતરી લઇ ચાલ્યો ગયો.

અરે ભાઇ ! આવી ૠતુમાં તું શીદને જાય છે ? એમ કહી

એના મહાપ્રસ્થાનને રોકવાની હિંમત મારામાં નહોતી. મૂંગા મૂંગા મેં એને જતાં જોયા કર્યો.

પેલા શિવમંદિર પાસે થઈને એ આગળ ચાલ્યો. સામે જ રૂપાં નદીની છાતી ઉભરાઈ રહી હતી. હઝાર હઝાર મોજાંઓનો તરફડાટ જાગતો ને શમી જતો. પાણી પોતાનું પાણી બતાવી રહ્યું હતું.

એ રૂપાં નદીની છાતી ઉપર બાંધેલા કમાન જેવા પેલા પુલ પાસે કેશવો પહોંચ્યો. પાણી પુલથી બે ચાર તસુ જ નીચું હતું. એક ક્ષણ તો કેશવો થંભી ગયો. જીવન જાણે પાછા વળવાનું કહેતું હોય એમ ને ધર્મ એને ધકેલવા મથતો હોય એમ એ ઉભો રહ્યો, પણ છેવટે પેલા પુલ પર કેશવો આગળ વધવા લાગ્યો. પાણી, પવન, તોફાન, કડાકા, વિજળીઓ, અંધકાર વગેરે કુદરતનાં અસંખ્ય પ્રલયકારી બંધનો વચ્ચે એ માનવી એકલો જઈ રહ્યો હતો. એને પેલી ચબરખીનાં ઘેન ચઢ્યાં હતાં.

પણ ત્યાં તો પહાડ જેવું એક મોજું રૂપાંના હૈયાંને ઘસાતું ઘસાતું દોડયું આવ્યું અને કેશવો પુલનાં ગર્ડરને પકડે તે પહેલાં તો એનાં શરીરને અદ્ધર ઉંચકી આગળ ચાલ્યું. એક કીકીયારી વાતાવરણમાં ગુંજી રહી.

જાણું છું કે વિધિનાં લેખને મીટાવી શકવાની તાકાત કોઈનામાં નથી. એ પણ જાણું છું કે જીવન મરણ એ તો કોઈ સિદ્ધહસ્ત જાદુગરની તાંત્રિક વિદ્યા છે અને દુનિયા એ જાદુગરને ભગવાનના નામે પૂકારે છે. તેથીજ કેશવાની એ જળસમાધિ જોઈ મારૂં મન માઝા મૂકતું નથી પણ એની રાહ જોઈ બેઠેલી પેલી નારીનું શું થશે? એ ખ્યાલ અંતરમાં એક ચીરાડ પાડી રહ્યો છે.

જોઈતી અને કેશવાની આ કહાણીને વિસરી જવાનો હું પ્રયત્ન કરૂં છું પણ શું એ સફળ થશે? કેશવાની એ અંતિમ

ચીસને શું હું ભૂલી શકીશ ? દિવાલે ચોટતી ચંદનઘોની જેમ જે વસ્તુ દિલપર ચોંટી જાય છે એ શું કદીએ વિખૂટી પડે ખરી ?



**પીપળાની વાણી**

મારા જેટલું ઘટાદાર વૃક્ષ આખાય સોનગઢમાં બીજું એકેય નથી. અહિં મારી નજર સામે જે મકાન દેખાય છે એમાં રહેતી ફાંદ દેખાવમાં ગોળી જેવી ગોળમટોળ છે પણ એમાં અમૃતને બદલે હલાકલ ઝહેર ભર્યું છે. કંઇકનાં આંસુ અને નિસાસા એ પેટમાં પોઢી ગયાં છે. કંઇકની દોલત એ પેટ પચાવી ગયું છે. એવા દૂંદાળા શેઠનું નામ છે સફરી શેઠ. ગંજીપાના પાનામાં આવતા ફુલ્લીના બાદશાહ જેવી મુછોવાળા એ શેઠ અનાજના મોટા વેપારી છે. સેંકડો ગુણી ખાંડ અને અનાજ, સત્યાગ્રહના કેદીઓની માફક એમની વખારમાં કારાવાસ ભોગવે છે પણ જનતાને એક દાણો પણ વેચવાની એમની તૈયારી નથી. કહે છે કે સંગ્રામને લીધે ભાવ વધશે. પચાસ હજારના પાંચ લાખ થશે ! થોડોક સમય રાહ જુવો, ભલે લોકો ભૂખે મરતાં ! સ્ટેટની મહેરબાની છે ત્યાં સુધી શો વાંધો ?

આ જુવોને ! મારી છાતી પર લટકતી ટપાલ પેટીની બાજુમાં કોઇએ એક કાગળિયું ચોઢયું છે. એમાં લખ્યું છે: વૉર–લોન ખરીદો. અરે ભલા માણસ ! જેની પાસે ખાવા મુઠી ધાન નથી એ લોન કયાંથી ખરીદવાનાં ? ગામડામાં, મારા જેવા ઘરડા વૃક્ષની છાતી પર, ધાડુપાડુઓની જાસાચીઠ્ઠી જેવાં આ કાગળિયાં ચોંટાડવાનો શો અર્થ !

પણ હું આડી વાતે ઉતરી ગયો. સીધી વાતનું પગેરું તો સફરી શેઠ અને એની પેલી ગુલામ જેવી નોકરડીને જ સ્પર્શે છે. આ સફરી શેઠ ખરેખરા સફરી છે. એકાદ વર્ષ પહેલાં કોઇ દુ:ખી માણસ

આવીને પોતાની બૈરી આ શેઠને વેચી ગયો છે: ફક્ત ત્રણસો રૂપીઆમાં. કહેતો ગયો છે કે પોતે પૈસા પાછા ના આપે ત્યાં સુધી બૈરી શેઠનાં ઘરનું કામકાજ મફત કરશે; ફક્ત ખાવાનું તથા રહેવાનું મળવું જોઈએ. આમ નજીવી રકમના બદલામાં જીવતા શરીરો વેચાય એવું અહિં હિંદુસ્તાનમાં જ બનતું હશે કે બીજે પણ ક્યાંય હશે ?

આમ આ સફરી શેઠે એક ગુલામડી ખરીદી છે. અને એ ગુલામડી પણ કેવી ?—દૂધની તર જેવી ઉજળી અને ભરાવદાર. એનું નામ છે જોઇતી.

સફરી શેઠ વાર્તાઓ વાંચવાના બહુ શોખીન છે. મોગલ જમાનાના ઇતિહાસની કોઇ કિતાબમાંથી એમણે એક શબ્દ શોધી કાઢ્યો છે: બાંદી! અને એ નામથી જ એ જોઇતીને બોલાવે છે. જ્યારે હોકો પીવાનું મન થાય ત્યારે જોઇતીને એ કહે છે, 'બાંદી, જરા એન્જીનમાં કોલસા પૂરો!'

એક દિવસ એમણે જોઇતીને ધ્યાન આપીને જોઇ લીધી. બસ, ત્યારથી શેઠ વધુ મોજીલા બની ગાયનો ગાવા લાગ્યા છે. એ ગાયનોના શબ્દો સાંભળી હું ધ્રુજી ઉઠું છું. એમની બાબરીમાં તેલની સુગંધ મહેકવા લાગી છે, કપડામાં અત્તરનો પરાગ ચોંટી પડ્યો છે. સાદી બીડીને બદલે સીગરેટનો સટ ખેંચતાં ખેંચતાં એ જોઇતી પાસે પહોંચી જાય છે ને ખંધાઇથી કહે છે, 'હવે એન્જીનમાં કોલસા પૂરવા નહિ પડે હોં કે બાંદી! પણ...' અને પછી અટકી જાય છે. વાસના ભરેલું દિલ વાક્ય પૂરું ન કરવા જેટલું કમજોર બની ગયું છે. પછી 'હેં હેં હેં' કરતાં હસી પડે છે ને મૂછના આંકડા ચઢાવે છે.

એજ સાંજના જોઇતી કોઇને કાગળ લખે છે કે 'અમને ક્યારે છોડાવવા આવો છો.' ચીનગારી ધીમે ધીમે આગનું રૂપ લેવા લાગી. બાંદીનું હુસ્ન કોઇનાં દિલની બેકરારી બની ગયું.

વિષયનો ઘંટ–નાદ કોઇને અજંપો આપી ગયો. પુરૂષને જ્યારે સ્ત્રીની તરસ લાગે છે ત્યારે પ્રસંગો ઝહેરનાં છાંટા ઉડાડે છે. એક દિવસ એવું જ બન્યું.

રાત નિઃશબ્દ હતી. અનાજની ગુણીઓ ભરેલા ખડખડ પાંચમ ગોડાઉન પરના એક માળિયામાં જોઇતી સૂઇ રહી હતી. વરસાદ ધીમે ધીમે ટપકતો હતો, અને પવન મારી જટાને અડપલું કરી જોઇતીનાં માળિયાની બારીમાં પેસી જતો.

સફરી શેઠ એવે વખતે પોતાના મકાન બહાર નિકળ્યા. એમનું શરીર મઘમઘી રહ્યું હતું. પહેલાં તો ચારે બાજુ નજર નાંખી કોઇ છે કે નહિ એની ખાત્રી કરી લીધી ને પછી સપાટાબંધ આગળ ચાલ્યા.

ઠક...ઠક, એમણે જોઇતીની ઓરડીનું કમાડ ખખડાવ્યું. દરવાજો ઉઘડતાં જ જોઇતી ભયથી ફાટી પડી, શેઠને આવે અસુરે ટાણે શણગાર સજી આવેલા જોઇ એને હૈયે ધ્રાસકો પડ્યો. અંદર જતાં જ શેઠે કહ્યું, 'સા...આ...લ્લી! ઉંઘ નથી આવતી! કાંઇ કડાકા થાય છે કાંઇ કડાકા!' શેઠની વાતનો દોર જોઇતી સમજી ગઇ, ને બોલી, 'આંખમાંના ઝેરને બહાર કાઢી નાખો શેઠ! નિંદર આવી જશે.'

'ઝેરની દવા કરવા તો આંઇ આવ્યો છું!'

'કેશવ વૈદ્યને બોલાવી આવું?'

'કાંઇ બઉ આડી વાતે ચઢી છે? તું મારી ખરીદેલી ગુલામ છે બાંદી!'

'આ રાત છે, શેઠ!'

'આ મારી માલિકીનું મકાન છે!'

'અહિં કોઇની પરણેતર એકલી રહે છે.'

'એ મારી મહેરબાની છે. સફરી શેઠની આજ્ઞા આજ દિ' સુધી કોઇએ ઉથાપી નથી!'

'અને કોઇ ઉથાપે તો ?'

'તો એને ઉભી પૂંછડીએ આ ગામ છોડવું પડે. પણ તારાથી એમ થઇ શકે એમ નથી બાંદી! મેં તારી કિંમત ચુકવી છે.'

'વેતરાંની કે અવતારની ?'

'એ તો મન મનની માન્યતા!'

જોઇતી ચૂપ થઇ ગઇ, એની ખામોશી જોઇ શેઠની હિંમત ચાર કુદકા મારી ગઇ. જોઇતી પાસે જતાં જ એમણે એનો હાથ ઝાલ્યો. સાંધામાંથી ખરી પડે એટલા જોરથી એ હાથને તરછોડતાં જોઇતી ગર્જી 'ગામમાં ફજેતીનાં ઢોલ ત્રાંસાં પીટાય એ પહેલાં ચાલ્યા જાવ શેઠ! બે ચાર દિવસમાં તમારા પૈસાનો ફેંસલો કરી નાંખીશ.'

પણ શેઠ ન માન્યા. એમની આંખમાં જોઇતીનું રૂપ અંજાઇ ગયું હતું. એના ગાલ પરનાં પેલા છુંદણા શેઠના હૈયામાં સાતતાલી રમવા લાગ્યાં હતાં. શેઠે જોઇતીને ખભેથી ઝાલી. એ પકડમાંથી છૂટવા મથતી જોઇતીનો સાડલો ચીરાવા લાગ્યો એક જગ્યાએથી, બે જગ્યાએથી ઘણી જગ્યાએથી પણ જોઇતીએ મદદ માટે બૂમ ના પાડી. પેટમાં પડેલું શેઠનું નિમક શું એનાં મ્હોં આડો હાથ ધરી રહ્યું હશે? પણ પોતાની એબ કોઇ પર પુરૂષ પાસે ખુલ્લી થઇ જાય એ પહેલાં જોઇતીએ છેલ્લો ઉપાય લીધો. ઘડીઆળ બાંધેલા શેઠના કાંડાપર એણે એવું જોરથી બચકું ભર્યું કે માંસનો લોચો જ જુદો થઇ ગયો.

દુઃખની એક સીસકારી મારતા સફરી શેઠ બહાર નાસી ગયા અને જોઇતીએ અંદરથી બારણું વાસી દીધું. હું, અહિં બેઠો બેઠો બારીમાંથી આ બધો તમાશો જોઇ રહ્યો હતો.

બીજે દિવસે સવારમાં જોઇતીએ પાછી કોઇને ચીઠ્ઠી લખી કે 'હવે તો અમને ઝટ લઇ જાવ! મરવા ટાણું આવી પહોંચ્યું

છે.' અને એ ચીઠ્ઠી એણે મારા શરીર પર ટાંગેલી આ ટપાલ પેટીમાં નાંખી દીધી. પછી મારી જટાને ઝાલી, બે ચાર હિંચકા ખાઇ એ જતી રહી. શું કામ એણે એમ કર્યું હશે? દર્દની વચ્ચે ઝુલવાનો શોખ એને ક્યાંથી થયો?

એ આખોય દિવસ વાદળાં વરસતાં જ રહ્યાં, બારે મેઘ પૃથ્વી પર સામટા તુટી પડયા. જોઇતી એની ઓરડીમાં જ બેસી રહી અને સફરીશેઠ પણ હાથ પર પાટો વીંટી ઘરમાં પડયા રહ્યા

અને બીજી રાત આવી પહોંચી. પવન સુસવાટા મારતો હતો. આકાશ ચોધારે રડતું હતું. ગામને જાણે પક્ષઘાત થઇ ગયો હોય એમ એનું અંગ ઠુંઠવાઇને સંકોડાઇ ગયું હતું. માણસો બીછાનાં અને ઓઢવાનાં ખોળતા'તા, પશુ–પંખીઓ ખૂણાં ખોળતાં'તા અને નિર્જન રસ્તાઓ ઇન્સાનને ખોળતા'તા.

તે વખતે પાછલી રાત સમસમી રહી હતી. લગભગ ચારેક વાગ્યા હશે. એવે વખતે પેલી સોનાં નદીનું હેત અચાનક ઉભરાઇ આવ્યું અને એણે પોતાના હાથ ફેલાવ્યા. એનું શરીર પહોળું થતું ગયું. પાણીના જાણે કે પહાડના પહાડ ધસ્યા આવતા હતા. ગામમાં જ્યારે બધું શાંત હતું ત્યારે સોનાનાં પાણીએ ગામની બજારમાં ડોકિયું કર્યું, એની ગલીઓમાં નજર નાંખી અને જ્યારે કોઇ ના દેખાયું ત્યારે એ પાણી–બારી બારણાંની ચીરાડ મારફત ઘરોમાં ઘુસી ગયું.

ઓચીંતો શોર ઊઠયો. પૂર આવ્યું રે...પૂર આવ્યું. ઊંઘ જતી રહી, શાંતિ જતી રહી; એને બદલે આવી પહોંચ્યો ભય અને દેકારો.

કોઇ મેડીએ ચડયાં. કોઇ છાપરે ચડયાં. કોઇ કયાં ને કોઇ કયાં! પેલા હરીજનનો છોકરો તો મારી જટા ઝાલી મારા માથે બેસી ગયો. એ વખતે શેઠે પોતાની મેડીની બારી ખોલી જોઇતીને સાદ પાડયો, 'અહીં આવી જા બાંદી! એ મકાન

જૂનું છે. કયાંક તૂટી પડશે!'

પણ જોઇતી ત્યાં ના ગઇ. આછો આછો પણ વડ–પીંપળાનો છાંયો સર્વ શોધે પણ બાવળીઆનું શરણ કોણ લે?

પાણી ચડતાં જ ગયાં, રસ્તામાં જાનવર તથા માણસોનાં શરીરો, ઘાસ, ડબ્બા, લાકડાં, ખાટલાં, વગેરે પાણીની સપાટી પર આમથી તેમ પછડાવા લાગ્યાં. પાણી તો મારી કમર સુધી પહોંચી ગયું. જમીનથી બાર ફુટ ઉંચે! પેલી ટપાલ પેટી, બસા ચીઠી જેવું પેલું પોસ્ટર અને મારી જટાના લટકતા છેડા; બધું ય એમાં ડૂબી ગયું.

અને પછી, સાસરીયા તરફનાં બૈરાંઓનાં ટોળા વચ્ચે જેવી રીતે નવી વહુ હળવેકથી બેસી જાય એમ પેલું જૂનું ગોડાઉન મારી નજર સામે જ પાણીમાં બેસી ગયું, એની દિવાલો ને બારીબારણાંના ફુરચેફુરચા ઉડી ગયા. અનાજની ગુણીઓ તરતી તરતી બહાર આવી અને ખાંડ ઓગળવા લાગી. મેડીએ ઉભેલા સફરી શેઠનાં જીવનની મીઠાશ પણ સાથે સાથે પીગળી ગઇ. પાંચ લાખેય ના થયા અને પચાસ હજાર પર પાણી ફરી વળ્યું.

જેવું ગોડાઉન પડયું કે એક કારમી કીકીયારી વાતાવરણમાં ગુંજી રહી. જોઇતીનું શરીર પાણીમાં કયાંક અદ્રશ્ય થઇ ગયું.

એ કયાં ગઇ? એની મને ખબર છે. એ બાંદી તો ગઇ બીજા 'જહાંપનાહ'ની તહેનાતમાં. પણ એનું શબ કયાં ગયું? એની મને ખબર નથી. બુઝર્ગાવસ્થાને લીધે નિસ્તેજ બની ગએલી મારી આંખો એનાં શબને પાછલી રાતના આ અંધકારમાં કયાંથી જોઇ શકે?

ધારું છું કે સોનાનાં પાણી એને હજાર હજાર હાથે ઉંચકી કયાંક લઇ ગયાં હશે. કેટલાંય પશુ...માનવી ભેગી જોઇતી પણ અંતિમ સફરે ચાલી નિકળી હશે. પણ એણે લખેલી પેલી ચીઠ્ઠી મુજબ કોઇ એને તેડવા આવશે તો શું

થશે? અને એનાં ગાલ પરનાં પેલાં છુંદણાને લોટની ગોળીઓ સમજી નદીનાં માછલાં ટોચા તો નહિ મારે ને?



## શરણાઈ

શંકરને હૈયે હરખ માતો નહોતો. કધોયા ધોતિયાં પર એણે કોરૂં ને કડકડતું ખમીસ પહેરી લીધું ને માથે પાઘડી બાંધતાં બબડયો, 'વિઠ્ઠલને લઇને જ જાઉં.'

લોખંડની જરીપૂરાણી ટ્રંકમાંથી કપડાં બહાર કાઢતાં ગૌરીએ એ વાકય સાંભળ્યું ને એ ઉભી થઇ, ઘડીભર તો પતિ તરફ વક્રદષ્ટિથી જોઇ રહી ને પછી બોલી, 'ના, ના. કોઇને પણ સાથે લેવાનો નથી, વાત ખાનગી જ રાખજો. ત્રણ ત્રણ વાર તો ચોળાઇને ચુંથાઇ ગયું છે. તમને કંઇ ભાન છે કે નહિ?'

'સારૂં, સારૂં-' પત્નીની વાતને કબૂલ રાખતાં શંકરે કહ્યું, 'ખાનગી રાખશું બસ!...એવી ને એવી વહેમી રહી.'

'ભલે અમે વહેમી રહ્યાં પણ આવી વાતમાં તો સગા ભાઇનો પણ વિશ્વાસ કરવાનો ના હોય. કંઇક પથરા પડે.'

'તકદીર સીધું હોય તો કંઇએ ન થાય. પણ એ ઠીક છે. થઇ ગયા પછી સાકર વહેંચીને વાત બહાર પાડશું. તું મંજુને...'

'એની ફીકર તમે ના કરો.' અર્ધા વાકયનો જવાબ આપતાં ગૌરી પાછી ટ્રંકમાંનાં કપડાં ફેરવવા લાગી. 'જાવ સ્ટેશને. આ વખતે તો ચોકઠું બેસાડી દેવું જ જોઇએ...બાવીસમું ચાલે છે.'

બારણાને અઢેલીને ઉભેલી મંજુ તરફ શંકરે નજર ફેરવી. માથા પરના કાળા ભમ્મર વાળથી લઇને તે પગના ટેરવા સુધી એણે એને ધારીને જોઈ ને પછી ઉંડો શ્વાસ લેતાં એણે ઘર બહારે ડગલું ભર્યું.

સ્ટેશને જતી સડક પર એણે ઝપાટાબંધ ચાલવા માંડ્યું.

કૌના મનમાં વિચારો ઘોળાતા હતા ને નજર આગળ ભૂતકાળના ત્રણ કારમા પ્રસંગો નાચતા હતા.

આજ પહેલાં, આજ રસ્તા પરથી ત્રણ ત્રણ મહેમાનો આવ્યા હતા અને ત્રણેય વાર મંજુના લલાટમાં, કોઇના નામના કંકુ–ચોખા ચોડાતા રહી ગયા હતા. ગામના કોઇ ઇર્ષાળુએ મહેમાનોના કાનમાં ઝહેર રેડી દીધું હતું. વાત અધવચ્ચેથીજ અટકી પડી હતી ને કંઇપણ ચોખવટ કર્યા સિવાય મહેમાનો ચાલ્યા ગયા હતા. એ ત્રણેય વખત શંકરના ગળામાં ધાનનો કોળિઓ ઉતર્યો નહોતો. જુવાન દીકરીની નજર સામે નયન અફળાતાં, શંકરનું અંતર ત્રણેય વાર રોયું હતું.

આજ ચોથા મહેમાન આવવાના હતા: એજ સડક પરથી એ જ ઉમળકાથી ને એવા જ કામ માટે.

વિચારોના આવા જુથથી ઘેરાએલો શંકર જઇ રહ્યો હતો, ત્યાંજ એના કાનમાં અવાજ અથડાયો: 'કેમ શંકર! અત્યારના પહોરમાં સ્ટેશને ?'

શંકરની નજર પાછળ આવતા વિઠ્ઠલ પર પડી. 'મહેમાન આવવાના છે!' શંકર બોલ્યો. એને થયું કે મહેમાનની ઓળખાણ પણ વિઠ્ઠલને કરાવી દઉં, પણ પાછા ગૌરીનાં શબ્દો યાદ આવતાં એ મૂંગો રહ્યો. મિત્રની સામે એક નજરે જ્યારે એણે જોયાં કર્યું ત્યારે વિઠ્ઠલ બોલ્યો, 'હું પણ સ્ટેશને જ જાઉં છું. મહેમાન આવવાના છે.'

શંકરની જીજ્ઞાસા જાગી ઉઠી. 'કયે ગામથી ?'

'ખેડેગાંવથી. અને તારા ?'

'ખેડેગાંવથી !'

'મોરોબા તો નહિ ?' વિઠ્ઠલે પૂછ્યું.

શંકરનું હૈયું થડકો ચૂકી ગયું. વિઠ્ઠલના સીધા સવાલે એને મુંઝવણમાં નાખી દીધો. કંઇક આશંકા પણ જાગી ગઇ,

'એજ,' એણે કહ્યું. 'મારે ઘેર ઉતરવાના છે.' ને પછી એ મૂંગો થઇ ગયો.

વિઠ્ઠલના મગજમાં પણ તરંગો ઉઠયા. શું શંકર પણ એજ આશાથી મોરોબાને લેવા સ્ટેશને જતો હશે?

એક જ જાતની શંકાથી ભરેલા હૈયે બન્ને મિત્રોએ પ્લેટ-ફોર્મ પર આંટા માર્યા કર્યા. ચહેરા તો સ્વસ્થતા ધારણ કરી રહ્યા હતા પણ એક બીજા પર વારંવાર સરી જતી એકબીજાની નજર, અંતરની મુંઝવણનો ભેદ ખુલ્લો કરી રહી હતી.

ગાડી આવીને ઉભી રહી. એકજ મહેમાનની આસપાસ વિઠ્ઠલ ને શંકર જઇને ઉભા રહ્યા. 'રામ રામ' ને 'તબિયત કેમ છે?' નો શિરસ્તા મુજબનો વિધિ પતી ગયા બાદ, મહે-માનને લઇ બન્ને સ્ટેશન બહાર નિકળ્યા.

પોતાના ઘરની ગલી આવતાં વિઠ્ઠલે મહેમાનને કહ્યું, 'આ તરફ મોરોબા!'

શંકર થંભી ગયો. એક ક્ષણ તો એના ચહેરા પરથી બધુંય નૂર ઉડી ગયું, પણ બીજી જ પળે સ્મિત કરતાં એ બોલ્યો, 'એ નહિ બને વિઠ્ઠલ! મોરોબા મારે ત્યાં જ ઉતરશે.'

'પણ...'

'પણ ને બણ કંઇ જ નહિ. તારે જોઇએ તો...'

પણ વાક્ય અધુરૂં જ રહ્યું. રકઝકનો તોડ કાઢતાં મોરોબાએ કહ્યું,'શંકરને ત્યાં મને જવા દો વિઠ્ઠલરાવ! હું તમને બપોરના મળીશ.'

જોકે ગમ્યું તો નહિ પણ 'બ...અ...રા' કહેતો વિઠ્ઠલ ગલીમાં ચાલ્યો ગયો. મોરોબાની સાથે શંકર પોતાના ઘર—આંગણે આવ્યો. એમને આવતા જોતાં જ પરશાળમાં બેઠેલી મંજુ ઊભી થવા ગઇ, ત્યાંજ શંકરે જરા વધારે પડતા મોટા અવાજથી કહ્યું, 'મંજુ!'

મંજુ પાછી જમીન પર બેસી ગઇ. એની આંખો શંકરના

ચહેરા પરની કડક રેખાઓને જોઇ રહી. પિતાના એક જ શબ્દમાં સંતાઇ રહેલો આખોય સંદેશો એણે બરાબર ઝીલી લીધો. જેમની તેમ એ બેસી રહી.

બપોરના જમી પરવારી શંકરને મોરોબા બેઠા બેઠા મજુંનું નક્કી કરતા હતા. રસોઇ કરતી મંજુને મોરોબાએ ધારી ધારીને જોઇ હતી ને એમને પસંદ પણ પડી હતી. ચહેરો સ્હેજ શ્યામ વર્ણ હતો પણ આકારમાં કંઇ જ ખામી નહોતી, તંદુરસ્તીના તન-મનાટથી ભરેલું એનું શરીર મોરોબાને ગમ્યું હતું.

'ત્યારે વાત નક્કી મોરોબા ?' શંકરે પૂછ્યું.

'હા, હા. નકકી.' પાનની ચમચી ખોલતાં મોરોબા બોલ્યા. 'છોકરી પસંદ છે પણ જરા એને અહિં બોલાવો તો !'

શંકર ચમકયો, લંગડી ચાલે ચાલતી દીકરીને એ કેવી રીતે બોલાવી શકે ? જે ખોડને લઇ પુત્રીનો સંસાર મંડાયો નહોતો, એ એબને કેવી રીતે ઢાંકી શકે ? આશાનો મિનારો કડેડાટી બોલાવતો તૂટવાની તૈયારીમાં હતો. ત્યાંજ મોરોબાએ કહ્યું, 'કંઇ નહિ, છોડી પસંદ છે.'

દરવાજાની આડમાં ઉભેલી ગૌરીનું હૈયું થનગની ઉઠયું. 'ત્યારે સાકર...'

'હવે એવી તે કઇ ઉતાવળ છે ? આજે જ હું ગામ પાછો જઇશ ને શુભ ચોઘડિયે કાગળ લખીશ. એકાદ બે દિવસમાં શું ખાટું મોળું થવાનું છે ?' ચુનો ચોપડેલું પાન ગલોફામાં મૂકતાં મોરોબાએ કહ્યું.

શંકરને હતું કે ત્યારે ને ત્યારે જ જો લખાણ પત્તર થઇ જાય તો સારૂં પણ એ કંઇ દબાણ કરી ના શકયો, 'હા, હા, એમાં કંઇ વાંધો નહિ.'

પછી મોરોબા ઉભા થયા. કપડાં પહેરતાં બોલ્યા, 'જરા વિઠ્ઠલરાવને મળી આવું, ત્રણેક વાગે પાછો આવીશ, ગાડી તો

ચાર વાગે ઉપડે છે ને ?'

શંકરે હકારાત્મક ડોકું ધૂણાવ્યું ને પાનની ચમચીને ખિસ્સામાં મૂકતો મોરોબા ધીમાં ધીમાં પગલાં ભરતો ચાલ્યો. એના ગયા પછી ગૌરીએ શંકરની નજીક જતાં કહ્યું, 'એમને કહો કે વિઠ્ઠલને વાત ના કરે. આવી બાબતમાં કોઇનો ય વિશ્વાસ નહિ.'

પત્નીના વ્યવહારૂ શબ્દો સાંભળતો શંકર કંઇ જ ના બોલ્યો. રસ્તા પર જતા મોરોબાની પીઠને એ તાકી રહ્યો. એ પીઠમાં એને પોતાની પુત્રીનો સંસાર દેખાતો હતો.

'ઉભા છો શું ? એમને કહી આવો !'

'કહેવાથી શું ફાયદો ? ક્યાંક વહેમાશે તો...'

'તો જવા દો. મારે શું ? આ તો મને થયું કે વચ્ચે પથરા પડે એના કરતાં વાત ખાનગી રાખી હોય તો સારૂં.'

'પણ વિઠ્ઠલ તો આપણોજ માણસ કહેવાય ને ?'

'માણસ તો આપણો પણ એના ઘરમાં પણ...' ને ગૌરી શંકર તરફ સુચક નજરે જોઇ રહી.

'ગાંડી છે ગાંડી. એ વહેમ નકામો છે. વિઠ્ઠલ એવું ના કરે.' ને પછી શંકર ચટાઇ પર લાંબો થઇને પડયો.

આશાના તેજથી ચમકતો ચહેરો લઇ ગૌરી અંદર ગઇ. મંજુએ પીરસેલી બાજ પાસે બેસતાં બોલી, 'આ મહિનામાં જ લગન લેવાં પડશે. ઢીલ કરી ના પાલવે. કંઇક પથરા પડે,'

મંજુએ માતા સામું ફકત એક ક્ષણ જોયું ને પછી નજર ફેરવી લીધી, એના મનમાં ત્રણ અંકની એક નાટિકાના પ્રવેશો રમવા લાગ્યા. પહેલા અંકમાં જ્યારે એનો થતો વિવાહ અટકયો હતો ત્યારે માતા એને ગોદમાં લઈને ખૂબ રોઇ હતી. બીજા અંકમાં બીજી વાર બીજા સાથેના સંદેશા તૂટયા હતા અને ગુસ્સાથી ગૌરીએ મંજુને પાંચ પચાસ કડવાં વેણ સંભળાવી

દીધા હતા, અને ત્રીજા અંકમાં જ્યારે ત્રીજો મુરતીયો પણ હાથમાંથી છટકી ગયો ત્યારે તો ગૌરીના ક્રોધની અવધિ રહી નહોતી, મંજુએ કેટલાક દહાડા સુધી માર ને મહેણાં ખાધાં હતાં ને રાતો પથારીને ભીંજવતાં વિતાવી હતી.

આજે ચોથો પ્રસંગ ઉપસ્થિત થયો હતો. ભગવાન કરે ને દોરા સંધાય! ભગવાન કરે ને સળગતા હૈયા પર પાણી છંટાય!...શું એમ થશે? શું એમ બનશે?

'સાંભળ્યું?' ગૌરીએ પાછું કહ્યું, 'બધું નક્કી કરી દીધું છે તારા બાપાએ.'

મંજુએ નજરને ઉંચકી. ઉંચકાએલી નજર ગૌરીના પ્રફુલ્લિત ચહેરા પર સ્થિર થઇ ને એક કરૂણ સ્મિત એ નજરમાં ચમકી ગયું.

એજ સાંજના ગોળ ગોળ વાતો કરી મોરોબા ચાલ્યા ગયા ને બીજે દિવસે સવારના નવેક વાગે, શંકરની ઓસરીમાં એક સાદ પડયો, 'ગૌરીબાઇ, ખોલજો બારણું.'

અને જ્યારે ગૌરીએ બહાર ડોકું કર્યું ત્યારે એણે વિઠ્ઠલની સ્રી પાર્વતીને ત્યાં ઉભેલી જોઇ.

'આવ પાર્વતી. કંઇ અત્યારમાં?'

'આ અમારી કમલનો સંબંધ બાંધ્યો. સાકર આપવા આવી છું.'

'કમલનું? કયાં?' ગૌરીના સ્વરમાં ધ્રુજારી આવી ગઇ.

'ખેડેગાંવવાળા મોરોબાને ત્યાં!'

એટલામાં શંકર પણ બહારથી આવ્યો. 'કયારે કર્યું? અમને ખબર પણ ના આપી?'

'મોરોબાએ તમને વાત નથી કરી!' પાર્વતીના ચહેરા પર આશ્ચર્ય હતું. 'કાલ બપોરના વાત નકકી થયા પછી હું અહિં આવવા જતી'તી ત્યાં મોરોબા બોલ્યા 'હું કહી દઇશ'

એટલે ના આવી......ભુલી ગયા હશે.'

'એમજ, ગાડીનો વખત થયો હોવાથી ઉતાવળમાં ભુલી ગયા હશે,' શંકર બોલ્યો. 'લાવો લાવો સાકર. સારે ઠેકાણે સંબંધ બાંધ્યો.'

'કમલનું નસીબ; બીજું શું ?' કહી, સાકર આપી પાર્વતી ચાલી ગઇ.

શંકર ને ગૌરી જડવત્ ઉભાં રહ્યાં. અંદર બેઠી બેઠી કપડું સીવતી મંજુની આંખમાં પાણીનો પડદો જામી ગયો.

"જોયુંને ?" ગૌરી તડુકી. "આપણો માણસ કહી ફુલાતા'તા તે તમારા એ વિઠ્ઠલે શું કર્યું ? એને જરાય વિચાર થયો ? લમણામાં દીધો પાંચશેરીઓ...હવે મંજુનું કયાંય નહિ થાય !"

"એમાં વિઠ્ઠલ શું કરે ?" શંકર બોલ્યો, "દીકરીને ઠેકાણે તો પાડવીજ જોઇએને ?"

"પણ આ પેટની જણી રખડી ગઇ એનું શું...જો, જો, ખરૂં કહું છું. હવે કયારેય એનો મેળાપ નહિ જામે...એક દિવસ કપાળમાં કાજળનો ટીકો ના લગાડે તો કહેજો."

માતાનાં વેણ મંજુને કાને અથડાયાં ને હાથમાંની સોય કપડાને બદલે આંગળીમાં પેસી ગઇ. કાજળના ટીકાની વાત સાંભળી એના કંકુવાળા લલાટ પર બે ચાર કરચલીઓ પડી ગઇ.

ચોથીવાર પણ પડદો પડી ગયો હતો ને એની દુનિયાને વધુ અંધકારમય બનાવી ગયો હતો.

મંજુ ઉભી થઇ. આંસુ ને લોહિ એણે સાડલાના છેડાથી લુછી નાખ્યાં. ચુલામાં એક વધુ લાકડું એ નાખતી'તી ત્યાં જ ગૌરી અંદર દાખલ થઇ, હાથમાંની સાકરનો છુટો ઘા કરતાં ગર્જી, "લે અભાગણી લે ! સાકર ખા ને પછી જિંદગીભર રોયા કર." ને એમ કહેતી એ મંજુ પાસે પહોંચી ગઇ. "સુખે

જીવવા પણ નહિ દે. બે વરસથી શાંતિથી ધાન પણ ખાધું નથી તારી બળતરામાં.”

પાછી સડસડાટ દરવાજા પાસે જઇ બોલી, “અને સાંભળો છો કે? આજથી વિઠ્ઠલના ઘર સાથે સંબંધ રાખ્યો છે તો તમે જાણ્યા. મોં બતાવવા જેવું એ ના રહ્યું.”

એ આખોય દિવસ માતાનાં વેણુ તીર બનીને મંજુનાં અંતરને વિંધતાં રહ્યાં. ન સંભળાય એવા શબ્દોનો એક સતત મારો એના દિલનાં જખ્મ પર નિમક છાંટી ગયો.

એ પછીના વીસ દિવસ, યાતનાના કોરડા બનીને મંજુ પર વિંઝાઈ ગયા. ધાન ઓછું ને માર એણે વધારે ખાધો. પાણીના ઘુંટડા સાથે એ અનેક ઝહેરી શબ્દોને પી ગઇ.

રસ્તા પરથી પસાર થતી કમલ જ્યારે પોતાના ઘર તરફ જોતી ત્યારે બારીમાં ઉભેલી મંજુ પોતાનું રાંક મ્હોં છુપાવી લેતી. આ બધા દિવસો દરમ્યાન એ ક્યાંય બહાર નહોતી ગઇ, દરવાજા બહાર પગ મૂકવાની એને મના હતી. જે પુત્રી સંસાર માંડી શકવાની નહોતી એવી પુત્રીને આડા માર્ગે જતી અટકાવવા માટે ગૌરીએ શક્ય એટલા બધાય ઉપાય લીધા હતા.

મંજુનું લોહી શોષાતું જતું હતું. યૌવનથી ફાટફાટ થતું એનું શરીર, અભિલાષાની ચિંતા બનીને સળગી રહ્યું હતું.

અને આમ ને આમ વસંત પંચમી આવી પહોંચી. એ દિવસે સવારમાં શંકરના ઘરનો દરવાજો વિઠ્ઠલે ખટખટાવ્યો. ‘શંકર! બારણું ખોલજે.”

શંકરે બારણું ખોલ્યું. ક્યાંય સુધી એ ચાર આંખો એક-બીજીને તાકી રહી. પછી ધીરેથી વિઠ્ઠલે કહ્યું, ‘મેં મંજુનો સંસાર નથી ભાગ્યો.’

‘બીજું કંઇ કહેવું છે?’

‘એજ કે મોરાબા મારે ત્યાં તે દિવસે આવ્યા ત્યારે એમને

એ વાતની ખબર હતી.'

'કઇ વાતની ?'

'મંજુના પગની ખોડની !'

'એ જાણતા હતા ?'

'હા. રસ્તામાં એમને કોઇએ વાત કરી હતી.'

'કોણે ?'

'એ મને નથી ખબર.'

'બીજું કંઇ કહેવું છે ?'

'હા. સાંજનાં લગ્ન વખતે આવજે...આવીશને ?'

શંકર જવાબ આપે એ પહેલાં તો ગૌરીએ જવાબ દીધો. 'ના, ના, નહિ આવે. લાખ વાતે ય નહિ આવે. મારી દીકરીનો મનખો......'

'ચુપ રહે મંજુની મા.' શંકર વચ્ચે બોલ્યો. 'તું જા વિઠ્ઠલ, હું બરાબર ચાર વાગે આવીશ.'

વિઠ્ઠલ ચાલ્યો. ગૌરીએ પાછો ઉપાડો લીધો, 'મ્હોડે કાજળ ચોપડીને જજો. રૂપાળા લાગશો.'

'ત્યારે બીજું કોણ જાય ? ગામમાં શરણાઇ વગાડનાર અમે બેજ. એ કાંઇ થોડો વગાડવા બેસવાનો ?'

'પણ હું કહું છું કે નથી જવું.'

'તું ના આવીશ, મારે જવું પડશે.'

અને સાંજના જ્યારે શંકર શરણાઇ લઇને ચાલ્યો ત્યારે ગૌરી મોં ચડાવીને બેઠી હતી ને મંજુ પર શબ્દોનો મારો ચલાવી રહી હતી. 'જા, જા, તું ય જા તારે જવું હોય તો ! હું તો મારે બેસી રહીશ...હે ભગવાન ! મને જલ્દી ઉપાડી લે, ઉપાડી લે, ઉપાડી લે !' કહેતાં ગૌરીએ દિવાલ સાથે ત્રણ વાર માથું અફળાવ્યું.

મંજુએ મૂંગા મૂંગા જોયા કર્યું. દિલનું દર્દ પ્રવાહી

બન્નીને ટપકતું હતું.

'જયારે ને ત્યારે તારાજ હાથ બળાપા...નાક કપાયું નાક.

'પણ એમાં મારો શું વાંક ?'

'વાંક એજ કે મરી કેમ ન ગઇ ? આખી જિંદગી બળ્યા કરજે ને અમને બાળ્યા કરજે.'

મંજુના કાનમાં એ શબ્દોના પડઘા પડયા. ભૂતકાળમાં બનેલા ત્રણ પ્રસંગોથી આળું બનેલું હૈયું આ ચોથા પ્રસંગના ઘસરકાનું અથાગ દર્દ જીરવી નહોતું શકતું. જીભ મૂંગી હતી પણ શરીર યૌવનથી ગાજી રહ્યું હતું, આશાઓ સૂઇ ગઇ હતી ને આંખ રાતોની રાતો જાગતી હતી.

સગડીમાંનાં લાકડાં મંજુએ સરખાં કર્યાં. પાછી ગૌરી બોલી, 'મારૂં ના રાંધીશ. આજ ખાવુંએ ઝેર થઇ ગયું.' ને પછી બહાર જતાં બબડી, 'શંખણીને કુવા હવાડાય દેખાતા નથી.'

મંજુનું અંતર મૂર્છા પામી ગયું. વાકયનું ઝેર એની રગેરગમાં પ્રસરી ગયું. એ કંઇક બોલવા મથી પણ બોલી ના શકી.

દૂર દૂર શરણાઇ વાગી રહી હતી, દૂર દૂર એના પિતા, મિત્રની પુત્રીનાં લગ્નમાં શરણાઇ વગાડવા ગયા હતા. દૂર દૂર એની બ્હેનપણી સ્વામીના નામનું તિલક કરી ચોરીમાં બેઠી હતી અને અહિં એના હૈયામાં હળ ફરી રહ્યાં હતાં. નિરાશાનાં, માતાની જીભનાં, જીવનની રૂક્ષતાનાં.

...શરણાઇ વાગી રહી હતી. સામેજ ચોરીમાં વર–વહુ બેઠાં હતાં ને થોડે દૂર વિઠ્ઠલ તથા મોરેબા વાતોમાં મશગુલ બની, હસી હસી પાનને ગલોફામાં ગોઠવતા હતા.

વેદીમાં અગ્નિ ડોલતો હતો ને શંકરનાં હૃદય સાથે તાલ લેતો હતો. ચોરીને માથે પિપળાનું ઝાડ ઝુકતું હતું ને શંકરના સાથે એ ઝાડની બે ડાળીઓ વળ ખાઇને ગુંચવાઇ ગઇ હતી.

પણ શરણાઇના સ્વરમાં સંવેદનાની જરાય છાંટ નહોતી. દર્દને હાડ–માંસના કલેવરમાંજ રહેવા દઇ શંકર શરણાઇને ચગાવી રહ્યો હતો. આહ જાણે કે આશીર્વાદ બનીને ગુંજી રહી હતી.

જે વખતે હસ્તમેળાપ થયો એજ વખતે એક માણસે દોડતા આવીને શંકરના કાનમાં કંઇક કહ્યું. શરણાઈ એક ક્ષણ મૂંગી થઈ ગઇ. શંકરના ચ્હેરા પર કારૂણ્ય રમી રહ્યું.

'પાંડુરંગ !'

'જલ્દી ચાલ,' પાંડુરંગ બોલ્યો.

'હવે ઉતાવળ શું કામની ? તું જા હું પછી આવું છું. લગન પતી જવા દે. શરણાઇ કોણ વગાડશે ?'

વધુ કંઇપણ બોલ્યા સિવાય પાંડુરંગ ચાલ્યો ગયો. શરણાઇ એવાજ મધુર સ્વરે પાછી રણકવા લાગી. શંકરે ચોરી તરફ જોયું. પિંપળા પરથી એક પાંદડું વેદીમાં પડયું ને સળગી ગયું. મોરોબાના પુત્રના હાથમાં ત્યારે વિઠ્ઠલની પુત્રીનો હાથ પડયો હતો.

લગ્ન બાદ જયારે વરઘોડિયાં મોરોબા તથા વિઠ્ઠલને પગે લાગ્યાં ત્યારે વિઠ્ઠલે કહ્યું. 'શંકરકાકાને પગે લાગી આવ. બેટા'

દંપતીને પોતા તરફ આવતાં જોઇ શંકર ઉભો થઇ ગયો. પગે લાગતી કમલને આશીર્વાદ આપતાં એ બોલ્યો, 'સુખી રહો સુખી રહો' ને પછી કંપનબદ્ધ હાથથી એણે પાંચ રૂપીઆ કમલના હાથમાં મૂકી દીધા.

પછી વધુ જરાય થોભ્યા સિવાય એ ઘર તરફ દોડયો. ઘેર એની મંજુ સળગીને ટાઢી થઇ ગઇ હતી.

આકાશમાં તારકો મટકાં મારતા હતા. શંકર દોડે જતો હતો ને રસ્તો પણ જાણે કે નિશ્વાસ નાખતો હતો.

ઝડપથી ઉપડતા શંકરના પગના હડસેલા ખાતી જમીનની ધૂળ ઉડી ઉડીને પાછી રસ્તા પરજ જામી ગઇ.



## મહાકાળનું જડબું

કાઠિયાવાડની ધરતી સાથે મેઘરાજાએ અબોલા લીધા છે. એક સાલ અતિવૃષ્ટિ ને બીજી સાલ વરસવાના રૂસણાની રમત આદરી મેઘરાજા ગરીબ વર્ગના જીવનને ખાસ કરી ખેડુત વર્ગને–એક તમાસો બતાવી રહ્યા છે. પહેલા શરૂઆતના થોડાક વરસાદે ખેડુઓએ વાવેલાં બી બીજા વધુ વરસાદની આશા રાખતાં જુવાનીમાં પ્રવેશ્યાં છે, એને કોંટા તો ફુટયા છે પણ પછી પાણીના અભાવે સુકાઇ જમીન ઉપર લાંબા થઇ સુઇ ગયા છે. કરોડો બીની યુવાની કાળી, સુકકી ને તરડેલી જમીન ઉપર મૃત્યુ પામે છે. સગા છોકરાનું મૃત્યુ જોતો ઉભો હોય એમ ખેડુત સુકાતા મોલને જોઇ ચોધાર આંસુએ રડે છે. કુવા ને વાવોનાં તળીઆં પણ ભીનાં નથી રહ્યાં. ઘાસ કયાંયે ઉગ્યું નથી કે ઢોર–ઢાંખર પણ ચરવા જાય. આકાશ વરસાદ વિનાનું છે, જમીન સુકકી છે, ખેડુત ને સાથે સાથે એનો પરીવાર સુકાય છે. પશુઓ ઘાસચારાના અભાવે તરફડીયાં મારતાં દેહ છોડે છે ને એનાં શબ મેદાનોમાં, ખેતરોમાં ગીધડાંની ઉજાણીની વસ્તુ બને છે.

નાનુંશું એવું એ ગામડું છે, એનું નામ ખોટલા, નિયંતાનું જડબું અહિંયાં પોતાની સમસ્ત વિક્રાળતાથી માનવ પશુને ભરખી રહ્યું છે. એની ચુડમાંથી છટકવા માગતા કેટલાક પામર ઇન્સાનો તરફડીયાં મારી રહ્યા છે. છેલ્લા એક મહિનામાં તો આખું ગામ મસાણમાં ફેરવાઇ ગયું છે. પાણી નથી, અન્ન નથી, પૈસા નથી; રહ્યાં છે ખોરાકનો નાદ ગજવતાં પાપી પેટ, સ્ત્રી પુત્રના પરિવારની યાતના જોતી પુરૂષોની ઉંડી ઉતરી ગએલી આંખો ને ગીધોએ ઠોલેલા જાનવરોના મુર્દામાંથી છુટતી દુર્ગંધ.

ગામને ચોરે ત્યારે એક સભા ભરાઈ હતી. ગામે ગામ ફરતા ફંડ ઉઘરાવતા મુંબઈની 'દુષ્કાળ રાહત સમિતિ'ના એક કાર્યકર દાસભાઈ પોતાના પુત્ર કુંદન સાથે આ ગામમાં આવી ચઢયા હતા. સંધ્યા થઈ ચુકી હતી, અંધારાં ઉતર્યાં હતાં. ને ચોરે એકઠા થએલા લોકો બે ત્રણ ફાનસને ઝાંખે અજવાળે પ્રેત જેવા લાગતા બેઠા હતા.

ખેડુતોને ને ગરીબોને ચુસી ચુસી તાલેવંત બનેલા એક કંજુસ વાણિયાના ટુંકા પ્રવચન બાદ દાસ મહેતાએ બોલવાની શરૂઆત કરી. અત્યંત કુશળતાપૂર્વક એમણે ચારે તરફ ફેલાએલા દુકાળથી ઉભી થએલી કમકમાવનારી પરીસ્થિતિ કરૂણ બાનીમાં સમજાવી. લોકો જાનવરોનું માંસ ખાવાની હદ સુધી કેવી રીતે બાવરા બન્યા હતા ને પોતાના સંતાનોને બે બે રૂપીયે કેવી રીતે વેચતા હતા એનું પણ ભારે કૌશલ્યથી વર્ણન કર્યું. અંતે ઉપસંહારમાં એમણે નાણાંની મદદ માટે વિનંતિ કરતાં કહ્યું; 'એટલા માટે ભાઈઓ, એ ભૂખે મરતા માણસોને રોટી પૂરી પાડવાની જરૂર ઉભી થઈ છે. એ રોટી માગવા હું તમારી પાસે આવ્યો છું, હું ધારૂં છું કે દાનવીરો આવા પુણ્યના કામમાં પાછા નહિ હડે. ફુલ નહિ તો ફુલની પાંખડી, તમારાથી જે બને તે તમારો એકાદ પૈસો પણ કોઇ જાનવરને ઘાસનું તણખલું પૂરૂં પાડશે. તમારી નજીવી મદદ ભૂખ્યાના પેટ ઠારશે. માનવતાનું કામ છે. બીજું હું શું કહું? તમે તમારી નજર સામે આ બધાં કરૂણ દ્રશ્યો જોઈ રહ્યાં છો એટલે મારે કંઇ વધુ કહેવાની જરૂર નજ હોય.'

દાસ મહેતા ઝોળી લઈ ઉભા થયા, ગરીબોને રોટી આપવાનું પહેલું માન પેલો કંજુસ વાણિયો ખાટી ગયો. છાપામાં નામ ગાજે એમ હોય ત્યારે પાંચ પચીસ રૂપીયાનો હીસાબ એ નહોતો ગણતો. એણે ખીસામાંથી નાનકડી થેલી કાઢી ને એને છોડી

સીધીજ ઝોળીમાં ઠાલવી દીધી. આશરે સો એક રૂપીયાની રકમ હશે. શેઠની ઉદારતા ભારોભાર વખણાઇ ગઇ. એક ચારણે તો આવેશથી ઉભા થઇ જઇ 'ખમ્મા ખમ્મા' કહેતાં શેઠની પ્રસંશા કરતાં એક દુહો પણ બુલંદ સ્વરે ગાયો, બધાંયે પોત-પોતાના ગજા અનુસાર ઝોળીમાં ફાળો નાંખ્યો. સહેજમાં બસો-એક રૂપીઆ ભેગા થઇ થયા. ઝોળી ફેરવતાં ફેરવતાં દાસ મહેતા ચોરાનાં પગથીયાં ઉતરી થોડેક છેટે બેઠેલા માણસો પાસે ગયા. એ હતા દુકાળીઆઓ, આંસુ સિવાય ઝોળીમાં નાખવા માટે એમની પાસે કંઇ નહોતું. દાસ મહેતા એ વાત સમજી ગયા ને તરતજ પાછા ફર્યા.

કુંદન આ બધી હીલચાલ બહુજ ધ્યાનપૂર્વક પણ તિર-સ્કારથી જોઇ રહ્યો હતો. એની આંખ એક પણ મટકું માર્યા સિવાય આ જલસો નીહાળી રહી હતી.

...અને દુકાળીયાઓની વચમાં બેઠેલો અભો ઝોળીમાં ખખડતા રૂપીયાનો રણકાર પ્રસન્ન ચિત્તે સાંભળતો હતો. એને લાગ્યું કે આટલા બધા રૂપીયામાંથી બે પાંચ રૂપીયાનું અનાજ એને મળી જશે. આ વિચારમાત્રથી એનું હૈયું આનંદથી નાચી ઉઠયું. બાજુમાં બેઠેલો ચાર વર્ષનો દેવલો પણ રૂપીઆનો રણ-કાર સાંભળી ઉભો થઇ ગયો. રૂપીઆ પ્રત્યે એને માયા નહોતી; એને માયા હતી એ રૂપીયામાંથી જે ખાવાનું મળી શકતું હતું, એની.

'દાદાજી' એ બોલી ઉઠયો.

'કાં, બેટા?' અંધ રામા પટેલે ક્ષીણ સ્વરે પૂછ્યું:

'કેટલા બધા રૂપૈયા ખખડે સે?'

'હા, બેટા.' રામાએ ટુંકો ઉત્તર આપ્યો. એની અંધ આંખો રૂપીયાનો ચળકાટ જોવા ફોગટ ફાંફાં મારી રહી.

દાસ મહેતાએ લોકોનો ઘણો ઘણો ઉપકાર માન્યો અને

સભા બરખાસ્ત થઇ. સહુ પોતપોતાને ઘેર જવા લાગ્યા. દાસ મહેતાનો ઉતારો પેલા કંજુસ વાણિયાને ઘેર હતો તેથી એ અને કુંદન તે વણીક સાથે ચાલ્યા. ઝોળીની ગાંઠ ચોકસાઇથી બાંધી એને મજબુતાઇથી પકડી રાખી દાસ મહેતા ચાલતા હતા. સમિતિની એ થાપણ હતી. કોઇ એને ઝુંટવી જાય એ એમને ન પાલવે.

પેલા દુકાળીઆઓ થોડે સુધી એમની પાછળ ગયા ને પછી ઉભા રહી ગયા. એમને થયું કે અત્યારે શું કામ એમને હેરાન કરવા. સવારના બધું ઠીક થઇ રહેશે અને દુકાળીઆ-ઓનું એ ટોળું મહમદીઆ વેંકળાને કાંઠે ઉગેલા એક ઘેઘુર વડલાની નીચે સભા ભરીને બેઠું. દશમના ચંદ્રનું ઝાંખું તેજ વડલાના ડાળ–પાંદડામાંથી ચળાઇને વધુ આછું બનતું ટોળા ઉપર ટપકી રહ્યું હતું. પુરતું અજવાળું ન હોવા છતાં સૌ એક બીજાનાં મોઢાંને પોતપોતાની કથની કહેતા જોઇ શકતા હતા. ઉજાણીએ નીકળેલા આનંદી ને તૃપ્ત આદમીઓની એ મીજ-લસ નહોતી; છ છ દિવસના નકકર અપવાસી દેહોનો એ ઢગલો હતો, એમાં હતાં જૈફ ને જુવાન પુરૂષો, એમાં હતી કુમારીકાઓ, વૃધ્ધાઓ અને કુમળાં સંતાનોને ગોદમાં હુલાવતી સુકાઇ ગએલા ધાવણવાળી માતાઓ, એમનામાં ખૂંપી ગયા હતા ભુખના ખંજર ને વેદનાના તીર, એમના કાનોમાં ગાજતો હતો વેચાઇ ગએલાં ઝુંપડાનો આર્તનાદ ને પુત્ર જેવા જાનવ-રોની મરણચીસ. હૈયામાં હાહાકાર કરતી ધોમ ધીખતી હતી હુતાશની.

આગળ ચાલ્યા જતા કુંદને દુકાળીઆઓને પાછા વળી જતા જોયા હતા. એમના ડગમગ થતા દેહો અને અસ્થીર પગલાંઓ જોવા એણે ઘણીયેવાર પાછળ નજર કરી હતી, જોતાંવારજ એના કાનમાં ગુંજી જતો એમના નિશ્વાસનો

ટહુકાર ને આત્માના ઉંડાણુમાંથી કોઇ ફુટતી પાતાળ સરવાણીની માફક વહી આવતી 'આહો'ની ધમક. કુંદનને થયું કે એ લોકો પાછા જઇને શું કરે છે એ જોવું જોઇએ.

'બાપુ,' એણે દાસ મહેતાને કહ્યું, 'તમે તમારે જાવ, હું આવું છું હમણાં. ચોરે મારૂં ચાકુ રહી ગયું લાગે છે.'

'પણ જલદી આવજે. આ મુંબઇ નથી, સમજ્યો,' પિતાએ શીખામણ દીધી.

દુકાળીઆઓ જે વાટે ગયા હતા એ કેડીએ કુંદન આગળ વધ્યો. લગભગ પાએક માઇલ ગયા પછી એણે એમને એક વોકળાને કાંઠે પડાવ નાંખીને બેઠેલા જોયા. આસ્તે આસ્તે ખરી ગએલા પાંદડા પગ નીચે અવાજ ન કરે એમ એ એમની નજીક જવા લાગ્યો. જ્યારે એ લોકો થોડાકજ છેટા રહ્યા ત્યારે એક ઝાડની ઓથમાં ઉભો ઉભો હમણાંજ બરખાસ્ત થએલી સભાની આ નાનકડી આવૃત્તિ જેવી બીજી સભાને એ જોઈ રહ્યો.

વૃદ્ધ રામા પટેલ પૌત્રને ખોળામાં રાખી બેઠા હતા. ચોરે જેમ દાસ મહેતાની આજુબાજુ મંડળ જમ્યું હતું એમ અહિં અંધ રામજી આતાની ફરતું કુંડાળું કરી આ મિસ્કીનો બેઠાં હતાં. દાસ મહેતાની જેમ રામા પટેલ ભાષણ કરી શકતા નહોતા. એમનો પુત્ર બેચર બધાને આજની સભા વિષે પોતાની જાડી ભાષામાં કાંઇક કહી રહ્યો હતો.

'તી હેં બેચરભાઇ,' અભાએ પૂછ્યું 'આ ઈ રૂપૈયામાંથી આપણને ય કાંઇ મળહે કી નઇ ?'

'દેહે ભાઇ દેહે !' બેચરે કહ્યું, 'હાંભળ્યું નંઇ પેલા મેતાજી હું ભણ્યા તી ? આપણા જેવા દુકાળીયાઓ માટે તો ઇ ગામડે ગામ ફરી ફરીને પૈહા ભેગા કરે સે."

'ઇમ તો મારો વાલો દીયાળુ સે. હો ભાઇ!' એક વૃધ્ધે આકાશ સામું ઉંચું જોયું ને પછી ઓસરતા તેજવાળી આંખને

બાજુમાં બેઠેલા પોતાના દીકરા, વહુ ને દીકરીઉના વસ્તાર તરફ નજર ફેરવી. પછી ફરતી ફરતી એ આંખો સૌના કરમાતા ગલ-ગોટા જેવા ચહેરાઓને દ્રષ્ટિનાં અમી પાતી પાતી આખરે રામજી આતા ઉપર આવી.

'અમ લીધે બાપડા રામા પટેલને પણ ભૂખે મરવાનો વારો થયો.' એમણે આંખો લુછતાં કહ્યું.

રામા પટેલને બેચેની થઇ આવી. પ્રશંસા સાંભળવાની એમને મૂળથી જ ટેવ નહોતી.

'વઉ,' એમણે હાંક મારી, 'બેટા, આ ગગાને લઇ જજો, ઊંઘી ગ્યો બાળ.'

તેજહીન આંખોનાં બે ચાર મટકાં એમણે માર્યાં. એ અરસામાં બેચરની વહુ આવીને નાનાને દાદાના ખોળામાંથી ઉંચકી ગઇ. ખોળો હલકો થતાં રામા પટેલ સ્હેજ ટટાર થયા.

'કુણ બોલ્યું ઇ?' એમણે હાકલ દીધી. 'દેવુભા અદાનો હાદ વરતાય સે. અ...ર...ર માડી ઈ હું બોલ્યા. માણહ માણ-હના ખપમાં નો આવે તો જીવ્યા કરતાં સુંડુ હું? તમ લોક ભુખ્યાં હો તઇ અમારે ગળે ધાન કેમ ઉતરે, મારા બાપ!'

આ રામા પટેલ ઠીક ઠીક જમીનના માલિક હતા, જ્યારે બાકીના ઘણાખરા શાહુકારોને વ્યાજમાં જમીન આપી દઇ વેઠે ખેતી કરતા હતા. દુષ્કાળ વર્ષમાં જ્યારે કંઇ પણ અનાજ પાકયું નહિ અને પોતાના જાતભાઇઓ ઉપર કારમું સંકટ આવી પડયું ત્યારે પોતાની પાસે જે કંઇ પાંચ પંદર મણ બઉં—બાજરો હતો એ રામા પટેલે દુકાળીઆઓ માટે ખુલ્લો મૂકી દીધો. ગામ નાનું હતું તેથી ઝાઝા તો નહિ પણ સાઠેક માણસોની રસોઇ રામા પટેલના વંડામાં રોજ થવા લાગી. પિતાના આ કૃત્ય સામે બેચરે જબરો પોકાર ઉઠાવ્યો હતો. એનું કહેવું એમ હતું કે પેલા મેડીયુમાં મા'લતા શેઠીઆઓ કેમ કંઇ નથી

કરતા ? રાજ્યના કોઠારોને ખોલવાની હિંમત કાં આપણા દરબાર નથી દેખાડતા ? દુકાળીઆઓને અન્ન–પાણી આપવાની પહેલી ફરજ ગામધણીની છે અને એની આવી નફટાઇ જોઇ બેચરના દિલમાં આગ ઉઠતી. ધણી જેવો ગામધણી બેઠો છે, માલિક જેવા માલિક હવેલીયુંવાળા બેઠા છે ને બસ આપણેજ હાલી નીકળવું ?.. ને...ને ધાન ખુટી જાશે ત્યારે આપણા કુટુંબનું શું ? એ ખ્યાલ બેચરને વધુ ગુંગળાવતો હતો.

રામા પટેલને હૈયે એક પણ થડકો ઉઠયો નહિ. મુખ ઉપરની એક પણ રેખા બદલાઇ નહિ. કરચલીઆળા બોખા મ્હોં ઉપરનું સ્મિત જાણે ચીરંજીવ હોય એમ ઝગારા મારતુંજ રહ્યું. એમણે ઠંડે ચિત્તે પુત્રનું કહેવું સાંભળ્યા કર્યું ને પછી એને સમજાવ્યો; એમની સીધી સાદી ને ખરબચડી ભાષામાં; 'ભાઇ ! માણહ માણહની સેવા બજાવ્યા વના ભગવાનને ભજીયે તો ઇ સેવા અધુરી રેવાની. આટલો અમથો ભોગ દેતાં ગામની આંતરડી તો ઠરસ્યે !'

'ઇ લોકની ઠારપથી કાંઇ આપણાં પેટ નંઇ ભરાય.' બેચર ચણુચણ્યો. 'જાણી બુઝીને પસે પગે કુવાડી શેં ઝીંકવી ?'

રામા પટેલના મ્હોં પર રમતું સ્મિત જરા વધુ ચગ્યું. 'સંસાર એક બઉ મોટો સાગર સે બેચર ! એક બીજાની ઓથે ઓથેજ તરતા તરતા ઇ તો હાલ્યા જવાય. હઉનું થાસ્યે ઇ વઉનું થાસ્યે.' કહેતાં એમની અંધ આંખોમાં અપાર્થિવ તેજનો એક ઝબકારો થઇ ગયો. એમની ફુલતી જતી છાતીથી કેડીયાની કસો જરા વધુ તંગ થતી જણાઇ. એક ખોંખારો ખાઇ, જરાક કડપથી જગતનું એક મહાસત્ય એમણે એક નાનકડા વાકયમાં ઉતાર્યું. રાણાએ મોકલાવેલ વિષ–કટોરો ગટગટાવતી મીરાંના એ વખતના મનોભાવનું જાણે શબ્દ–સ્વરૂપ. 'ને જો બચાવવાવાળો મારો હજાર હથાયો પુરશોતમ હસ્યે તો આ જગમાં મારવા-

વાળું કુણ સે ?'

આ નાનકડા વાકયે બેચરના દિલમા દયામાયાની એક નિર્મળ સરવાણી પ્રગટાવી, એણે એજ દિવસથી વિરોધ મૂકી દીધો. રોજ એક ટંક પેટ ભરીને દુકાળીઆઓને એ પ્રેમથી જમાડતો ને રામા પટેલ જમતા દુકાળીઆઓની પંગતને એક છેડે ખાટલા ઉપર બેઠા બેઠા, પૌત્રને રમાડતા એકાદ ભજનની કડીઓ ગણગણતાઃ 'તારો નેડો લાગ્યો મને રાજા રણછોડ રે.'

થોડા દહાડા પછી અનાજ ખૂટી ગયું. અનાજ ખૂટયું ત્યારે બેચરે સઘળી જમીન પાણીના મૂલ્યે વેચી નાંખી, દેવુભાએ ત્યારે આડા પડતાં કહ્યું'તું 'અમને અમારા પાપે મરવા દે, ભાઇ !' પણ બેચરે ન માન્યું. વળી પાછું દશેક દહાડા ચાલ્યું ને છેવટે બેચરે ઝુંપડું પણ વેચ્યું. ઝુંપડે બે દિવસના રોટલા દુકાળીઆઓને આપ્યા. એ રીતે અંધ રામા પટેલની લાકડી સમો બેચર આખા ગરીબ વર્ગની લાકડી સમો બની ગયો.

પણ છેલ્લું અઠવાડીયું એ દુકાળીઆઓએ કેમ વિતાવ્યું એ એ લોકોજ જાણે છે ને બીજો જાણે છે એમનો અંતરયામી. આંસુના ભોગ માગતી એમની દારૂણ અવદશાની કથનીની ફકત થોડીક કડીઓજ અમને સાંપડી છે, બાકી આખી સાંકળ તો એમનાં કરૂણામય જીવનનો સ્વર પીખતી એ પડી એમનાં ગામમાં.

...અને બરાબર એજ વખતે ગામમાં દાસ મહેતાનું આગમન થયું. દુકાળીઆઓના દીલમાં આશાનો સંચાર થયો.

રામા પટેલની વાણી સાંભળી દેવુભાની છાતી ફુલી, 'રામો પટેલ તો મારો દરીઆવ દિલ સે બાપ ! નકર કળજગના માનવીમાં આટલી મમતા ચ્યાંથી ? આટલો નેહ ચ્યાંથી ? અમ લોકેથી પાપ થઇ ગ્યાં હસ્યે તી દકાળ પડયો. દખ એટલુંજ થાય સે કે અમારા પાપનો તું ભાગીદાર બન્યો. વાલા ?'

જવાબમાં રામા પટેલ કંઇ બોલ્યા નહિ. વડલાને થડે

ઓઠીંગણુ દઇને એ આંખો મીંચી સુઈ ગયા.

કુંદને આ નાનકડો હૃદયદ્રાવક ઇતિહાસ છેટે ઉભા ઉભા સાંભળ્યો. એના નરમ દિલમાં પેલા લોકોનું એક એક વાકય સચોટ શરસંધાન કરતું ગયું. કંઇ પણ બોલ્યા સિવાય અવાજ ન થાય એવી પેરવી કરતો એ ઉતારા ભણી ચાલ્યો. ઉતારે પહોંચી, જાકીટ ઉતારી એ પથારીમાં પડયો; પણ ઊંઘ કયાંથી? કોણ હરણ કરી ગયું હતું એની રોજની સંગાથી નીંદરડીનું?

એની આંખો સામે પેલા દુકાળીઆઓ તરવરી રહ્યા હતા. રામા પટેલ અને બેચરનો આત્મભોગ એની દ્રષ્ટિ સામે નાચી રહ્યો હતો. અને એ લોકોએ એના પિતાના ઉઘરાવેલા પૈસા ઉપર કેવી કેવી આશાઓ બાંધી હશે—બાંધતા હશે? પણ એ જાણતો હતો કે એ લોકોની બધી આશાઓ નકામી હતી. કાલ સવારના હજી એ લોકો મદદ માગવા માટે આવી પહોંચે એ પહેલાં તો પોતાને અને પોતાના પિતાને લઇને વહેલી સવારના ઉપડતી પહેલી ટ્રેન રવાના થઇ ગઇ હશે. સાથમાં મુસાફરીએ ઉપડી ગઇ હશે રૂપિયાઓથી ખણુખણુતી ટ્રંકના નીચેના ભાગમાં સુરક્ષીત રીતે સંતાડાએલી પેલી થેલી. જશે એ થેલી ને જશે સાથમાં એ દુકાળીઆઓના હૈડાની આશા, જશે એ થેલી ને રહેશે આ ગામમાં એમનાં ભૂખે ને પ્યાસે કણુસતાં દુર્બળ કલેવરો પેલા વૃદ્ધ વડલાને આશરે.

કુંદન કમકમી ઉઠયો. આંખો ઉપર જોરથી હાથ દબાવી દીધા કે એ ત્રાસદાયક દ્રશ્ય પરદાપોશ થઇ જાય, પણ જેમ રેડીયમ અંધારામાં વધુ ચળકે છે તેમ હાથ દાબેલ આંખથી પેલું દ્રશ્ય વધુ સ્પષ્ટ અને તપસીલવાર જણાવા લાગ્યું...દુકાળ, દુકાળીઆઓ...અને થેલી...તપ આદરી બેઠેલા કો બુઝર્ગ અવ-ધૂત શો વડલો...અને રામા પટેલની અંધી આંખો...વિચાર... વિચાર અને એમ ને એમ રાત વહી ગઇ.

કુકડે હજુ બાંગ પોકારી નહોતી, બેચર ત્યારે જાગી

ઉઠયો. તમરાંના તીણા ગુંજન, ક્યાંક દૂર શાંતિને છણકો કરતી શિયાળવાની લારી ને આછા ધીમા સંભળાતા શ્વાનના રૂદનની વચ્ચે એને કાને કોકના પાદ–સંચારના હળવા પડઘા પડયા. એ ઉઠયો. આખી રાત જાગતા પડી રહેલા ને પાછલે પહોરે ઊંઘના આક્રમણ સામે ન ટકી શકેલા એના બાંધવો નિંદ્રાદેવીની ગોદમાં પડયા હતા. એમના તરફ એક દ્રષ્ટિ ફેંકી જે બાજુથી પગલાંનો અવાજ આવતો હતો એ બાજુ બેચર ચાલ્યો. સ્ટેશન અને ગામ વચ્ચેની મુખ્ય સડક પર આવતાં એણે દૂર બે, ત્રણ માણસોને સ્ટેશન તરફ જતા જોયા

...ને એ ચમકયો. એજ કદ, એજ સફેદ ઝભ્ભો અને એ જ બગલાની પાંખ જેવી ધોળી ટોપી. બીજો પણ ઝભ્ભો ને ઉપર એક જાકીટ, એનાં અણઓળેલાં માથાનાં લટુરીયાં હવામાં ઉડતાં હતાં; ને ત્રીજો લાંબો ડગલો ને તેના શીર પર ડોકાલો. આંખે ચશ્માં ને હાથમાં લાકડી, દશમની પાછલી રાતના ચંદ્રના દુધીઆ અજવાળાંમાં બેચરે એ ત્રણેને ઓળખી કાઢયા. એજ દાસ મહેતા, એ જ એનો છોકરો અને એ જ, એ જ ગામનો પેલો કંજુસ બેપાની વાણિયો.

એક ક્ષણમાં બેચર બધું સમજી ગયો. દાસ મહેતા અને તેમનો દીકરો બીજે ગામ જવા માટે સ્ટેશને જઇ રહ્યા છે, નરભેરામ જાય છે વળાવવા. શું ત્યારે અમને ખોરાક પાણીના પૈસા આપ્યા વગરજ આ લોકો ચાલ્યા જશે? છ, છ, દી'ના નકોયડા અપવાસ ને આજ પાછી માથે અગીયારસ! કાલે સભામાં એવું તો એમણે નહોતું કહ્યું કે બીજે દિ'જ એ લોકો જવાના છે, ત્યારે આ શું? તમારી રહેમ યાચવા હાડપીંજરોની આવી ક્રુર મશ્કરી?...—ઠીક મારી નજરે ચઢી ગયા!...નહિ જવા દઉં અમારાજ ગામમાંથી ઉઘરાવેલા પૈસા લઇને, અમારીજ આશાઓને કચડી ચાલ્યા જવાની એમની મુરાદ હું બર નહિ

આવવા દઉં. એવું એ બોલતો નહોતો, પણ એની આંખમાં વંચાતું હતું.

એ દોડયો. આંખમાંથી ઝર...ઝર...ઝર ઝરતાં'તાં આંસુ ને લમણામાં ઉઠતા'તા ચસકા. દોડતો દોડતો એ જ્યારે સ્ટેશને પહોંચ્યો ત્યારે કુંદન ને નરભેરામ સ્ટેશનના છાપરા નીચે ઉભા હતા ને દાસ મહેતા બારી પાસે ટીકીટ કપાવતા'તા

'કોણ બેચર?' નરભેરામે બેચરને આવા કટાણે આવા કઠેકાણે જોઇ આશ્ચર્યથી પૂછયું.

'બાપલા.' કહેતાં બેચરથી ડુસકું ન ખવાયું. એટલામાં દાસ મહેતા પાકીટમાં પૈસા મૂકતા આવી ચઢયા.

'કેમ આવ્યો છે. આંઇ?' નરભેરામે જરા કરડાઇથી પૂછયું.

'મદદ કરો, મા–બાપ' બેચરે નરભેરામના પ્રશ્નનો જવાબ દાસ મહેતાને આપતાં કહ્યું: 'મરી હાલ્યા છઇ, દીયા કરતા અવ દાતા!'

'શું નામ તારૂં?' દાસ મહેતાએ પૂછયું.

'બેચર.'

'જો ભાઇ બેચર, તારૂં કહેવું સાચું. અમે નજરે પણ જોયું છે, પણ શું કરૂં ભાઇ! હું આમાં કાંઇ જ ન કરી શકું.'

'કાં માબાપ?' બેચરની આંખોમાંથી વધુ આંસુ ખર્યાં. જલ્લદ ભૂખ ને થાકને લીધે એનું માથું ઘુમતું હતું. 'કાં મા–બાપ? રૂપૈયા તો આંઇથી ભેગા કર્યાં સે ને અમને નંઇ દીયો?'

'દિલગીર છું ભાઇ!' દાસ મહેતા એને આશ્વાસન આપતાં કહેવા લાગ્યા, 'એ રૂપીયા તો સમિતિના કહેવાય, અમે તો રખા કામ કરનારા, એ રૂપીયા વાપરવાનો કે કોઇને આપવાનો સમિતિની રજા સિવાય અમને અધિકાર નહિ.'

બેચર જરાકવાર એમ ને એમ દાસ મહેતા સામે ટગર ટગર જોતો ઉભો રહ્યો ને પછી બોલ્યો. 'કાં માબાપ રીબાવોસો?

હાત હિ થ્યા ખાધે! જોઈ તો સમતિની રજા મંગાવો.'

'એટલા દિવસ અહીં મારાથી ન રોકાવાય, મારી પાસે સત્તા હોત તો હું આપત. નથી તેથી દિલગીર છું. મારું વચન છે કે હું સમિતિને ભલામણ કરીશ કે જેમ બને તેમ જલ્દી અને પહેલી જ તકે અહીં તમને મદદ પહોંચાડે.'

ઠંડો એવો આ ઉત્તર સાંભળી બેચરની નજર નરભેરામની બાજુમાં જમીન ઉપર પડેલી ટ્રંક ઉપર પડી. નાની સરખી એવી એ ટ્રંકને લઈને ભાગવાનો વિચાર પણ એના મનમાં ઘુમી ગયો. પછી થયું કે પોતે દુબળો અને ભૂખ્યો છે, ઝીંક નહિ ઝીલી શકે.

'હંધાય મરણ પામે તંઈ આવશ્યે મદદ?' બેચરની આંખો લાલ થઈ. દડતાં આંસુ એણે હાથથી લોઈ નાખ્યાં. તીખા એવા એક નિશ્ચય ઉપર એ આવ્યો હતો—ગમે તેમ કરીને પેલા પૈસા મેળવવા. પોતે એકલો હતો ને સામે હતા ત્રણ જણ. વખતે સ્ટેશન માસ્તર વગેરે પણ પેલા લોકોને મદદ કરે ત્યારે? હજી ટ્રેનને અર્ધા કલાકની વાર છે. તત્કાળ મરણીયાએ એક મરણીયો નિશ્ચય કરી લીધો. બોલાવી આવું બધાયને ને પછી મચાવવું ધીંગાણું. આ પાર કાં પેલે પાર, અમારી ટેકડી કરતો એ પૈસો ગામ બહાર ચ્યમ જાય! આમે ય મરવાના છીએ ને આમે ય મરશું. વખતે જમાદાર—બમાદારના હાથમાં પકડાશું તો વળી લે'ર. પરભારા રોટલા તો નીકળશે!

ઝડપથી ગામમાં જતી સડકે એણે દોટ મૂકી. થોડેક ગયા પછી સીધો માર્ગ છોડી એ આડે રસ્તે ફંટાયો. એને પહોંચવું હતું પોતાના સાથીદારો પાસે અને તે પણ જેમ બને તેમ જલ્દી. ગજા ઉપરાંત જોર કરતો એ દોડતો હતો. થાકથી એની છાતી ધમણની માફક ઉંચી નીચી થતી હતી. એની આંખ સામે પેલી થેલી એની વેદનાનો ઉપહાસ કરતી ખીલખીલાટ હસતી હતી.

અચાનક એ લથડયો. શું ઠોકર વાગી પાષાણુની કે પગે અથડાયો કોઇ મૃત–દેહ ? ઠેસ તો લાગી હતી—રસ્તામાં પડેલ એક મરેલ વાછરડાની. પણ એ એના કિસ્મતની ઠોકર બની. વાછરડાના જડ શરીરે, તરસ, કારમી ભૂખ, સાત રાતના ઉજાગરા ને દોડવાથી ક્ષીણ બનેલા બેચરના શરીરને ગબડાવી મેલ્યું. ઓચીં-તાની એ અડફેટથી બેચરનું મુઠ્ઠીભર હાડકાનું કંગાલ માળખું ત્રણ ગુલાંટો ખાઇ ગયું. પડતાં પડતાં એણે ટ્રેનની તીખી સીટી સાંભળી. જમીન ઉપર ચત્તાપાટ પડેલા બેચરની આંખો આકાશ સામે ચોંટી રહી ને પછી એની આંખે અંધારાં છવાતાં ચાલ્યાં. થોડીવાર પછી એના ચેતનશુન્ય દેહની નૂરહીન આંખો જોઇ કોઇ પથીક ગભરાઇ ન જાય એટલા માટે ઝાડ ઉપરથી ખરેલા એક પાંદડાએ બેચરની આંખો ઉપર હળવેકથી બેસી પડદો કર્યો.

બરાબર ત્યારે એક ગીધડું દિવસના પ્રથમ ભક્ષની આશાથી ચકરાવો લેતું લેતું નીચે ઉતરતું હતું. દાસ મહેતા બેચરનો દુઃખી ચહેરો યાદ કરતા સમિતિ ભણી જઇ રહ્યા હતા.



# સેંથાનું સિંદૂર

નાથીઆની મા જ્યારે નાતરે ગઇ ત્યારે આખ ય ગામમાં એક જાતનો હુચાકો જાગી ગયો. કોઇએ શમણામાં ય નહોતું ધાર્યું કે રેવલી, પોતાના એકના એક દીકરાને ગામની દયા ઉપર છોડી, ભીમજી લુહારના ઘરનો ઉંબરો ઓળંગી જશે. કદી કોઇએ રેવલી તથા ભીમજીને સાથે જોયાં નહોતાં, તેમ રેવલીના સીધા જીવતરમાં આવો આડો લિસોટો છૂપાઇ રહ્યો હશે એ પણ ન માનવા જેવી વાત હતી.

અચાનક કયાંકથી ઉમટી આવીને કાળી ભમ્મર-વાદળી મૂશળધાર ખાબકી પડે એમ રેવલી અને ભીમજીના ઘરથી જવાની વાત ગામમાં સૂક્કા વાતાવરણ પર રસિકતાભરી કુથલીનું પાણી છાંટી ગઇ. જ્યારે દિવસ પોઢી ગયો ત્યારે પણ ગામનું વાતાવરણ જાગતું હતું અને જ્યારે મધરાતનાં ઘડિયાળાં બજ્યાં ત્યારે એ બણબણાટ છેલ્લા ટહુકા કરીને મરી ગયો. નિંદ્રાની મલિનતા પર રાત્રિના અંધકારનો પાલવ લપેટાઇ ગયો.

આમ રેવલીનાં પ્રથમ લગ્નજીવનનાં અજવાળાં પર બીજા લગ્નની પ્રથમ રાતનું મૂંગું અંધારૂં પોતાની કાળીધટ્ટ શાહીનો રેલો વહાવતું વહાવતું નાસી ગયું.

સવાર આળસ મરડીને બેઠું થયું તેની સાથે સાથે નાથીઓ પણ બેઠો થયો. ફાટેલી ગોદડી પર બેઠાં બેઠાં જ, ધતૂરાનાં ફૂલ જેવી ફીકકી એની આંખો, ઊંઘનાં પરાગનો નશો લઇને ઓરડીમાં ઘૂમી વળી. ન ત્યાં કોઇનાં ચરણ ચાલતાં દેખાય છે, ન ત્યાં પેલો ચુલો આગની સાથે રમત રમતો જણાય છે. સઘળું સળવળાટ વગરનું પડયું છે; એકલતાનું ભાન કરાવે એવી રીતે.

જીવનમાં પહેલીજવાર નાથીઆનું મગજ ધૂંધવાઇ ગયું. પોતાને તરછોડીને માતાના ચાલી જવાની વાત એના માથા પર લોખંડનું ચોસલું બનીને બેસી ગઇ હતી. એની ઊગતી જિંદગી પર પડેલી, સંસારના ઝેરી પવનના સૂસવાટાની પહેલી થપ્પડ એક ક્ષણ તો નાથીઆના દુર્બળ દેહને હચમચાવી ગઇ, પણ બીજી જ પળે એ સાબદો થયો. એનાં જીવતર જેવી જ કથળેલા આકારવાળી ગોદડીનું ફીંડલું વાળી, ખૂણામાં પડેલી માચી પર એણે ગોઠવી દીધું. પછી બહાર આંગણામાં આવી ઉભો રહ્યો. એના ગાલ ઉપર સુકાઇ જઇને આંસુએ જે એક નકશો ચીતરી દીધો હતો એના પર પ્રભાતનાં સૂર્ય-કિરણો

આટાપાટા રમી રહ્યાં.

નાથીઓ એ રેવલીના પેટથી પેદા થયેલું ત્રીજું સંતાન. પહેલાંનાં બન્ને બાળકો ટૂંકી જિંદગી જીવી રાખ થઇ ગયાં. જ્યારે આ નાથીઆના જન્મ વખતે રેવલીએ બાધા રાખેલી કે 'હે અંબામા! જો તારું દીધેલું મારું આ બાળક જીવશે તો હું એનું નાક નાથીશ અને નવ વરસ લગન એના વાળ નહિ ઓળું કે કપાવું. નવમે વર્ષે તારા પગમાં એને નમાવ્યા પછી જ હું એના માથામાં તેલ પણ નાખીશ.'

અને ખરેખર અંબામાતાની રહેમથી રેવલીનો નાથીઓ, વિંધેલું નાક અને સૂકકા રૂક્ષ વાળની ઝીંથરીઆળી લટો લઇને આઠ આઠ વર્ષ ને અગીઆર મહિનાનાં દિવસ–રાતને, હસતો, રમતો, કાલું કાલું બોલતો ને નાચતો ઠેકી ગયો.

પાશેર માટીની મૂર્તિ અભંગ રહે એટલા માટે જેણે પથ્થર એટલા દેવ ગણી પૂજ્યા હતા, એ રેવલી પોતાનો ખોળો હલકો કરી ભીમજીના ઘરમાં શેં બેઠી? એવો સવાલ કોઇ પૂછશો નહિ; સ્ત્રી–પુરુષનાં રસાયણની એ તાસીર છે. પેટના જણ્યાને પારકો શા માટે કરી નાખ્યો એવા પ્રશ્નનું ડિંડવાણું પણ કોઇ ઉપસ્થિત કરશો નહિ; નર અને નારીનાં, લોહ અને ચુંબકનાં એ ખેંચાણ છે; જગતનાં તાકાતવંતમાં તાકાતવંત આકર્ષણનો એ ફેંસલો છે. નાથીઆના જન્મ્યા પછીના ચોથે વર્ષે જેણે વૈધવ્ય પ્રાપ્ત કર્યું હતું એવી એક સ્ત્રીના અંતરે જાગેલી, સેંથામાં સુહાગ–સિંદૂર પૂરવાની તાલાવેલીનો એ મૃદંગ–સૂર છે.

હા, તો નાથીઓ આંગણામાં આવી ઊભો રહ્યો. 'મોં ધોઇ લે બેટા!' એમ કોઇએ એને કહ્યું નહિ. કોઇએ એને બોલાવ્યો પણ નહિ. ક્યાંય સુધી એમ ને એમ શૂન્યમનસ્ક એ ઊભો રહ્યો, ને પછી, ત્રણ ફળિઆ દૂર આવેલા ભીમજી લુહારના

ઘરનો રસ્તો એણે લીધો. પહેલાં ઘણીવાર માતા એને શોધવા નીકળતી'તી; આજ પોતે માતાને શોધવા ચાલી નીકળ્યો.

ભીમજીનાં ઘરના આંગણામાં લપાતો છૂપાતો એ આવી પહોંચ્યો. અંદર જવાની તો હામ ના ભીડી પણ બાજુની દીવાલમાં જે બારી પડતી હતી એ બારીમાંથી એણે ડોકિયું કર્યું.

અંદર ચૂલો સળગાવતી રેવલીના કાનમાં શબ્દ અથડાયોઃ 'મા !'

અને એની નજર ઘુમરી ખાઇ ગઇ. બારીના સળિયામાંથી ડોકાતો નાથીઆનો ચહેરો એની તરફ કરૂણાર્દ્ર રીતે મંડાઇ ગયો હતો. એક વખત નવ મહિના સુધી જેને પેટમાં ઘાલી રાખ્યો હતો. એ આજ ઘર બહાર ઊભો ઊભો એને સાદ પાડી રહ્યો હતો ! નવ નવ વર્ષની મમતા વચ્ચે ભીમજી લુહારના ઘરની દીવાલ અણનમ રીતે ખોડાઇ ગઇ હતી.

'આંઇ કાં આવ્યો, મારા પીટયા?' રેવલી તડૂકી, 'તારો બાપ હમણાં જાગશે તો મારો બરડો ખેડી નાંખશે. જા જતો રે !'

'ભૂખ લાગી છે, મા !'

'તી હું શું કરું ? અટાણે કાંઇ તારા માટે રાંધી મેલ્યું નથી ! જા, ગંગામાને ઘેર જઇને ખાઇ લેજે.'

'તું ઘરે હાલ્યને મા !'

'આ જ મારૂં ઘર છે પીટયા !' રેવલી બોલી, પણ બોલતાં બોલતાં સ્વરમાં સુંવાળપ ભળી ગઇ. ધીમેથી કહ્યું, 'આંઇ... સાથે આવવું'તું તો રૂપ લઇને જનમવું'તું ને ? તારી ત્રાંસી આંખો જો, તારૂં ચીબું નાક જો, તારો કદરૂપો ચહેરો જો !' પછી થોડીવાર રહી બોલી, 'જા, જા, હું પછી ઘરે આવી જઇશ.'

નાથીઆએ ડોકું નીચું નમાવી દીધું. માતાના ઘેર આવવાની વાત પર એનું અંતર કાખલીઓ વગાડતું નાચવા લાગ્યું. દોડતો દોડતો એ ઘેર પહોંચ્યો. પડોશમાં રહેતી ગંગા ડોશી

પાસે જઇ હર્ષભેર કહેવા લાગ્યો, 'ગંગામા...એ ગંગામા ! છે ને, તે મારી મા છે ને, તે એ હમણાં...બપોરે આંઇ આવશે. મને કે'તી'તી' ને પછી ઘરમાંથી ઢીંગલી લઇ હસતો હસતો બહાર ફળિયામાં ચાલ્યો ગયો. દળણાં દળી દળીને ઘરખર્ચ ચલાવતી માતાએ બહુ જ પ્રેમથી એ ઢીંગલી એને બનાવી આપી હતી. એ એક જ ઢીંગલી મળ્યાથી નાથીઓ, પોતાને જાણે કે રમકડાંની આખી દુકાન મળી હોય એટલો આનંદ માણતો.

બપોરે માતા આવશે એ ખ્યાલ એની ભૂખને હરી ગયો. પોતાને રોજની માફક નવડાવશે એમ ધારી નાથીઓ મનમાં ને મનમાં મલકાયો ને એણે હાસ્યને વિસ્તાર્યું. બેડોળ ને ઘૃણાત્મક ચહેરાવાળા નાથીઆને એ હાસ્યે વધુ વિકૃત બનાવી દીધો. આજુબાજુ ચકલીઓ ઉડતી'તી, ઝાડવાં ડોલતાં'તાં, ખીસકોલીઓ ચરપ ચરપ...કરતી પૂંછડી ઉલાળતી હતી, પણ નાથીઆની નજર આમાંની કોઇ ચીજ પર ના ચોંટી. એ તો માતાના આગમનના ખ્યાલે વધુ ને વધુ હસી રહ્યો હતો ને જાણે–અજાણે પોતાના કદરૂપ ચહેરાને વધુ ને વધુ બહેલાવી રહ્યો હતો.

લગભગ મધ્યાહ્ન સુધી એ ઢીંગલી સાથે રમતો રહ્યો. રેલલીના આવવાના ભણકારા એના કાનમાં પડઘા પાડતા જ રહ્યા પણ રેવલી ના આવી. ભૂખ કકડીને લાગી હતી, પેટનું ડમરું ગાજતું'તું.

એટલામાં ગંગા ડોશીએ આવીને કહ્યું, 'એલા ખાવું નથા કે રમ્યાજ કરે છ ? હાલ્ય ઘરે !' નાથીઆએ ગંગામા તરફ જોયું, એની નાની નાની આંખોમાં પાણીનો પડદો જામી ગયો, 'મા નોં આવી, ગંગામા !'

'નોં આવી તો જાય ચૂલામાં. હાલ્ય વાળુ કરવા ! પાછી આવવા માટે તને થોડો તે મૂકીને ગઇ છે ?'

નાથીઓ ઉભો થયો. ઢીંગલીને બગલમાં મારી ગંગા

ડોશીને ઘેર ગયો. ઘરમાં પગ મૂકતાંજ ચમકયો. પોતાનાં બે–ચાર ઠામ, પાણીનું માટલું, ગોદડીનું ફીંડલું અને માંચી એ બધું ય ગંગા ડોશીનાં ઘરમાં ગોઠવાઇ ગએલું એણે જોયું.

'આ બધું આંઇ કયાંથી આવ્યું મા? કોણ લાવ્યું?'

'કોણ તી વળી હું લાવી! ઓરડીનું ભાડું કોણ તારો નવો બાપ ભરવા આવશે?' કહેતી ગંગા થાળીમાં ખાવાનું કાઢવા લાગી. પછી બબડી, 'મૂવો કોણ જાણે કયાએ ચોઘડિયે જનમ્યો છે' ને થાળી પીરસી રહ્યા પછી કહ્યું, 'લે, બેસી જા!'

પણ નાથીઓ તો ઉભો જ રહ્યો. બોલ્યો, 'પણ મા આવવાનું કે'તી'તી ને?'

'હું ય તારી ગંગામા છું ને ગગા?' ડોશીએ કહ્યું. એનું હૈયું માતૃત્વના રસથી-રસાઇ ગયું. પોતાના પરિવારથી, ભગવાને એને હાથ ધોવડાવી નાખ્યાને તો દસ વર્ષ વીતી ગયા છે અને આજ અનાયાસે ભગવાને એને એક છોકરાની ભેટ આપી દીધી છે. એવા છોકરાની ભેટ કે જેને મા છે છતાં નમાયો છે, જેને બાપ છે છતાં નબાપો છેઃ શિરછત્રોની હયાતી છતાં જે અનાથ છે. ભગવાને આવા છોકરાને પોતાના ઘરમાં આશ્રય લેતો કરી પોતાની સૂની જિંદગી ને ઝુંપડીને મીઠાં મીઠાં સ્વપ્નાંઓથી ભરી દીધી હોય એમ ગંગાડોશી અંતઃકરણ પૂર્વક માનવા લાગી'તી. આજ જ્યારે અવસર સાંપડયો છે ત્યારે નાથીઆની 'મા' બનવા માટે એનું વૃદ્ધ દિલ પણ જુવાન થઇ ગયું. હા, પોતે એને ઉછેરી જુવાન કરશે. પારકી સ્ત્રીના લોહીના ટીપાને પોતાનું ગણી, જીવનને થોડુંક રંગીન બનાવવાનો એ પ્રયાસ કરશે. આયુષ્યની દોરી જો જલદી નહિ તૂટે તો કો'ક દિ' નાથીઆની વહુના ઝાંઝરનો રણકો...

ગંગા ડોશીનું જર્જરિત શરીર કલ્પનાનો, આવો કાયાકલ્પ માણી રહ્યું હતું. 'જમી લે, બેટા!' એણે પાછું કહ્યું.

'પણ મા કેમ નો આવી? હું તો એને ઘરે જઈનેજ જમીશ,' નાથીઓ બોલ્યો ને પછી બગલમાંથી ઢીંગલીને રમાડતો રમાડતો બહાર નાઠો.

'ગાંડો થા માં એલા!' કહેતી ગંગામા એને રોકે એ પહેલાં તો નાથીઓ કયાંય દૂર ચાલી ગયો હતો.

પેલી જ બાળીમાંથી ડોકિયું કરી એ બોલ્યો, 'મા ભૂખ લાગી છે.'

રોટલા ટીપતી રેવલીના હાથ થપ...થપનો દેકારો મચાવતા અટકી ગયા. 'વળી પાછો આવ્યો ?...મૂવો સુખે જીવવા પણ નંઇ દે!'

અને પછી રોટલા પર સારી પેઠે ઘી ચોપડી, અર્ધો રોટલો બારીમાંથી નાથીઆને આપતાં કહ્યું, 'લે, હવે ઝટ ભાગી જા આંઇથી! 'એ આવશે તો તને ને મને બેયને ધીબી નાખશે.'

રોટલાનો ટૂકડો આપી રેવલી પાછી નીચે બેસી ગઇ. અરે...રે! આ તે કેવી વિટંબણા? સમય, સંજોગ અને શરીરનાં ત્રિવિધ આક્રમણથી ગભરાઈ એણે ભીમજીનું પડખું વહાલું કર્યું હતું. પણ તે પહેલાં ભીમજીએ એને સ્પષ્ટ કહી દીધું હતું કે 'જો તારી સાથે પેલો કૂબડો દીકરો આવવાનો હોય તો મારે તારેઃ ખપ નથી.'

એ સાંભળી રેવલી વિચારમાં તો પડી ગઇ હતી, પણ પછી બેડોળ પુત્રના પ્યાર કરતાં પુરૂષની ઝંખના એને વધારે મોહક લાગી. આમ એક જ ઝટકે રેવલીએ પુત્રને સંસારનાં નિબિડ વનમાં ફેંકી દીધો'તો.

અચાનક નાથીઆની કરૂણ ચીસ વાતાવરણમાં ગાજી ગઇ. હજી તો શું થયું એ જોવા રેવલી ઉભી થાય તે પહેલાં તો નાથીઆનો કાન ઝાલી ભીમજી ઘરમાં પ્રવેશ્યો. નાથીઆને રેવલી તરફ ધકેલતાં વ્યંગથી બોલ્યો, 'કુંવરના રોટલા પર

હજી વધારે ઘી ચોપડો, રાણી!... ભીમજી લુહારના ઘરમાં એના વડવાઓ ઘણો ય દલ્લો મૂકી ગયા છે.'

રેવલી જડવત્ શી બેઠી રહી. અધૂરો ઘડેલો રોટલો હાથમાં જ ટીંગાઇ રહ્યો. લુહારનાં કામ જેવાં જ બરછટ ભીમજીનાં વેણ સાંભળી એના હ્રમણામાં એક ઠણકો ઉઠ્યો; છતાં સ્વરને જરા ય ઉંચો ઝોક આપ્યા વગર એણે કહ્યું, 'પેટનાં જણ્યાંને કોઇ પથરા ખાવા નથી આપતું!'

ભીમજી સજ્જ થઇ ગયો. 'આટલું ગૂમાન હતું રાણી, તો પછી ઘર કાં બદલ્યું? હું કાંઇ તમારે બારણે રામપાતર પકડીને ભીખ માગવા નો'તો આવ્યો.'

'અને મેં તમને રામદૂહાઇ દીધી'તી કાં?'

'હું હતો તો તમારા કપાળમાં ચાંદલો લાગ્યો. બીજી કઇ માનો દીકરો તમારો હાથ ઝાલવા તૈયાર હતો? દળણાં ને છાણવાસીંદા કરીને ઘરડાં થઇ જાત!'

'ને હવે રોટલા ટીપતાં ઘરડી થઇ જાઇશ, તમારાં ફરમાન ઉઠાવતાં ઘરડી થઇ જાઇશ, કાંઇ ફેર ખરો?'

'ફેર ના હત તો મારો ઉંબરો તમે ના ઓળંગત, મારું પાણિઆરૂં તમે ના ભરત!'

'પાણિઆરૂં ને ઉંબરો છોડતાં કાંઇ વાર લાગે ખરી?' રેવલીના અવાજમાં ધ્રુજારી આવી ગઇ.

'જરુર લાગશે. ભીમજી પોચી માટીનો નથી.'

આમ નાતરૂં કર્યાના બીજા જ દિવસે તડાફડી બોલી ગઇ. અધુરો રોટલો થાળીમાં પછાડી, ઉભી થતાં રેવલીએ ધડ... ધડ...ધડ... ચાર તમાચા નાથીઆને ચોડી દીધા. બોલી, 'ભાગ આંઇથી. પાછો જો ડોકાણો છે તો ટાંટીઓ ભાંગી નાખીશ.'

અને માતાની ધોલધપાટોનો પ્રસાદ ખાઇ નાથીઓ ભાગી ગયો. એની આંખમાંથી પડતાં આંસુઓએ છેક બારણાં સુધી

એકસરખાં ટપકાં જમીન પર મૂકી દીધાં.

પુરુષની ઝંખનાએ રેવલીનાં માતૃત્વ પર પાછો વિજય મેળવ્યો.

તે પછી તો ઘણા ય દિવસ સુધી નાથીઓ ત્યાં ફરક્યો નહિ ત્યારે રેવલીનું માતૃહૃદય પાછું સતેજ થયું.

દીવાળીના દિવસો હતા. ઘરમાં મગસ, સુંવાળિઓ ને ઘુઘરા રેવલીએ કર્યા હતા. એને થયું કે નાથીઓ ગંગા ડોશીના રોટલા જ આ દિવસે પણ ખાઇ રહ્યો હશે. તેથી મગસનાં ઢેફાં ને બે ઘુઘરા લઇ એ ગંગા ડોશીનાં ઘરભણી ઉપડી. ભીમજી ત્યારે દુકાને ગયો હતો.

મારગમાં રેવલીને બાધા યાદ આવી. દીવાળીની મધરાતે જન્મેલા નાથીઆને કાલે જ નવમું બેસશે. બેસતા વર્ષની સવારે જ એને પગે લગાડવા લઇ જવો પડશે, અંબામાતાનું લેણું ચુકવવું પડશે.

ઘરમાં એક મેલી ગોદડી પર નાથીઓ સુતો હતો. બાજુમાં એની ઢીંગલી પડી'તી. તાવથી આખું ય શરીર શેકાતું હતું. એની પડખે જઇને રેવલી બેસી ગઇ.

'ક્યારથી તાવ આવે છે?' એણે ગંગાને પૂછ્યું.

'જ્યારથી તેં એને ધીબ્યો છે ત્યારથી; રોતો રોતો તે દિ' આંઇ આવ્યો ને પછડાઇ પડ્યો. પછી ઉઠ્યો નથી.'

'કેવરાવ્યું પણ નંઇ?'

'મારો દિ' ઉઠ્યો છે તી કે'વા આવું?'

હા, વાત તો એવી જ બની ગઇ હતી કે પુત્રની માંદગીની ખબર માતાને આપવા કોઇ ના આવે. ભીમજીનો રોષ સહેવા કોઇ તૈયાર નહોતું, નાનકડા એ ગામના ખૂણેખૂણામાં ભીમજીની દાદાગીરીના ડંકા પડતા.

ગરમીએ તરફડતો નાથીઓ પડખું ફર્યો. માથે હાથ ફેરવતાં

રેવલી બોલી, 'નાથુ...બેટા! તારા માટે ખાવાના ઘુઘરા લાવી છું, ખાવા છે ને?' રેવલીએ . ઘુઘરા બાંધેલું કાગળનું બંડલ છોડયું.

એને જોતાંજ નાથીઓ ચીસ પાડી ઉઠયો. 'મા...મા! જોને પેલો આવ્યો! મને મારશે! હું નંઇ જાઉં. મા, હું નંઇ જાઉં! મારે રોટલો નથી ખાવો!' પછી અશક્તિને લીધે હાંફતો હાંફતો એ શાંત થઇ ગયો. એની આંખો કોઇ અદ્રશ્ય વસ્તુને એકમીટે જોઇ રહી.

'દવા કેની લાવ્યાં છો?'

'એલા રૂગનાથની, પણ કાંઇ ફેર પડતો નથી . આઠ દિ'થી તો અન્નનો દાણોય પેટમાં નથી ગયો. આખું શરીર ધોવાઇ હાલ્યું છે.' ને ધીમે, ધીમે રહી ગણુગણી, 'રૂગનાથ કીયે છે કે રોગ વરતાતો નથી.'

પાછી નાથીઆની ચીસ ગાજી, 'જો પેલો આવ્યો, મને મારશે મા!'

'આંઇ તો કોઇ આવ્યું નથી બેટા!'

'ઇ ઉભો બાયણામાં, મારે એની હાર્યે નથી જાવું મા!... મારે રોટલા પર ઘી નથી જોતું...એને કે'ને કે આંઇથી જાય!' આટલું બોલી એ મૂંગો થઇ ગયો. રેવલીએ અર્થસૂચક નજરે ગંગા ડોશી તરફ જોયું.

'બ્હી ગયો લાગે છે. આખો દિ' આવું જ બબડે છે.'

ગામની ઘડીઆળના કાંટા ફરી રહ્યા હતા. ગંગા, રેવલી ને નાથુ: ત્રણે મૂંગાં હતા. બહાર ધૂમ તડકો વરસી રહ્યો હતો. કોઇ કોઇવાર રસ્તા પરનાં ઝાડવાંને ડોલાવતો પવન ગરમ હવાને બારીવાટે ઘરમાં ખેંચી લાવતો.

ત્યાં બહાર ફેરીઆનો સાદ પડયો, 'બરફ શરબત! બ—અ—અ—રફ!'

નાથીઆએ રેવલી તરફ નજર ફેરવી. 'બરફ, ખાવો છે મા!...લાલ ને લીલું બેય શરબત ગોલામાં નંખાવજે.'

રેવલી ઉભી થઇ. ગંગા ડોશી તો નાથુના ચહેરા પરના રંગો જોવામાં જ મગ્ન હતી. ત્યાં પાછી નાથીઆની ચીસ ગાજી, 'ના મા! મારે ગોલો નથી ખાવો. પેલો માણસ મારશે. મારે રોટલો ય નથી ખાવો ને બરફે ય નથી ખાવો. જોને, બારણામાં ઉભો છે તે!'

સહસા રેવલીની નજર બારણા તરફ ફરી. દરવાજાની વચ્ચો વચ્ચ ક્રોધથી લાલપીળો બનેલો ભીમજી ઉભો હતો. એનું કદાવર શરીર બારણામાં સમાયું નહોતું સમાતું.

'કુંવરને લાડ કરવા આવ્યાં છો રાણી? ઘુઘરા–મગસ પણ લાવ્યાં છો ને શું! ઠીક, ઠીક. ધણી ભલેને બપોરની ચાની રાહ જોતો દુકાને બેઠો રે'?'

'ધીમે ભીમજી! ધીમે.' ગંગા બોલી, 'નાથુ...'

'નાથુ જાય જહાન્નમમાં,' ને અંદર ધસી જઇ રેવલીનો હાથે ખેંચતાં કહ્યું, 'હાલ્ય!'

રેવલીને સૂજયું નહિ કે શું કરવું. એના પગ આગળ પ્રસંગની બેધારી તલવાર ચમકી રહી. ગમે તે બાજુ પગ મૂકેતો ચોકીના ટશિયા ફુટયા વગર રહેવાના નહોતા.

'જા રેવલી' ગંગા બોલી. 'સૌનો બેલી ભગવાન છે.'

ભીમજીની અગન વરસાવતી લાલઘુમ આંખોમાં રેવલીએ પોતાનાં અશ્રુમલિન નેણ અફળાવ્યાં પણ ભીમજીની આંખ ટાઢી પાડવાને બદલે રેવલીની આંખનાં બધાં ય આંસુ ચુસી ગઇ. 'આવ છ ને કોઇ!'

'તું જા રેલલી; સંસાર ખારો કર્યમાં!' ગંગાએ કહ્યું ને પછી નાથુ તરફ જોયું 'નાથુ, બેટા! તારી માને કે' કે જાય!'

ક્ષીણ પણ ભયભીત અવાજે નાથુ બોલ્યો, 'હા, મા, તું

જા. મારે બરફ નથી ખાવો.'

અને રેવલી ભીમજીની પાછળ ચાલી ગઇ. આત્માનાં દુઃખ પર શરીરનાં સુખનાં શાસન છવાઇ ગયાં.

એમના ગયા પછી નાથીઓ બબડયો, 'મારે રોટલા પર ઘી નથી જોતું હો મા!'

'સારૂ ગગા!' ગંગાની આંખમાંથી પાણી ટપકતાં હતાં.

એ રાતના જ્યારે રેવલી ભીમજીના ભાણામાં મગસનું ચોસલું પીરસતી હતી ત્યારે બહાર શેરીમાં છોકરાં ધમામસ્તી કરી રહ્યાં હતાં ને ફટાકડા ફોડતાં'તાં.

ધીમે રહી રેવલીએ ભીમજીને કહ્યું. 'તમારા ઘરમાં બેઠી છું, બીજે કયાંય જવું નથી પણ એક વાત સાંભળશો?'

''ભરયા વગર?''

'કાલ સવારના નાથીઆ પાસે જવાની રજા આપો.'

'પાછી એ જ વાત!'

'કાલ બેસતું વરસ છે ને?'

'તી શું છે?'

'નાથીઆને કાલ નવમું બેસશે. નવમા વરસે એને અંબા-માને પગે લગાડવાની માનતા માની છે...જાઉં?'

'પછી કોઇ દિ'...'

'હા, હા, પછી કોઇ દિ' નંઇ જાઉંને!'

'જજે.'

રાતના ને રાતના રેવલીએ શ્રીફળ તથા પૂજાપો લાવી રાખ્યાં. ગામનાં મકાનના ગોખલામાં દીવાઓ ઝળહળી રહ્યા હતા. ધડાકા ભડાકા ને ભજનોના સ્વર ગાજતા હતા. વર્ષમાં એક જ વાર આવે એવી દીવાળીની એ રાત હતી.

અને વહેલી પરોઢે, જ્યારે પોતાનાં ને ગામનાં ઘરના ગોખલાઓના દીવા બૂઝાઇ ગયા હતા ત્યારે રેવલી ન્હાઇ પરવારી

હાથમાં નાળિએર લઇ ગંગા ડોશીને ઘેર પહોંચી.

ગામના દીવા ભલે બૂઝાઈ ગયા હોય; ગંગામાના ઘરમાં એક દીવો ઝગસગ થઇ રહ્યો હતો. ગોખલામાં નહિ, નાથુની પથારી પાસે. ખોપરેલ તેલનો નહિ પણ ઘીનો...અને ભીંતને અઢેલીને ગંગા ડોશી સ્થિર બેઠી હતી.

એક ચીસ પાડતી રેવલી નાથુના શબ પર ઢળી પડી.

સ્થિર બેઠેલી ગંગા સ્હેજ હાલી. 'નાથુ કહેતો ગયો છે, રેવલી કે તારા ઘરનો રોટલો એને નથી ખાવો.'

રેવલીના મગજમાં કડાડો થઇ ગયો. દીવા, ધડાકા, અંધકાર ને ચીસ! સોયા અને માતૃત્વ, શોખ અને શબ, કર્મ અને ધર્મ! રેવલીની નજર સામે દીકરાનું શબ પડ્યું'તું, એના ખ્યાલમાં ભીમજીનો સંસાર હતો, એના માથા પર પરાયા છોકરાને પોતિકા ગણી સંઘરનાર ગંગા ડોશીના ઘરનું ખખડધજ છાપરું હતું અને એના પગ નીચે ગોમૂત્ર ને છાણથી લીંપેલી જમીન હતી. દ્રશ્યો, દ્રશ્યો, ને દ્રશ્યો. તમાચા, રોટલા ને ચીનગારી, કડાકા ને વધુ કડાકા, ચહેરા ને વધુ ચહેરા, બાળકોનો શોર ને નાથુના મૂગા હોઠ. દીવાળીની રાત ને પડવાનું વહાણું.

વાજીંત્રોના અનેક તાર પર વિદ્યુતગતિએ ફરતી આંગળિયો જેમ કોઇ વાર એકાદ તારને તોડી નાંખે એમ રેવલીના મગજતંતૂઓ પર પડતાં આ બધાં દ્રશ્યોના ઘસરકાએ એક તારને છટકાવી દીધો.

એ અચાનક હસી પડી. 'મારા ઘરનો રોટલો નથી ખાવો! હા...હા...હા. મારા ઘરનો રોટલો!' ને પછી હસતાં હસતાં રોવા લાગી. 'નાથુ ગયો, ગંગામા!' અને પાછી હસી પડી— ખડખડાટ હસી પડી. 'આવવું છે ને ગંગામા? નાથીઆને આજ નવમું બેઠું. અંબામાતાને પગે લગાડવા જાઉં છું.'

શ્રીફળને એણે સાડલાના છેડામાં બાંધ્યું પછી એકદમ એ

ઉભી થઇ. નાથુનાં શબને હાથ પર ઉંચકી એણે ચાલવા માંડયું.

ગંગા ડોશી ઢગલો થઇને પડયાં હતાં. એમની અનુભવી આંખો ત્યારે એક માતાનું મંગળરૂપ જોઇ રહી હતી. રેવલીને રોકવા એ ઉભાં થાય તે પહેલાં તો રેવલી નાસી છૂટી. નાથીઆની ગોદડી પાસે ગાભાની બનાવેલી ઢીંગલી પડી હતી.

ગંગાના ઘરનાં પગથિયાં ઉતરી રેવલી સડસડાટ ચાલવા લાગી. થોડાક ઘરમાં ફાનસો સળગતાં હતાં પણ એકંદરે ગામ શાંત હતું. કયાંકથી છોકરાંઓનો અવાજ આવતો હતો; 'દીવાળીની રાતે, પડવાનું વહાણું, સબરસ સબરસ !'

શેરીઓ પછી શેરીઓ વટાવતી રેવલી ગામને છોડી, ઉગમણી દિશાએ ચાલી. સામે જ એક ટેકરી પર અંબામાતાનું મંદિર પોતાની ધજા ફરકાવતું ઉભું હતું. મંદિરની ચૂને ધોળેલી દીવાલો દીપકોનાં તેજમાં ચમકતી હતી.

ચઢતી ચઢતી એ ટેકરી પર પહોંચી. મંદિરનાં પગથિયાં ચઢી, છેલ્લે પગથિયે ઊભાં રહી એણે શબને ફરસબંદી પર સુવાડયું, માથું મંદિરની મૂર્તિ તરફ રહે એવી રીતે. રેવલીના લલાટ પરનાં પસીનાનાં બૂંદ શબ પર ખરી પડયાં.

બે ચાર ઘંટડીઓ જોરથી વગાડી એણે સાદ દીધો, 'માનતા પૂરી થઇ માની લેજો મા!' અને છેડે બાંધેલું નાળિયેર છોડી, ઘડ લઇને ત્યાં પછાડયું.

અંદર આરતીની તૈયારીઓ કરતો પૂજારી આ બધા અવાજ સાંભળી બહાર આવ્યો.

જ્યારે જાણ્યું કે ત્યાં શબ પડયું છે ને રેવલી શ્રીફળનું પાણી ચારે તરફ છંટકારી રહી છે ત્યારે ગભરાતો ગભરાતો એ બોલ્યો, 'અરે, અરે! મંદિર અભડાવી માર્યું.'

'મંદિર અભડાવી માર્યું ?' રેવલી મનોગત બબડી, 'કયું મંદિર અભડાવી માંડયું ? માતાનું મંદિર ?...પથ્થરનું કે ચામ-

ડાનું ?' ને પછી ખૂબ જોરથી હસી પડી. મંદિરની દીવાલોમાં એના પડઘા પડયા.

રેવલી મુક્ત હાસ્ય કરતી હતી. પાશેર માટીની કોઇ અગોચર માયાનું એ રૂદન હતું: મૂંઝાએલા, દૂભાએલા, પંથ ભૂલેલા માતૃત્વની એ ચીસો હતી.

હસતી રેવલી નાચવા લાગી. એક વખત રણકીને મૂંગી બની ગએલી પેલી ઘંટડીઓ ચિત્તભ્રમ રેવલીના માથા પર ડોલી રહી હતી.



## માનસના દર્દી

આજ બે મહિનાથી મારો પુત્ર કોઇ અદશ્ય ઘાની યાતનામાં સબડે છે. શરીર તો એવું ને એવું જ રહ્યું છે પણ દેહની સુરખીના સ્થાન પર ફીક્કાશ, પોતાનો અડ્ડો જમાવી બેઠી છે; આંખની આજુબાજુ કાળું કુંડાળું પથરાઈ ગયું છે. શો રોગ હશે? શી ફરિયાદ હશે?

મારૂં નામ ડૉ. રમેશ ગુપ્તા, એક અચ્છા માનસશાસ્ત્રી તરીકે મેં નામના મેળવી છે. દેહનાં દર્દોની સાથે સાથે મનની બીમારીઓનો પણ હું ચીકીત્સક છું અને તેથી જ મારા પુત્ર અતુલના શોષાતા જીવન પર મેં ધ્યાન આપવા માંડયું. એક દિવસ મેં એને જ્યારે પૂછ્યું, 'આમ કેમ થઈ ગયો છે અતુલ? શું થયું છે તને?' ત્યારે કંઇ પણ જવાબ આપ્યા સિવાય એ બહાર ચાલ્યો ગયો. પોતાનાં ગુપ્ત દર્દની વાત મન બહાર ઠાલવતાં શું એ શરમાતો હશે? કોણ જાણે!

મને થયું કે નિશ્ચય કંઇક એવું અટપટું બની ગયું છે કે જેમાં અતુલ ગળાબુડ ખુંપી ગયો છે અને એ અટપટુ એવું ચીકણું હોવું જોઇએ કે જેના ખ્યાલ અતુલને હરહંમેશ રીબાવે

છે. કદાચ એ નામોશીભર્યું પણ કેમ ના હોય! એ વાત કહી હૈયાનો બોજ હલકો કરવાને બદલે અતુલ મૌનનો ભાર લઇને શા માટે બેસી રહે છે? એવું તે કયું રંગીન સ્વપ્ન એની ઝબાન સીવી ગયું છે? એ સ્વપ્નમાં કોઇ સ્રીનાં નયનનું વશીકરણ તો નહિ લહેરાતું હોય?

તે દિવસથી મેં એના પર દેખરેખ રાખવા માંડી, એની પાછળ પાછળ મેં મારી આંખને ભમવા દીધી. દવાખાનું દવાખાનાને ઠેકાણે રહ્યું, દર્દીઓ દર્દીને ઠેકાણે રહ્યાં અને હું મારા પુત્ર પાછળ ઘુમવા લાગ્યો. મારા જ પુત્રની માનસીક વ્યાધિનું નીરાકરણ ના કરી શકું તો હું માનસશાસ્રી શાનો? મારાં જ્ઞાનની સાર્થકતા શી? મને હતું કે જો એકજ—હા ફક્ત એકજ અંકોડો હાથમાં આવે તો આખી સાંકળ તૈયાર કરવાની મારામાં તાકાત હતી. દવાખાના તરફની મારી ઉદાસીનતાએ દર્દીઓમાં થોડો ઉહાપોહ તો જગાડયો પણ એની મને ફીકર નહોતી. ઘર બાળીને તાપણું કરવામાં ન તો ફાયદો છે ન વ્યવહારીકતા!

હા, તો અતુલની પાછળ હું પડછાયો બનીને ફરવા લાગ્યો. એમને એમ ઘણા દિવસો વહી ગયા. એક દિવસે જ્યારે અમે એક ગલીમાં થઇને પસાર થતા હતા ત્યારે એક મકાનની બારીમાંથી અતુલ પર ચંપાનું ફૂલ ફેંકાયું. અતુલ થંભી ગયો, હું પણ થંભી ગયો: એક પુષ્પના અભિષેકથી બે જીવન થંભી ગયાં. અભિષેક ચઢાવનારના જીવનની ગતિ પણ કદાચ નહિ રૂંધાઇ ગઈ હોય એની શી ખાત્રી?

અતુલે એ ફૂલ ઉપાડી સુંઘ્યું, બારી તરફ એકવાર જોયું ને પછી આગળ ચાલ્યો ગયો.

પણ મારા કદમ આગળ ના ઉપડયા. સાંકળની કડી જડી ગઇ હતી, શબનમ–બિન્દુઓથી ધોવાએલા પંકજ જેવા ચહેરા·

વાળી એક નારી બારીમાં ઉભી હતી. વય હશે સત્તરેકની અને એ વયને જેબ આપે એવું જ અંગ–સૌષ્ઠવ લઇને એ ઉભી હતી. આ નારીજ શું અતુલનું દર્દ હશે? હું વિચારતો હતો ત્યાંજ કોઇનો ખોખરો ને ક્ષીણ અવાજ આવ્યો, 'લતા!'

એ નારી અંદરની બાજુ ચાલી ગઇ. મારી આંખો ત્યારે પણ બારીના સળીયા ઉપરજ ચોંટી રહી હતી, પાછો એ જ ખોખરો અવાજ સંભળાયો, 'ફેંકી દે આ બધી દવાઓ સા...આ...લ્લા, બદ્દાજ, ડાકતરો હરામી છે, અને દવાને મારે શું કરવી છે, જીવીને હવે મારે શું કામ છે? તારા તાપથી હું દાઝી રહ્યો છું અને એની આગળજ એક દિવસ મારી ચીતા ચેતશે. પણ...પણ ઘણા દિવસથી તારો પેલો રંગીલો જવાન કેમ નથી દેખાતો? શું કાંઇ બીજે ઠેકાણે મુલાકાતો ગોઠવાય છે?'

'તમને ભગવાનના સોગન છે. સ્વામી! એવું ના બોલશો. એ મારા કોઇ જ નથી. હા, કોઇજ નથી. કોણ જાણે કેવી રીતે આપણી દરીદ્રતાની વાત સાંભળી એક દિવસ આવી ચઢ્યા ને પૈસાની મદદ આપવા લાગ્યા. પણ જે દિવસથી તમે અમારા વહેવારમાં કાજળ કલ્પ્યું તે જ દિવસથી મેં એમને અહિં આવવાની મના કરી છે; કમને પણ મના કરી છે. કોઇ ગુન્હેગાર ના હોય ને એને સજા કરવાની હોય ત્યારે વજ્રનું હૈયું કરીને જ એ શકય બને છે. મારે તે દિવસે એટલી પાષાણી બનવું પડયું હતું.

'એ પ્રસંગ તો જીવનના અંત સુધી મને યાદ રહેશે. બીજું તો શું કહું? ડૉકટરોએ તમારી આશા મૂકી દેવા મને જણાવ્યું છે પણ આજ તમારી મરણ પથારી આગળ બેસીને હું અંતઃ-કરણપૂર્વક ઇચ્છું છું કે જો એ મદદ વાસનાએ ખરડાએલી હોય તો મને જીવનમાં કદિ શાંતિ ન મળજો.'

આ સંવાદ સાંભળીને મારૂં અંતર ઠેસ ખાઇ ગયું. વહેમી

પતિ, પતિવ્રતા નારી અને એક મદદગાર વચ્ચે ઘુમરીઓ ખાઇ ગએલા પ્રસંગોએ ત્રણ જીંદગીને જોખમમાં મૂકી દીધી હતી એ જાણતાં મને વાર ના લાગી. ત્રણે જણાં સમજતાં હતાં કે એમને અન્યાય થયો છે ને ત્રણે જણાં ચિંતાની આગમાં શેકાતાં જતાં હતાં. ત્યારે હવે ઉપાય શો ? કેવી રીતે આ ગુંચવાએલા કોકડાને ઉકેલવું ? આખો દિવસ મેં વિચારમાં ગાળ્યો.

તેજ સાંજે હું પાછો ત્યાં ગયો ને મકાનમાં પ્રવેશી લતાને મળ્યો. કહ્યું, 'સાંભળ્યું છે કે તમારા પતિ બહુ બિમાર છે. હું એમને જોવા માગું છું. હું એક ડોકટર છું.'

'ના, ના !' ચમકેલી હરણીની જેમ આંખો ચકર ચકર કરતાં એ બોલી ઉઠી, 'રખે તમે એમની પથારી પાસે જતા ! એ તો ડોકટરોને ગાળો ભાંડે છે ને દવા જ નથી પીવા માગતા. એ તો......' કહેતાં એની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. 'એ તો મરવા માગે છે.'

'છતાં પણ મને એકવાર મળી લેવા દો.'

'તો જાવ અને જુવો ! પણ વખતે ઉશ્કેરાઇ જાય તો એની જોખમદારી તમારા માથે ! કોઇપણ મદદનો હાથ લંબાવે કે હું એ હાથને પકડી લઉં છું, ખબર નથી પડતી કે હું આવી ભિખારચોટ્ટી કેમ થઇ ગઇ છું. મારૂં આ સંસારમાં એમના સિવાય કોઇ નથી ને એમના જીવનમા પણ હું જ એક માત્ર છું. ભર્યાં ભર્યાં સંસારના બે એકલ જીવો વીધીની કરામતથી ભટકાઇ ગયાં છીએ. આજ ત્રણેક મહિનાથી એ બિમાર છે. હું તો એમને ભરોંસે છું. એમને મારામાં વિશ્વાસ હોય કે ના હોય !'

હું એના પતિની પથારી પાસે પહોંચ્યો. અસ્થિ-કંકાલ પર સ્હેજ ઘટ્ટ ચામડું મઢ્યું હોય એવો દેખાતો લતાનો ધણી પથારીમાં ટુંટીયું વાળીને સૂતો હતો. મારા પગરવે, પોતાની નિસ્તેજ આંખો ઉંચકતાં એણે પૂછ્યું 'કોણ ? ઘરમાં કોણ

આવ્યું લતા ?'

'કોઇ નહિ.' મેં કહ્યું 'એ તો હું છું. તમારી તબીયત જોવા આવ્યો છું. મારૂં નામ ડો. રમેશ ગુપ્તા'

એ કરૂણ એવું હસ્યો પછી બીજી બાજુ પડખું ફેરવતાં બોલ્યો. 'મને સુખેથી મરવા દો. મારે કોઇ દાકતરનું કામ નથી. હવે તો યમની દવા જ મારો છૂટકારો કરશે. કોણે બોલાવ્યા'તા તમને કે અહિં દોડી આવ્યા ?'

'તકદીરે ! મારે અહિં આવવાનું એક બીજું પણ કારણ છે, અતુલને હું ઓળખું છું આજ બે મહિનાથી એને કંઇક થઇ ગયું છે. એની માનસીક હાલત એકદમ કથળી ગઇ છે. એની એવી હાલત કરનારની ખબર લેવા હું આવ્યો છું. હું અતુલના ઘરનો ફેમીલી ડોકટર છું.'

મારી વાત સાંભળી એ અર્ધો બેઠો થઇ ગયો. ખોખરા ને ક્રોધભર્યા સ્વરે એ તડુકયો, 'તમને નથી ખબર સાહેબ ! તમે બધું ય નથી જાણતા ! ગોધા જેવા છોકરાને પરણાવી નાથી લેતા હોય તો ! મને મોતને કાંઠે પહોંચાડનાર અતુલને જ એનાં મા–બાપ કાબુમાં રાખે તો મહા ઉપકાર ! આ ઘરમાં આવીને એણે ખોયણું ચાંપી દીધું છે. આગ સળગી ગઇ છે. જુવો છો ને ! આગ સળગી ગઇ છે. રાખનો ઢગલો જોવો હોય તો થોડાક દિવસ થોભી જાવ !'

'આગ ભલે સળગી પણ તમારે જીવવું જોઇએ!'

'તમારા દર્દીની પ્રેમલીલા જોવા ?'

'ના, તમારી સ્રીનું કલ્યાણમય સ્વરૂપ જોવા. એકવાર ઉઠીને બેઠા થાવ પછી સૂવાની મરજી નહિ થાય !' આમ કહી હું બહાર ચાલ્યો ગયો કારણ કે વહેમી માણસને એના વહેમ વિરુદ્ધ વધુ વાત કહેવી એ પત્થર પર પાણી ઢોળ્યા બરાબર છે.

બહાર આંગણા આગળ જ લતા ઉભી હતી. મને જોતાં જ

માથાનો છેડો જરા વધારે આગળ કરી મને પ્રણામ કરતાં બોલી, 'માફ કરજો કાકા—બાબુ! તમને ઓળખ્યા નહિ તેથી સત્કાર ના કરી શકી. મેં તમારી ને મારા પતિ વચ્ચેની વાત સાંભળી છે. તમારૂં નામ કાને પડતાં જ મેં તમને ઓળખી લીધા. અતુલ બાબુએ તમારો શાબ્દિક પરિચય મને કરાવ્યો હતો; આજ તમારાં દર્શનથી આંખ પાવન બની. ઇશ્વર કરે ને તમારા પુત્ર શત શરદો ઉજાળે. એક દિવસ આ ઘરમાં પ્રવેશીને એમણે અમારૂં બધું દુઃખ પોતાના અંગ પર ઓઢી લીધું હતું. એમની મદદથી જ અમે દવાદારૂ કરી શક્યાં હતાં. પણ નસીબનાં બળીઆં એવાં છીએ કે કોઇની મદદ અમે પચાવી નથી શકતાં, એમને અહિં આવવાની મના કરતી વખતે દુઃખ તો બહુ જ થયું હતું કાકા—બાબુ! પણ લાચાર હતી. એમને કહેજો કે હવે પછી અહિં આગળથી પસાર ના થાય. એમનો ફીકકો ચહેરો જોઉં છું ને અંતર ચીરાઈ જાય છે, કહેજો કે અભાગીઆંનાં નસીબમાં શાંતિ નથી હોતીઃ સંતાપ ન કરે!'

હું શું સાંભળી રહ્યો હતો? હું કેવી નારીના તેજમાં અંજાઇ રહ્યો હતો? ચંદનવૃક્ષનું લાકડું જેમ બળતું જાય ને ને પરાગતું જાય એમજ આ નારી સળગતી જતી હતી ને સુગંધ છાંટતી જતી હતી. યૌવનની સાથે સાથે શબ્દ અને ભાવોની કેવી મધુરતા આ નારીએ એકઠી કરી છે?

જાણે કે એ ઘરનું વાતાવરણ મને ગુંગળાવતું હોય એમ હું ત્યાંથી ભાગી છૂટયો. મારા મનમાં કોઇ અજબ ગુંચવણનો પડછાયો ફરી વળ્યો. લાગ્યું કે ડોકટર મટીને હું પણ દર્દી બનતો જાઉં છું.

ઘેર જઈને મેં અતુલને બધી વાત કરી દીધી. ફરમાવી દીધું કે એણે એ ઘર પાસે થઇને કદી ના જવું. લતાને અને ફૂલની એ કળીને ભુલી જવામાંજ શ્રેય છે, જે વાત બની ગઇ

છે એને દાટી દેવાનો એક સરળ ઉપાય એજ છે કે દેખવું પણ નહિ અને દાઝવું પણ નહિ.

છતાં આ નટખટ મનડું તો જુવો ! વારંવાર પેલી નારીનાં વિચારે કાં ચઢે છે? એ પથારી, પુરૂષનો એ રૂક્ષ ચહેરો અને સ્રીનાં એ અશ્રુમલિન ચક્ષુઓ મારી નજર આગળ કેમ તાંડવ કરી રહ્યાં છે? જે મારાં કોઇ નથી એજ જાણે કે મારાં સર્વસ્વ બની બેઠાં હોય એમ કેમ લાગે છે? અંતર કેમ એ ઘરથી અળગું થવા માટે સાફ ના પાડે છે? કઇ વૈજ્ઞાનિક શકિત મને ત્યાં ખેંચી રહી છે?

દિવસ, બે દિવસ, અઠવાડિયું ને મારા પગ અજાણે પણ એ ઘર તરફ પડવા લાગ્યા. ત્યાં જઇને જોઉં છું તો બે ત્રણ પાડોશીઓનાં જુથ વચ્ચેની પથારી આગળથી થોડેક દૂર બેઠી બેઠી લતા મોસંબીનો રસ કાઢી રહી છે. મને જોતાંજ દડદડ આંસુ ઝરી પડયાં, ગદગદ કંઠે બોલી. 'ઠીક થયું કે આવી પહોંચ્યા કાકા–બાપુ ! ડાકટર મશાય હમણાં જ આવી ગયા. કહેતા ગયા છે કે હવે ઝાઝી વાર નથી. ના, ના ! હવે કંઇ ઝાઝી વાર નથી.' ને એ ચુપ થઇ ગઇ. સાવધાની રાખ્યા છતાં પણ મોસંબીના રસમાં આંસુનું ટીપું એકાકાર થઇ ગયું.

એનો ધણી શાંત પડયો હતો. કયારે ઘરેરાટી ઉપડે ને કયારે 'શ્રી કૃષ્ણ શરણે'નો નાદ ગજવીએની રાહ જોતા પાડોશીઓ માંદા માણસમાં, શરીર પર કંઇ ફેરફાર થાય છે કે નહિ એનું અવલોકન કરતા હતા. લતાના કંકણ કદિક અશાંત બનીને ચિત્કારતાં હતાં ને હું બાઘા જેવો બનીને ઉભો હતો. પહેલાંની માંદગી તો નિર્મળ થઇ ગઇ હતી ને ત્યારે તો લતાનો ધણી વહેમમાં જ મૃત્યુકાંઠે ઘસડાતો ચાલ્યો હતો એની મને સંપૂર્ણ ખાત્રી હતી. બીજા કોઇ પણ દરદનાં મૂળ કરતાં વહેમનાં મૂળ બહુ જ ઉંડાં ખુંચી ગએલાં હોય છે. એ મૂળ શરીરનો રસ–કસ ચુસી

ચુસીને એને ખોખરૂં કરી મૂકે છે. લતાનો ધણી એજ દરદથી મરી રહ્યો હતો. મારે કંઇક કરવું જોઇએ એમ મને લાગતું'તું. કંઇક એવું કે જે એના મૃત્યુને પાછું ઠેલેઃ કંઇક એવું કે જે પેલી જડને ઢીલી કરી નાખે, પણ શું...શું ?

થોડીક ક્ષણોને અંતે એક વિચાર ઝબુકી ગયો. મારામાંનો દર્દી પળભર માટે આઘોપાછો થઇ ગયો ને ડોકટર હોંશમાં આવ્યો. લતાના પતિની પથારી આગળ બેસતાં લતાને મેં મોટેથી કહ્યું. 'હું એક વાત કહેવા આવ્યો'તો મા! પણ અહિં આવતાં આ દ્રશ્ય જોઉં છું.'

'કઇ વાત કાકા–બાબુ ?'

''સાંભળી શકીશ ?' મેં સજળ નેત્રે પૂછ્યું.

'બધું ય સાંભળી શકીશ કાકા–બાબુ! ને બધું ય સહી શકીશ. દિલમાં દિલ જેવું હવે નથી રહ્યું.'

'તો સાંભળ!' મેં કહ્યું ને પછી જરા વધુ મોટાપણે ગળ-ગળા અવાજે બોલ્યો, 'અતુલે આત્મહત્યા કરી જીવનનો અંત આણ્યો. આજ એ વાતને ચાર દિવસ થઈ ગયા.'

'શું કહ્યું કાકા–બાબુ ?' અને એમ કહેતાંજ એ જમીનપર ઢળી પડી. મોસંબીનો રસ છલકાઇ ગયો. હું તો ન હાલ્યો કે ચાલ્યોઃ પાડોશીઓ લતાની સારવારમાં રોકાયાં ત્યારે હું એના ધણીના મુખ તરફ એકીટશે જોઇ રહ્યો હતો ને બોલતો હતો 'હા લતા, અતુલ મરી ગયો, ઝહેર પીને મરી ગયો, હવે એ અહીં કદી નહિ આવે.'

ખબર નથી કે આવો તમાશો મેં કેમ ભજવ્યો, લતાની દશા જોઇને મારૂં મગજ પાછું ધુંધવાઇ ગયું ને ડોકટર મટીને હું દર્દી બની ગયો. લાગ્યું કે મશ્કરીનો કયાંક ઠઠો ના થઇ જાય!...પણ ત્યાં તો એક કૌતુક થયું.

લતાના પતિની પાંપણો હાલી ને ગળામાંથી ધીમો અવાજ

નિકળ્યો, 'અતુલ મરી ગયો ?...હાશ !' પછી એણે ચારે બાજુ ટગર ટગર જોયું ને કહ્યું, 'મને કોઇ પાણી તો આપો !'

મોસંબીના રસનાં થોડાક ટીપાં મેં એના ગળામાં રેડી દીધાં.

પછી તો લતાની દિવસ રાતની ચાકરીથી એનો ધણી બચી ગયો. લોહી પેદા કરનારી દવાઓ શરીરમાં પડવાથી એનામાં શકિત પણ આવવા લાગી. હું રોજ એકવાર એની મુલાકાતે જતો ને થોડી ઘણી વાતો કરી પાછો આવતો રહેતો.

એક લાગ જોઇ મેં લતાને કહ્યું, 'તારા પતિને ના કહે તો એક ભેદ ખોલું.'

'વિશ્વાસ નથી ?'

'વાત ખાનગી જ રાખજે, મા ! અતુલ જીવે છે.'

'ખરેખર કાકા-બાપુ ?'

'હા મા ! એ જીવે છે. તારા આશીર્વાદે જરૂર પથારીમાંથી બેઠો થશે, તારા પતિના રોગ પર એક ઉપચાર તરીકે મેં અતુલનાં મૃત્યુનું જુઠાણું વહેતું મૂકયું !'

'એવી વાત કલ્પતાં તમને આઘાત ના થયો બાપુ ?'

'તારા જીવનનાં જખ્મ કરતાં એ ઘા ઉંડો નહોતો એટલી મને શાંતી હતી અને એમ કર્યા સિવાય છૂટકો નહોતો. અત્યારે જોઉં છું કે એ ઘાએ—એ જુઠાણાએ કોઇના અસાધ્ય દરદને મટાડી દીધું છે. કોઇનું સૌભાગ્ય અખંડ રાખ્યું છે...... ઠીક ત્યારે ! હવે જઇશ. જરા ઉતાવળ છે.'

'થોડીવાર બેઠા હોત !'

'બેસત પણ ઘણા દિવસથી દવાખાને બરાબર હાજરી આપી નથી. એક ફરજ બજાવતાં બીજી ફરજ તરફથી વિમુખ થઇ ગયો છું. જાઉં છું, બની શકે તો અતુલનાં સ્વાસ્થ્ય માટે પ્રાર્થના કરજે. એ મારો એકનો એક દીકરો છે.'

હું જ્યારે શેરીમાંથી પસાર થતો હતો ત્યારે લતાના ધણીનો ભેટો થયો.

હું એને જોઇ રહ્યો. થોડીક અશક્તિ સિવાય રોગનું નામો-નિશાન નહોતું જણાતું, મેં પૂછ્યું, 'આજ કંઇ ફરી આવ્યા ?'

'એ આપની કૃપા છે. નોકરીનું નક્કી કરી આવ્યો.' પછી થોડીવાર રહી ઉમેર્યું : 'એક વાત પૂછવાની ઘણા દિવસથી ઇચ્છા થાય છે. આજ પૂછી લઉં છું. આપ અતુલના મૃત્યુ સમાચાર લઇને આવ્યા'તાને ? તેથીજ આપને પૂછુ છું અને આપ એના ઘરના ફેમીલી દાકતર છો તેથી સારી રીતે જવાબ પણ આપી શકશો.

'કુવામાં જેવું પાણી હોય એવું હવાડામાં આવે એ માન્યતામાં હું પુરો વિશ્વાસ ધરાવું છું. લતા એક ગાવાવાળીની પુત્રી હોવાથી એની માતાનો અંશ એનામાં હોય એ સંભવિત છે પણ શું અતુલનાં મા–બાપ પણ......!'

હું મૂંગો રહ્યો. કેવો આ વિચિત્ર પ્રશ્ન હતો ? અને કેવી ઢબથી એ પૂછાઇ રહ્યો હતો ? અંતે મેં કહ્યું, 'તમારી કુવા–હવાડાની માન્યતાને હું ફેરવવા નથી માગતો. છતાં કહ્યા સિવાય રહી નથી શકતો કે એ માન્યતાએજ તમારૂં ઘમસાણ વાળ્યું છે. અતુલનાં માત–પિતા કદાચ એના જેવું જ અવળચંડુ જીવન ગુજારનારાં હશે. આજ હું ફોડ પાડી દઉં; હું એનો કમનસીબ પિતા છું.'

લતાનો ધણી કંઇપણ વધુ પૂછે તે પહેલાં હું દવાખાને ચાલ્યો ગયો. દર્દીઓને તપાસી, દવા આપી પછી વિચાર કરતો ખુરશી પર બેસી રહ્યો. અચાનક ઉઠયો. કોટ–ટોપી પહેરીને દવાખાના બહાર નિકળ્યો. કોણ જાણે મને શું થઇ ગયું હતું. આખો વખત વિચારો જ આવ્યા કરતા. હું વિચારતો હતો કે મારી ઓળખાણ પડયા પછી લતાના ધણીના મનમાં કેવા તરંગો

આવ્યા હશે ? ઘેર જઈને એણે લતાને વાત કરી હશે કે નહિ ? અને લતાએ અતુલ જીવતો હોવાની વાત પણ કદાચ કરી દીધી હશે તો ?

ક્યારે ઘર આવ્યું એની ખબર ના રહી. હાથ મોં ધોઈ અતુલની પથારી પાસે બેઠો હતો ત્યાં જ, બહાર ઘોડાગાડીની ટોકરી વાગી. થોડીવારમાં તો લતા અંદર ખંડમાં ધસી આવી.

'લતા! તું અહિં ?' અતુલ બોલી ઉઠયો.

'મારે ઘેર આવવાની મેં તમને મના કરી હતી પણ તમારે ઘેર આવવાની તમે મને મના ક્યાં કરી હતી !'

'એ જાણશે તો ?' મેં પૂછ્યું.

'તો વળી પાછા બિમાર નહિ પડે એની હું તમને ખાત્રી આપુ છું,' ને પછી અતુલને કહ્યું, 'ચાલો, કોટ, ટોપી પહેરી લો ! બહાર ગાડીવાળો ખોટી થાય છે.'

મારી અને અતુલની આંખો આશ્ચર્યથી ફાટી રહી. લતાની હિંમત જોઈ હું દંગ થઈ ગયો. શું એણે એના પતિ પાસે બધો ભેદ ખુલ્લો કરી દીધો હશે ?

'સાંભળો છો કે કાકા–બાબુ !' એણે મારા તરફ ફરતાં કહ્યું, 'તમારા પુત્રને કહો કે તૈયાર થાય. બહાર ગાડીવાળાની સાથે સાથે પોલીસ પણ ખોટી થાય છે. જુવાન સ્ત્રીઓને પૈસાની લાલચથી ફસાવવાનો એના પર આરોપ છે. અતુલ બાબુને ચોકી પર લઈ જવાના છે. કહો કે જલ્દી કરે !'

'ચોકી પર ! ફસાવવાનો આરોપ ?' હું ને અતુલ બંને એક સાથે બોલી ઉઠયા. 'અને પોલીસ રાહ જુએ છે ?'

'હા. હાથમાં કડી પડવાની જ વાર છે !'

હું સફાળો ઉઠી બેઠો થયો. બારીમાંથી જોયું તો ગાડી આગળ પોલીસ એની બાંકી પાઘડી પહેરીને ઉભો હતો.

'આવો છો કે ફજેતો કરવો પડશે ?'

'ચુપ ચુપ લતા ! ધીરે બોલ ! ડોસા–ડોસીને ખબર પડશે તો ધુમરાણુ કરી મૂકશે. તું બહાર જા ! અમે આવીએ છીએ.'

લતાના બહાર ગયા પછી અમે તૈયાર થયા. સૂઝ ના પડે કે જેના માટે અમે મરી પડતાં હતાં એણે મારી સ્હામે જ હથીઆર કેમ ઉગામ્યું ? જેને પંપાળી એજ ડંખ દેવા તત્પર કેમ બની ?

બહાર જવાનું ખોટું બહાનું વૃદ્ધ માતા પિતાને બતાવી અતુલને લઇ હું ગાડી પાસે આવ્યો, ત્યાંજ 'સાહેબજી દાકતર સા'બ!' કહેતા પેલા પોલીસે મને સલામ ભરી, હું એને ઓળખી ગયો. એ લતાનો ધણી હતો. જાણે કે હું કોઇ–સ્વપ્ન જોતો હોઉં એવી લાગણી મને થઇ આવી. અતુલ તો સ્થિર કાષ્ટ પુતળીની માફક ઉભો હતો.

'કદાચ તમને ખબર નહી હોય કાકા–બાબુ !' લતાએ કહ્યું. 'મારા સ્વામી પોલીસખાતામાં નોકરી પર હતા. ચાર માસની માંદગી પછી આજ એમણે પોતાનો હોદ્દો પાછો સંભાળી લીધો છે.'

'અને દાકતર સા'બ !' લતાનો ધણી બોલ્યો, 'ફરજનો માર્ગ બહુ કાંટાળો હોય છે. તમને ચાલતા ભરબજારેથી લઇ જવા એના કરતાં ગાડીમાં લઇ જવાનું મને વધારે ઠીક લાગ્યું.'

અમે ગાડીમાં બેઠાં, મારા મનની શકિતઓ બહેર મારી ગઇ. હવે આ નારી કેવા કેવા ઢેડફજેતા કરશે એના ખ્યાલમાં બુદ્ધિ ગુંચવાઇ ગઇ. કુવાનું સાચવી રાખેલું હવાડામાં આવે એ વાત શું સત્ય જ હશે ?

પણ ગાડી પોલીસ ચોકીને બદલે જયારે લતાના ઘર પાસે આવીને ઉભી રહી ત્યારે તો મારૂં હૈયું પણ બહેર મારી ગયું.

અમને ઘરમાં લઇ ગયા પછી લતાના ધણીએ અતુલનો હાથ પકડી રાખ્યો ને લતા એ હાથ પર રક્ષા બાંધતા બોલી,

'હાથકડી પહેરાવવા માટે આજના જેવો દિવસ વરસમાં ફક્ત એકજવાર આવે છે.' પછી બીજા ખંડમાં જતાં કહ્યું 'અને હવે કપડાં કાઢી નીરાંતે બેસો કાકા–બાબુ! જમ્યા સિવાય જવાનું નથી.'

લતાનો ધણી મુછમાં હસી રહ્યો હતો. એની આંખો પશ્ચાતાપનાં પાણીથી ધોવાઇ રહી હતી. પાથરી રાખેલી એક ગાદી પર અતુલ હલકે હૈયે બેઠો ને ગાવાવાળીની છોકરીનું આ ગુલાબી સ્વરૂપ જોઇ હું પણ બહુજ ઠસ્સાથી એ ગાદી પર જામી પડયો.



# પાણીને બાથ

તારાજ થએલી તોતીંગ ઇમારતના અવશેષ સમા એક મકાનના અંતરતમ ભાગમાં આવેલી, જમાનાની થપ્પડો ખાઇ ખાઇને વૃદ્ધ અને જર્જરીત બનેલી એક ઓરડીમાં તિલક, તુષાર, આરઝુ અને ઘનિરામ કંઇક મસલત કરતા બેઠા હતા. જાણે કે પથરાળ જમીનમાં કુણી કુણી ચાર કુંપળો ફુટી નીકળી હોય એવું સુરખીભર્યું એ દ્રસ્ય હતું.

એ હતા 'ક્રાંતિ મંડળ'ના સુકાનીઓ. કોઇ ટ્રેનનું લુંટાવું કોઇ સોનાનું પારસલનું અચાનક ગુમ થવું, આવા આવા તો અસંખ્ય કીસ્સાઓ પાછળનો દોરી સંચાર એ લોકોનો જ હતો. ભારતને કોઇ અદીઠ ખૂણે બેસીને એ લોકો હુકમો છોડતા અને એમના અસંખ્ય શાગીર્દો એ ફરમાનનો સૂર બરાબર ઝીલી લેતા. વખતે કોઇ પણ સભ્ય પકડાઇ જાય તો એણે બીજાના નામો મરતાં પણ જાહેરમાં ના મૂકવાં અને એના કુટુંબનું ભરણપોષણ કરવાનો ભાર મંડળના બીજા સભ્યોએ ઉપાડવોઃ એવા વચનની એક અતૂટ સાંકળથી એ લોકો એકબીજા

સાથે સંકળાઇ ગયા હતા. એમની કુમળી કાયા અને કાર્યની વજ્રતા ઉકળતા દૂધ પર બાઝેલા ફીણુનો ભાસ આપતાં.

લાંબી મસલતને અંતે બીજા દિવસે અમલમાં મૂકવાના કાર્યની રૂપરેખા એ લોકોએ દોરી લીધી.

અને બીજા જ દિવસના સાંજના અખબારોના સાત કોલમનાં હેડીંગોએ બાંગ પોકારી કે 'આજે સવારે એક બેંક લુંટવાનું જંગી કાવત્રું પકડાઇ ગયું છે અને એ ટોળીનો એક સભ્ય, કે જે પોતાનું નામ આપવાની ના પાડે છે એ સપડાઇ ગયો છે. ચોંકાવનારી વિગતો બહાર આવવાની વકી છે.'

ત્રીજા દિવસે અદાલતનો ખંડ અસંખ્ય માણસોને હૈયામાં સમાવી તુષારનો ફેંસલો કરવા માટે આતુર બની ઉભો હતો.

એના ઉપર આરોપ મૂકવામાં આવ્યો પણ તુષારે કંઇ ના બોલ્યો. વાળનાં લટુરીઆંમાં આંગળીઓ ભરાવી એ તો એની સાથે રમત રમતો રહ્યો,

ખૂબ પ્રયત્નો કર્યા છતાં પણ જ્યારે તુષારનું મ્હોં ના ખુલ્યું ત્યારે તાજનો વકીલ બોલ્યો, 'ગુન્હેગાર મૂંગો લાગે છે !'

તુષારના હાસ્યને આ વાકય ભરખી ગયું, હૈયામાં સળગતી હુતાશનીનો લોહીઆળ રંગ એની આંખોમાં આવી બેઠો. એણે કહ્યું, 'આટલા ભણતર પછી પણ તમે એ જાણી નથી શકયા કે પરાધીન પ્રજાનું મ્હોં હંમેશાં સીવાએલું રહે છે ?'

પછી શાંતિ છવાઇ ગઇ. આખરે આરોપીનું મ્હોં ખુલ્યું હતું. સવાલ થવા માંડયા.

'તારૂં નામ ?

તુષારે આંગળીઓ વાળ ઉપરથી હટાવી લીધી. ન્યાયાધીશ તરફથી પોતાની નજર ફેરવી લીધી અને જ્યુરીના ગૃહસ્થો તરફ જોતાં બોલ્યો, 'ગુલામ !'

હોલમાંથી જાણે કે વિજળી પસાર થઇ ગઇ હોય એમ

આ જવાબ પસાર થઇ ગયો. વાતાવરણ તંગ અને ઉષ્માભય બની ગયું.

'ધંધો ?'

'તમે નથી જાણતા ?'

ન્યાયાધિશ અકળાઇ ઉઠયા. એ બોલ્યા, 'આવા આડા જવાબ આપવા સિવાય બીજું કંઇ તારે કહેવું છે ?'

તુષારના મ્હોં ઉપર પાછું હાસ્ય આવી ગયું. એણે કહ્યું, 'હા. તમારી વીગ ઉપર પેલું જીવડું ફરે છે એ કેટલું બધું સુંદર છે !'

ન્યાયાધિશનો હાથ વીગ ઉપર ફરી ગયો અને પ્રેક્ષકોના અટ્ટહાસ્યથી આખો હોલ ભરાઇ ગયો.

'તારી સાથે બીજા કોણ હતા ?'

'તમે જેમને નથી પકડી શકયા એ !'

'પણ એમનાં નામ, ઠેકાણાં ?'

વળી પાછો તુષાર મૂંગો થઇ ગયો.

વચનની પેલી સાંકળનો ભાર એનાં મ્હોં ઉપર આવી પડયો.

'એમનાં નામ ?'

મૌન.

'નામ આપ, તાજના સાક્ષી તરીકે તું છૂટી જઇશ.'

મૌન.

'આ ઉંમરે દેહ—યાતના વહાલી લાગે છે ?'

મૌન

આમ તુષારનું મૌન ના તૂટયું તે ના જ તૂટયું. વચન અને જિંદગીમાં એને વચનનું પલ્લું જ ભારે લાગ્યું. મિત્રોનો દ્રોહ થાય એવો એક પણ શબ્દ બહાર પડે તે પહેલાં જ એણે મ્હોંને સીવી દીધું.

અંતે ઘણુની પેઠે સજા પડી. જન્મદેશનિકાલ.

આમ તુષરની ઉછળતી જિંદગી ભેંકાર કારાવાસના લોખંડી સળીયા પાછળ ધકેલાઇ ગઇ. જીવનનાં જે વર્ષો જિંદગી સોહામણી બનાવી મૂકે છે એજ જોબન મદમાતાં વર્ષોને ભરખી જવા માટે જેલની એક અંધારી કોટડીનું જડબું ખુલી ગયું.

હિંદ ને આંદામાનની જેલોની વીસ વર્ષની યાતના સહન કર્યા પછી જેલનાં દ્વાર મારા માટે ખૂલી ગયાં છે. મારા વૃદ્ધત્વને આજ તાજી હવા ખાવાનો અવસર સાંપડી ગયો છે. ચાંદીના રંગની ચોરી કરી લાવેલા મારા માથાના વાળ જરા ત્રાંસી નજરે લાંબી, ભુખરી દાઢી તરફ જોઇને મલકી રહ્યા છે. ચારે તરફ હરીઆળી છવાઇ છે, બુલબુલનું ગળું ચહકી રહ્યું છે, અનિલની ઠંડી લહેરીઓ મૃદુરવ કરતી અંગને અડપલાં કરી ચાલી જાય છે. પણ એ બધા કરતાં, જેલ આગળથી જે એક સડક દૂર દૂર સુધી ચાલી જાય છે એ સડકને પેલે છેવાડે એ ગામ છોડીને ત્રીજા ગામમાં આવેલા એક ઘરનો સાદ મને વધુ જલ્લદ કેમ લાગે છે? એ સાદના મનહર આલાપથી ઉત્તેજીત થઇને જ શું મારા પગ આટલી ત્વરિત ગતિથી રસ્તો કાપી રહ્યા છે? જીવનનાં અંધારાંને મનમાંથી ઉલેચી નાંખવા માટે એકાદ મધુર સ્મૃતિ જ શું બસ હશે?

અરેરે, બિચારી? જાણે 'યાદ'ની સાથે જ એની ચુંદડીની ગાંઠ બંધાઇ હોય એમ એ મારા પાછા ફરવાની વાટ જોતી બેઠી હશે. એ બીજે કયાંય નહિ ગઇ હોય એની મને ખાત્રી છે.

પતિના સ્મરણ વિના બીજા કોઇનાં પગલાં એણે નહિ જ પૂજ્યાં હોય. ચોરીમાં છેડાછેડી બાંધી જેની સાથે સાત ફેરા ફરી હતી એ ઇન્સાનના રૂઠેલા તકદીર ઉપર એણે ક્રોધની એક-પણ ચિનગારી નહિ ઉડાડી હોય.

જુવાનીમાં એને જોઇ હતી, વૃધ્ધત્વમાં પણ એજ લાવણ્ય એનાં શરીર પર છાઇ રહ્યું હશે? કે પછી ફેર પડયો હશે?

બરફ કાચો હોય ત્યારે ધોળો અને કર્કશ લાગે છેઃ પાકો હોય તોજ પારદર્શક બને. જિંદગીનું પણ એવું નથી શું? એની યુવાનીનું લાવણ્ય પણ આ બધાં વર્ષો દરમ્યાન પાકીને શું પેલા બરફની જેમ પારદર્શક નહિ બન્યું હોય? એના હસતા મ્હોં સાથે એનો ચાંદલો હજી પણ હોડ બકી રહયો હશે?...રામ જાણે!...પણ મને એટલો વિશ્વાસ છે અને તેથી જ હું ગર્વભરી રીતે કહું છું કે જો એણે દિવસોનો, વર્ષોનો, દશકાનો હિસાબ બરાબર રાખ્યો હશે તો આજ એનાં નયનની પાંપણો કોઈનાં સુખદ મિલનની પ્રતિક્ષામાં મટકાં મારવાનું તો ભૂલી જ ગઈ હશે!

રસ્તાઓ પછી રસ્તાઓ અને વન પછી વન મારાં પગલાં નીચેથી સરતાં જાય છે. મારાં લાંબાં પગલાં ત્રીસ માઈલના પંથને ગળી જાય છે અને હું મારા ઘરની ગલી પાસે આવી પહોંચું છું. હૈયામાં આનંદની જે ભરતી જાગી છે એમાં તરંગો જન્મે છે અને એ તરંગોના કુંડાળામાં, અભિલાષની હોડીમાં બેસી મન અને દિલ કલ્પનાની ઉજાણી માણે છે.

હું આગળ વધુ છું. ઘર પાસે આવીને ઉભો રહી જાઉં છું... પણ જોઉં છું કે એ ઘરને બારણે તાળું ઝુલી રહ્યું છે.

પહેલાં તો દિલ એક થડકો અનુભવે છે પણ પછી મન શાંતિ આપે છે કે આટલા લાંબા ગાળામાં ઘર બદલવાનો પ્રયોગ અસામાન્ય તો નથી. એટલે જ, બાજુમાં કુવા પર પાણી ભરતી એક પ્રૌઢાને હું પૂછું છું 'અહિંઆં મમતા રહેતી હતી ને?'

મારા દિદાર જોઈને, નાકનું જાડું ટીચકું ચઢાવતાં પેલી બાઈ બોલી, 'અહિંઆં મમતા ફમતા કોઈ નથી રહેતું.' અને પાછી પાણી ભરવા લાગી.

લવંગીયા મરચા જેવો એનો ગુસ્સો જોઈ હું સ્હેજ હસ્યો. જે મુર્તિનાં હું વીશ વર્ષો સુધી સ્વપ્ન જોતો હતો એ

મુર્તિનો પત્તો મેળવવાને માટે વધુ પ્રયાસ કરવાનું મને ઠીક લાગ્યું. મેં ફરીથી પૂછ્યું, 'એ અહિંઆં જ તો રહેતી હતી! તમે કેટલા વખતથી અહિં રહો છો?'

પેલી બાઇએ પાછું નાકનું ટીચકું ચઢાવ્યું અને દોરડે બાંધેલી ડોલ કુવામાં ધમ્મ કરતાં પછાડી બોલી, 'અહિંઆં જ હું જન્મીને મોટી થઇ છું પણ કોઇ દિવસ નથી દીઠી મમતાને કે નહોતા જોયા તમને!'

મારા ઉપર આશ્ચર્યનું એક ઠંડુ મોજુ ફરી વળ્યું. કોઇના આલિંગનમાં ગુંથાઇ જવા માંગતી મારી આશાઓ ધ્રુજી ઉઠી.

હજી તો હું વિચાર કરૂં છું કે હવે શું કરવું ત્યાં તો ઠક...ઠક કરતો અવાજ સંભળાય છે. હું એ દિશામાં ફરૂં છું ને જોઉં છું કે એક વૃદ્ધા મારી તરફ આવી રહી છે. પાણી ભરતી પેલી સ્ત્રી પાસે આવી એ સ્હેજ ક્રોધથી પૂછે છે: 'ક્યારની શું કરે છે રે! રોટલા ઘડવાનો વખત થયો એનું પણ તને...' અને મને જોઇને ચુપ થઇ જાય છે. હું જેટલી બને તેટલી કોમળતા ગળામાં લાવવાનો પ્રયત્ન કરતો એને પૂછું છું: 'માજી! અહિંઆં મમતા રહેતી હતી ને? બહુ વર્ષો પહેલાં. તમને યાદ છે કંઈ?'

ડોશી વિચારમાં પડી જાય છે. શરીરની શક્તિ કમ થઇ છે પણ મનની યાદશકિત તો સતેજ જ છે એની જાણે સાબીતી આપતી હોય એમ એ કહે છે, 'અરે, જવા દોને ભાઇ એ વાત! હું અહિં રહેવા આવી ત્યારે એને આઠમો મહિનો જતો હતો. લોકો વાત કરતા હતા કે એના ધણીને ફાંસી થઇ છે. ફૂલ જેવી બાયડીને મૂકી પીટયો મરી ગયો: જાણી જોઇને!'

'પછી મા! પછી?'

'જે બે ચાર લુગડાં, વાસણ હતાં એ આપીને બીચારીએ સુવાવડ માટે સુયાણી રોકી.'

'પછી મા! પછી?'

'પછી એક દિવસે, પ્રસવને દિવસે જ ભૂખી ને તરસી, રીબાઇ રીબાઇને એ મરી ગઇ.'

મારૂં હૈયું ચીરાઇ ગયું. 'પછી એના બાળકનું શું થયું, મા?'

'બાળકનું વળી શું થાય? મરેલું જ અવતર્યું 'તું!'

કુવાનો કાંઠડો ઝાલી, સ્તબ્ધ બની હું ઉભો રહી ગયો. પેલી સ્ત્રી પાણી ભરીને જવા લાગી અને સાથે ડોશી પણ. ત્યારે મેં સવાલ કર્યો, 'મા! એની ખબર કાઢવા કોઈ નહોતું આવ્યું?'

'ધણી જેવા ધણીને ખબર રાખતાં ન આવડયું તો બીજું કોણ રાખે? કરમ બીચારીનાં!...તમે એના કંઇ સગા થાવ છો?'

'હા, મા! એ મારી પત્ની હતી.'

ડોશીની આંખો પહોળી થઇ ગઇ. હાથમાંની લાકડી છુટી ગઇ. જાણે કે કોઇ પ્રેત જોયું હોય એમ એનાં શરીરમાં કંપારી પર કંપારી ચાલવા લાગી. 'પણ...પણ તમને તો ફાંસી થઇ...'

'ફાંસી નહિ મા! દેશનિકાલની કેદ થઇ હતી. આજ છૂટયો.'

મેં ડોશીને લાકડી આપી. ડોશીની આંખમાં ત્યારે મેં ઝળઝળીયાં જોયાં. લાગણી અને પ્રેમનો ઇજારો શું ફક્ત સ્ત્રીઓને જ આપ્યો હશે?

ડોશીએ મારી પાસે આવતાં કહ્યું 'ચાલ ભાઇ, મારે ઘેર ચાલ! ભૂખ લાગી હશે! ઇશ્વરની માયાને કોઇ કળી શક્યું નથી. તું આજે છૂટયો, મમતા વીશ વર્ષ પહેલાં છૂટી. એ તો તારાથી બહુ આગળ નીકળી ગઇ. તું એને પહોંચી નહિ શકે'

'હું એને પકડી પાડીશ મા! જરૂર પકડી પાડીશ.' અને હું દોડયો: પાગલની જેમ દોડયો. કયાં જઇશ? શું કરીશ?

એનો વિચાર નહોતો. દોડતો દોડતો ગામની બહારની નદી પાસે જઈને બેસી પડયો. પાણીના રેલામાં રાખ રૂપે વહી ગએલા મમતાના જીવનને શોધવા માટે મેં મારી આંખો નદીમાં પરોવી. નદીનું જળ અને નયનનું જળઃ બન્ને એકરસ બની ગયાં. નદીના તરંગો અને હૈયાના તરંગોઃ બન્ને વચ્ચે સાતતાલી શરૂ થઈ ગઈ.

અને જાણે કે મનના અવાજનો પડઘો પાડતું હોય એવું મારૂં પ્રતિબિંબ પાણીની સપાટી પર તરતું તરતું પોકારી ઉઠ્યું:

'જેલની તારી કોટડીની પાછળ, ડુંગરની બખોલમાં એક ન્હાનું એવું ડાળ પાંદડા અને ઘાસનું બનેલું ઘર હતું. હતું ને? માતૃપદની સીમાએ પહોંચેલી એક ચકલીએ ચકલાની મદદથી ઘણાં પરિશ્રમ પછી એ બનાવ્યું હતું. એમનાં પરિશ્રમની જીવતી ગવાહી તું છે. તારી આંખોની રોશની છે.

'જેવી રીતે શ્રીમંતો દર ઉનાળે હવા ખાવા જાય છે એમ આ ચકલાં પણ દર ઉનાળે માળો બાંધતાં હતાં ને એકાદ મહીનો રહેતાં અને પછી બચ્ચાંને લઇ ગાયબ થઇ જતાં.

'ઘાસના એ નાજુક માળામાં એમનાં તકદીર ઘડાતાં. પ્રત્યેક વર્ષે તેં એમને આવતાં જોયાં છે, સંવનન કરતાં જોયાં છે અને જતાં પણ જોયાં છે. એ ચાલ્યાં જતાં અને એમનાં બચ્ચાં પણ કુમળી પાંખો ફફડાવતાં અને ચીં...ચીં...પોકારતાં એમની સાથે ચાલ્યાં જતાં. પ્રત્યેક વર્ષે રૂની પુણીઓ જેવાં ન્હાનાં ન્હાનાં બચ્ચાં માળામાંથી માથાં બહાર કાઢતાં, ઉછરતાં, મોટાં ને તાકાતવાન બનતાં અને ઉડી જતાં.

'...અને તું એમને જોઇ રહેતો. જીવન અને મૃત્યુની લાંબી કહાણીનો તું ત્યાં ટુંકસાર જોઇ રહ્યો હતો. તેં એમને મરતાં પણ જોયાં છે અને જન્મેલાં બચ્ચાંઓમાંથી પાછાં જીવનનો

આકાર લેતાં પણ જોયાં છે. આ સુંદર તમાશો તેં વીશ વર્ષો સુધી જોયા કર્યો છે. અરે અભાગી! જેનો ખ્યાલ જ માણસને ગાંડો બનાવી મૂકવા માટે પુરતો છે એવા વીશ વર્ષો સુધી પક્ષીઓના અવાજ ઉપરથી તું ૠતુઓના રંગનું અનુમાન કરતો. ધોળી રંગેલી જેલની દિવાલો ઉપર સરકતા સૂર્યના કિરણો ઉપરથી તું વખતની ગણત્રી કાઢતો અને જ્યારે ઠંડીની મોસમ બેસતી ત્યારે તને તારા ઘરનો એ ખૂણો યાદ આવતો કે જ્યાં તું મીઠી હુંફ લેતો. બરાબર છે ને? તને એ બધું યાદ આવતું હતું ને?

'પણ તને એક વાતની ખબર નહોતી. તું એ જાણતો નહતો કે એ જ વખતે ઇશ્વરના આ આકાશ નીચેની પૃથ્વી ઉપર એક બીજો તમાશો થઇ રહ્યો છે. યૌવનની વસંત ડાળે ઝુલતી એક સુકુમાર બાળા, એક ક્ષણ માટે સોંપી દીધેલી પોતાની જાતનો દંડ ભોગવતી બીછાનામાં પડી હતી. યાતનાના ચીચુડા એના અંતરમાં ફરી રહ્યા હતા. ત્રાસના એક એવા સંક્રાંતિકાળ-માંથી એ પસાર થઇ રહી હતી કે સ્ત્રીને બદલે જો કોઇ પુરૂષ હોય તો તો ત્યાં જ મડદુ થઇને ઢળી પડે. અને તારા માટે જ એ આ બધું સહન કરતી હતી. સમજણ પડે છે? તારા માટે જ. તારી કરમાઇ ગએલી તમન્નાઓ અને તારા મિત્રોનાં વચન-ભંગનો અદ્રશ્ય પ્રહાર એને રીબાવતો હતો. કોઇનાં કરમ પર એ બલિ બની ચાલી હતી.

'એની વેદનાના એ દિવસો દરમ્યાન તારા મિત્રોએ જ દુશ્મનની ગરજ સારી. જેનાં વચન ઉપર તું મુસ્તાક હતો, જેને બચાવવા માટે તેં તારી જુવાની ઓલવી નાખી એ લોકોએ જ તારી સ્ત્રીનો જીવન-દીપક પણ બુઝવી નાખ્યો. એમણે તારા જેલમાં ગયા પછી તારા ઘરમાં પગ પણ નથી મૂકયો. દરિદ્રતાની ખીણમાં ગબડી ગએલી તારી પત્નીને એમ

પણ નથી પૂછ્યું કે 'કેમ છે ?' બહેતર તો એ થાત કે મમતાને રીબાઈ રીબાઈને મરવા દેવાને બદલે તારા મિત્રોએ, ગર્ભથી તંગ બનેલા તારી સ્ત્રીના પેટમાં છરી હુલાવી દીધી હોત !

'પ્રસવનારા બાળકના બાપનો વંશ નિર્મૂળ ના જાય એ માટે તારી સ્ત્રીએ પોતાના લોહીનાં છેલ્લાં ટીપાં પણ ગર્ભમાં રહેલા બાળકને પીવડાવી દીધાં. જનેતાના જીવનનો એ ધન્ય પ્રસંગ શું તારા મિત્રોને એટલો બધો તુચ્છ લાગ્યો કે રોટલાનાં બે બટકાં પણ ના ફેંક્યાં ? તારી સ્ત્રીનું એ ભવ્ય આત્મસર્પણ શું એ લોકોને ત્રાંબાના થોડાક સીકકા જેટલું પણ કિંમતી ના જણાયું ?'

પ્રતિબિંબ મૂંગુ થઇ ગયું; મારા અંતરમાં હાહાકાર જગાવીને ! શું બધું મિથ્યા ? વચન, મિત્રતા, જગત, જિંદગી. શું બધું જ મિથ્યા ?

ભૂલ મ્હારી જ છે. સંસાર વસાવ્યો પણ એની સારવાર કરવાનું હું વિસરી ગયો. એક બાળાનો હાથ મેં ઝાલ્યો પણ એ કરના કંકણનું સંગીત સાંભળવા માટે મેં તસ્દી ના લીધી. પોતાનાંને પારકાં કરી નાખ્યાં અને પારકાંને પોતાનાં ગણી એમનામાં મેં અંધવિશ્વાસ મૂકયો. ભૂલ્યો...અરે આદર્શઘેલો હું ગ્રહસ્થાશ્રમનો પાઠ ભૂલ્યો !

નદીનાં પાણી સળવળ્યાં. નયનનાં ખારાં ટીપાંએ મીઠા પાણીમાં હલચલ મચાવી દીધી. એનાં વર્તુલોમાં એક સ્મિતભર્યું મુખડું થૈ...થૈ...નાચી ઉઠયું.

દૂર દૂર બપૈયાએ પીયુ...પીયુનો પોકાર કર્યો, વૃક્ષોએ મંજરીઓ વીખેરી. મંદિરમાં સંધ્યા વખતની આરતીનું નગારું મંગળ–નાદ કરી ઉઠયું, સમીરે વિંજણો નાંખ્યો અને એવી એ માદકતાભરી ક્ષણે મેં નદીના ઉંડા પાણીને બાથ ભરી દીધી.



# હીરાની ખાણ

## [૧] પ્રવેશક

જ્યારે કોઇ નવલિકા, ઐતિહાસીક ગણાય એવા બનાવને રજુ કરતી હોય ત્યારે તેને પ્રવેશકનું દબદબા ભર્યું માન મળવાની પરવાનગી હોવી જોઇએ. એ ખરૂં છે કે દૂનિયાને ધ્રુજારી આપી જાય એવા કોઇ ઐતિહાસીક પ્રસંગને અહિં સાકાર આપવામાં નથી આવ્યો છતાં પણ જે તવારિખનું અહિં કલેવર ઘડાયું છે એના પ્રસંગો, ગુલામીની મહોર લઈ ફરતા એક દબાએલા કાળા માનવી પર જે રીતે અટ્ટહાસ્ય ભરી નજર નાંખે છે એ જોતાં પ્રવેશક લખવાનું જરૂરી બને છે.

હા, તો આર્યાવર્તના બંગાળ વિસ્તારની ઝમીનના એક ટુકડા પર આ પ્રવેશકનું સનસનાટીભર્યું મંડાણ થાય છે.

લોહીને ઉકાળી નાંખે, ચામડીને શેકી નાંખે, એવા આગ વરસાવતા દિવસોમાંનો એક દિવસ. એવો દિવસ કે જ્યારે પાણીની જેમ શરીર પસીનાથી લથબથ બની જાય અને કોઇને રસ્તા પર ચાલતા જવાનું મન ના થાય. મોટર, ટૅક્ષી, ટ્રામ, કે પછી રીકશા: પણ ચાલતા જવાનું તો સમણું પણ ના ઉદ્ભવે.

ચોરબાગાન તરફ પોતાની રીકશાને ધીમે ધીમે ખેંચતો કાલુરામ આગળ વધતો હતો. હમણાં જ એક સવારીને ઉતારી એ પાછો ફરતો હતો. સવારથી અત્યાર સુધીમાં આરામની પાંચ પંદર ક્ષણો પણ એને હાંસલ થઇ નહોતી. ધમણની માફક છાતી હાંફતી'તી. સ્ટીમ પાઇપની માફક એના મ્હોમાંથી શ્વાસ સીસકારા કરતો બહાર નીકળતો'તો. ફુલેલા ફુગા જેવું એનું ગોળમટોળ મ્હોં સૂર્ય કિરણોમાં તગતગતું હતું.

કાલુરામની કાયા જોવા જેવી હતી. કોલસા જેવી કાળી.

પૉલીશ કરેલા અબનુસના લાકડા જેવી ચમકતી તથા પોલાદના ભાલા જેવી સીધી, ઉંચી અને નક્કર. જૂના મેલા પાટલુન પર નવું નક્કોર ખમીસ પહેર્યું હતું, ગળામાં કાળા મોતીની માળા હતી. વાળના ઝીંથરામાં થોડુક તેલ ગૂંચવાઇ ગયું હતું. પાપી પેટનો ખાડો પૂરવા માટે જે અસંખ્ય માણસો કલકત્તાની શેરીઓમાં રીકશાઓ લઈને ફરે છે એમાંનો એક કાલુરામ હતો.

રીકશાને લઇ એ અજબ ઠસ્સાથી ચાલતો હતો. ઝુલતી ઘંટડી પર એનો જમણો હાથ મહોબ્બતથી ફરી રહ્યો હતો. કાલુરામ ચાલતો અને ઘંટડી રણકતીઃ કાલુરામ દોડતો અને ઘંટડીનો અવાજ પણ જાણે કે દોડતો. કહેતો ના હોય 'સવારી લઇને જાઉં છું; મફતનો થોડો જ ઘોંઘાટ કરૂં છું!'

રાત પડવા આવી છે છતાં તાપ ઓછો નથી થયો. કલકત્તાના રસ્તાઓ પર અસંખ્ય ઘંટડીઓ શોર મચાવે છે અને મકાનોની રસ્તાઓની બત્તીઓ એક પછી એક ઝબૂકતી જાય છે. વીસ વર્ષનો જુવાન અને પડછંદ કાલુરામ પોતાના રોજના અડ્ડા આગળ આવીને ખીસ્સામાંથી પૈસા કાઢી ગણે છે. પાંચ રૂપિયા ચાર આના. અચ્છી કમાઇ થઇ. અને પછી બાજુની દુકાને જઇ સ્મિત કરતાં કહે છે, 'બે હાથી આપજો મશાય!'

દુકાનદાર પણ કાલુરામને જોઇ સ્મિત કરે છે. બે હાથી છાપ સીગરેટ આપતાં બોલે છે, 'દિવસ સુધર્યો લાગે છે કાલુરામ!'

કાલુરામ બીડી ચેતવે છે, જોરથી સટ ખેંચે છે ને ધૂમાડાના ગોટા કાઢતાં કહે છે, 'સુધરે જ ને. આ ધોળી ચામડીવાળા કોણ જાણે કયાંથી માથે ટોપા ઘાલી ઘાલીને કલકત્તામાં ઉભરાવા લાગ્યા છે. અહીંથી નાકા સુધી જવું હોય તો રીકશા કે ટૅક્ષીઃ બીજી વાત જ નહિ.' પછી થોડીવાર રહી ઉમેર્યું, 'પૈસા તો મળે છે પણ સા......કંઇ મીજાસ કરે છે મીજાસ!'

પાછો કાલુરામ આગળ ચાલ્યો. ઘંટડી રણકી ઉઠી. આકા-

શના તારા અને શહેરની બત્તીઓના ઝમેલા વચ્ચે એની સીગરેટ પણ ઝબૂક...ઝબૂક થવા લાગી. એ જતો હતો ત્યાંજ બાજુના મકાનનું એક બારૂણું ઉઘડયું ને પછી ભડાક લઈને બંધ થયું. કાલુરામે એ તરફ જોયું. પગથિયાં ઉતરતાં જ કોઇ બોલ્યું-ના, બોલ્યું નહિ પણ બરાડયું, 'રીક...શા, એઇ રીક...શા.'

મોટર જેમ બ્રેક લાગતાં થંભી જાય એમ ગ્રાહકનો એ અવાજ સાંભળી કાલુરામ થંભી ગયો ને પછી રીકશાને પાછી વાળી ગ્રાહક તરફ દોડયો. જમીન પર ઝડપથી પડતા એના પગનાં ટપ...ટપ અવાજમાં પાછો ઘંટડીનો મધુરો રણકો ભળી ગયો. ખણંગ...ખણંગ, ખણંગ...ખણંગ!

બૂમ મારનાર માણસ પાસે પહોંચતાં જ કાલુરામને એ માણસની ઉંચાઇ પહોળાઇ જોઇને ધ્રૂજારી વછૂટી. લગભગ સ્હાડાચાર મણની કાયાવાળો એ ગોરો સાહેબ, માણસ કરતાં દાણા ભરવાની કોઠી જેવો વધુ લાગતો હતો, એના એક હાથમાં સુંદર અને સફાઇદાર મલકા કેઇન શોભી રહી હતી અને બીજા હાથમાં ચામડાની નાની બેગ. રીકશાવાળાને પાસે આવેલો જોતાં જ ધમ્મ લઇને એ એમા ચડી બેઠો ને બોલ્યો, 'જલ્દી કરો, જલડી.'

કાલુરામે પૂછ્યું, 'કહાં જાઓગે બાબુ?'

'સીઢા લે લો. હમ રાસ્ટા બતાએગા. જલડી કરો.'

કાલુરામે રીકશાને દોડાવી. અંદર બેઠેલો સાહેબ દારૂના થોડાક ઘેનમાં બબડતો હતો. "Very fine boy, this! Bloody nigger" અને પછી પાછો ઉતાવળ કરતાં બોલ્યો "જલડી કરો, મેન!...કાલા આદમી સુવર! હમ બોલટા ટુમ સુનટા નઇ?' હાથમાંની લાકડીનો એક ગોદો પણ કાલુરામની પીઠ પર વાગ્યો.

એક ક્ષણ તો કાલુરામ થંભી ગયો. એની આંખમાં લોહી

ઉભરાયું. 'સુવ્વર' શબ્દ એની લાગણીને ઉશ્કેરી ગયો સફેદ રંગની સવારી તરફ ડોકું ફેરવતાં એ બોલ્યો "ગાલી મત દીજીએ બાબુ! વરના..."

"ક્યા બોલટા? હમકો ડરાટા? કાલો આડમી ડરાટા? હમ સાબ! ટુમ હમારા ગુલામ. ગુલામ ડરાટા? Drive fast you brute" અને લાકડીનો બીજો ગોદો કાલુરામની પીઠ પર પડયો.

કાલુરામે રીકશાને જોરથી દોડાવી. ગોરા ઇન્સાનના તુમાખી ભર્યા શબ્દો એના કાનમાં પડઘા પાડતાજ રહ્યા. ટોપા આવ્યા ત્યારપછી ઉંધા ટોપા જેવાં રામપાતર પકડી ભીખ માંગનારાઓની સંખ્યા હિન્દુસ્તાનમાં વધી ગઇ હતી. લોહી ચુસીચુસીને માકડ જેમ મદમાતો થાય એમ એ ટોપાવાળાઓ પણ રાતા થયા હતા. ફરેબ, પ્રપંચ, ટેકસ, પરવાના, પહેલી કોઠી, બીજી કોઠી, ત્રીજી કોઠી. એક તરફથી કોઠીઓ નંખાતી ગઇ ને બીજી તરફથી કોઠીઓ ખાલી થતી ગઇ. પછી તો કાયદા ઘડાયા, સલ્તનતના રખેવાળોનું એક જબરૂ ધાડું હિન્દભરમાં અડ્ડો જમાવી બેઠું. અને એવો સમય આવ્યો કે કાળો આદમી, ઘૃણા અને શયતાનીઅતના પ્રતિક તરીકે જગતભરમાં પ્રખ્યાત થયો.

ગુલામ, ધોળો, કાળો, સલ્તનત, પેટ, રીકશા. વિચારનો એક આખો ધોધ કાલુરામના મનમાં વહેતો થયો. પગ યંત્રવત દોડતા હતા, ઘંટડી પર હાથ પણ યંત્રવત જ ફરી જતો અને થોડી થોડીવારે ગોરી સવારીનો હાકોટો સંભળાતો, 'સીદ્ધા હાઠપે લો.' 'Bloody swine હમકો ડરાતા!' 'સમજટા હૈ મયને પીયા હૈ, ટો કયા હુવા? what of that?...ઓરભી પીઉંગા!' એણે ચામડાની બેગ ખોલી, 'બ્લેક એન્ડ વ્હાઇટ' વ્હીસ્કીની બાટલી બહાર કાઢી. બૂચ ખોલી ગટગટ

કરતો એ થોડીક વ્હીસ્કી પી ગયો. કાળા–ધોળાની એક આખી ય બાજી ત્યાં ખડી થઇ ગઇ. કાલુરામના કાળા શરીર પર શોભી રહેલા સફેદ ખમીસ તરફ જોઇ 'બ્લેક એન્ડ વ્હાઇટ' વ્હીસ્કીની બાટલી જાણે કે હસી રહી હતી. રીકશાવાળા 'કાલા આદમી' ને જોઇ ધોળો સાહેબ હસી રહ્યો હતો અને કાળા–ધોળાના આ તમાશા પર શહેરની રોશની કાળા–ધોળા પટા ફેંકતી હતી.

'જલદી...જલદી' ગોરાનો હાકારો ગાજતો'તો, વિચારોથી ઘેરાએલો કાલુરામ જોરથી દોડતો હતો અને રીકશાની ઘંટડી, આગના બંબાની માફક એકધારી રણકતી હતી.

કાળા ગુલામ? કાલુરામના મનમાં વિચારની વિજળીઓ વિંઝાવા લાગી. ધોળા માલીક? એ લોકોનો ભાર અમારે તાણવાનો?

'Run fast, you son of a niggar!' પાછું ખંધુ હાસ્ય અને લાકડીનો ગોદો. ઝડપથી દોડતા કાલુરામની સહનશકિતએ માઝા મૂકી દીધી. રીકશાને ઉલાળી એ એક બાજુ ખસી ગયો. રીકશા ઉંધી થઇ ગઇ, સાહેબ ઉથલી પડયા. એમના હાથમાંની બેગ ખુલ્લી થઇ ગઇ અને કાચના ટુકડા આજુબાજુ વેરાઇ ગયા.

હીરા! કાલા કાલુરામની નજર સામે હીરા ચમકી ઉઠયા. રસ્તા પર ચત્તાપાટ પડેલા સાહેબની સામે જોઇ એ હસ્યો ને બોલ્યોઃ 'લગા તો નહી બાબુ!'

'લગા? Damn swine!' કહેતો એ ઉભો થયો, હીરાને ભેગા કરી બેગમાં મૂકયા અને કાલુરામ પાસે જઇ જોરથી એક લાત ઝીંકી દીધી. ઓચિંતાના એ પ્રહારથી કાલુરામ બેવડો વળી ગયો ને જમીન પર બેસી પડયો, 'હમકો ગીરાયા થે કાલા આડમી' અને પાંચ પંદર લાતો તથા બે ચાર મુક્કાઓની

વધુ નવાજેશ. આજુબાજુ મોટરોનાં ભૂંગળાં વાગી રહ્યાં હતાં. માણસોનો શોર જાગી ઉઠ્યો હતો.

ધીમે રહી કાલુરામ ઉભો થયો. એણે ચારે બાજુ નજર નાખી. થોડાક માણસો કુતુહલવૃત્તિથી ત્યાં એકઠા થયા હતા. પછી સાહેબ સામે ધસી જતાં એણે પોતાનો હાથ આંધળા ઝનૂનથી વીંઝ્યો.

હો...હા થઇ ગઇ. પોલિસની સવારી પણ 'કયા હુવા...કયા હુવા' કરતી આવી પહોંચી અને પછી પ્રસંગનો રંગ જોઇ એણે કાલુરામનું કાંડુ પકડ્યું ત્યાં ટોપાવાળો બોલી ઉઠ્યો, 'લે જાવ ચોકી મેં. હમકો મારા. હમ ડાયમંડ મરચંટ હેનરી સ્મીથ." પછી ખીસ્સામાંથી કાર્ડ કાઢી પોલિસને આપતાં કહ્યું, "This is my address," અને પછી હેનરી ચાલ્યો ગયો. રસ્તાની બત્તીની રોશનીમાં હેનરીનો ચહેરો કાલુરામે ધારી ધારીને જોઇ લીધો અને પછી રીકશાને ખેંચતો એ પોલિસ સાથે ચોકીએ ચાલ્યો.

બીજે દિવસે, એક ગોરા માલેતુજાર ઉપર હાથ ઉગામવાની શિક્ષા તરીકે કાલુરામ જેલની કોટડીના સળીઆ પાછળ ત્રણ મહિના માટે ધકેલાઇ ગયો.

નાનો–પ્રવેશક–અહિં ખતમ થાય છે. કાળા માનવીને ગોરી સલ્તનતના વહીવટદારોએ તોળેલો ન્યાય આ પ્રવેશકને હળાહળ અન્યાય જેવો લાગે છે એટલે કાલુરામની જેલયાત્રા સામેના સત્યાગ્રહ તરીકે એ અહિં જ વિદાય લે છે.



## [૨] નવલિકા

જે નવલિકાને પ્રવેશકનું માન મળ્યું છે એને માટે પંદર વર્ષનો ગાળો એ સમયના એક હનુમાન કૂદકા જેવો ગણાય:

કદાચ નવલિકાની ટૅકનીકનું એ ખૂન પણ કરી બેસે છતાં એ સત્ય હકીકત છે કે પ્રવેશકની સંખ્યા અને વારતાની શરૂઆતના આ પ્રભાત વચ્ચે એકસો ને એંસી મહિનાનાં અંતર આવીને વસ્યાં છે.

સમયના આ અંતર જેવુંજ એક બીજુ અંતર છે બંગાળની જમીન અને આફ્રિકાની કિમ્બરલી વિસ્તારની જમીન વચ્ચે છતાં જેમ સમયે પંદર વર્ષનો ગાળો પસાર કર્યો છે એમ બંગાળ અને આફ્રિકા વચ્ચેનું અંતર પણ નવલિકા કાપી નાંખે છે અને તેથીજ આ નવલિકાની નજર ખૂલે છે ત્યારે એની દૃષ્ટિમાં હીરાની ખાણનો એક વિશાળ વિસ્તાર સમાઇ જાય છે. વિસ્તાર પર નાના નાના ઝૂંપડાઓનો એક આખો ઝમેલો પડયો છે. ત્યાં લોખંડી ચક્રો અને પોલાદી થાંભલાઓ જામી ગયા છે. ભૂખ્યા માનવીના પેટમાં ને ગાલમાં જેમ ખાડાઓ પડે એમ ત્યાંની જમીનમાં ઉંડા ઉંડા ખાડાઓ પડેલા છે અને કોલાહલનું એક આખું સામ્રાજ્ય વ્યાપેલું છે. એ છે ગોરી હકુમત નીચે ચાલતી હીરાની ખાણ.

હઝારો માણસો ત્યાં કામે લાગી ગયાં છે, કાચના કિંમતી ટુકડાઓ કાઢવા માટે કાળાં માણસો ધરતિનું હૈયું ચીરી રહ્યાં છે. પસીનાની, ધૂળની, તાપની, દુર્ગંધની એક દુનિયા ત્યાં ખડી થઇ ગઇ છે અને એ દુનિયા પર લગભગ સો એક ધોળી ચામડીવાળા માણસોની ચોકી છે. કામમાં થોડીક ગફલત થાય છે ને કોરડા વિંઝાય છે. વિશ્રાંતિની એક ઘડી લેવાય છે ને કાળા માનવીઓ પર 'સ્વાઇન (સુવ્વર) રાસ્કલ (હરામખોર)' વગરે શબ્દોની અને લાતની નવાજેશ થાય છે.

આવી આ ધરતિ ઉપર તે દહાડે રોજના કરતાં પણ અતિ ઘણો ઘોંઘાટ થઇ રહ્યો હતો. હઝારો ખાણીઆઓ, પોતાના સરદારની રાહ જોતા મોટા અવાજે વાતો કરી રહ્યા હતા. 'તો

શું ભૂખે મરીએ?' 'મોટા સા'બ થયા છે.' 'ક્યાંય જવાનું નહિ, આપે એટલું લેવાનું ને ઉપરથી ફટકા?' 'આજ તો ફેંસલો થવો જ જોઇએ:' આવાં વાક્યો વાતાવરણમાં ગૂંજતાં હતાં. બગાવત જગાવવાની તૈયારી કરતા એ કાળા શરીરોને જોતા દસેક ગોરા આદમીઓ, ખીસ્સામાંના તમંચા પર હાથ દઇને બેઠા હતા.

એટલામાં સરદાર ત્યાં આવ્યો. ખાણીઆઓને શાંત રહેવાનું કહી, લાંબી છલાંગો મારતો એ ગોરા ઉપરીઓ તરફ ચાલ્યો.

એને ધસમસ્યો આવતો જોતાં જ તમંચા પરની પકડ મજબૂત બની. એક જણે કરડાકીથી પૂછ્યું, 'શું છે કાલુરામ?'

કાલુરામે અદબથી સલામી ભરી અને પછી સંગેમરમરના પૂતળા જેવા એ દસે આદમીઓ પર ઉડતી નજર ફેંકતાં બોલ્યો, "માણસો વધુ અનાજ માગે છે."

'ક્યાંથી લાવીએ?' બીજાએ કહ્યું.

'બહારથી મંગાવવાની સગવડ કરો. ભૂખે પેટસે કામ નહિ હોતા'

'તજવીજ કરીશું We will do the needfull આવશે તો આપીશું, What else? (બીજુ કાંઇ?)'

'બીજું: તમારા ચાબખા વિંઝાતા બંધ થવા જોઇએ. તમે અમને ગુલામ સમજો છો એ બહુ બૂરી વાત છે.'

'ઉપદેશ આપવા આવ્યો છે!'

'ઉપદેશ આપવાની ટેવ જેટલી તમારા ગોરા લોકોને છે એટલી અમને નથી. બેઅદબી માફ કરજો. પણ મારે કહેવું પડે છે કે અમારી સહનશીલતાની પણ હદ થઇ ગઇ છે. આજ તમારો આખરી જવાબ જાણવા બધા ઇંતેઝાર ઉભા છે'

'એમને કહો કે બહુ ડાહ્યા થવા જશો તો ભૂખે મરશો

આ કંઇ પોપાબાઇનું રાજ નથી.'

કાલુરામની આંખમાં હિંગળો પેસી ગયો. એનાં શરીરનાં તંતુએ તંતુમાં વિજળી દોડી ગઇ.

'તો જાણી લ્યો કે અમે પણ કંઇ જનાવર નથી. કાલથી એ વધારે અનાજ નથી મળ્યું કે સીતમ ઓછો નથી થયો તો...' અને એણે થોડેક દૂર બાંધેલા પાકા મકાનો તરફ આંગળી ચીંધતાં કહ્યું, '...તો આ મકાનમાં રહેનારા કોઇ સલામત નહિ રહે.'

'Don't you worry, we will see. કાલ સાહેબને આવવા દ્યો પછી બધી વાતનો ફેંસલો થશે. Mr. Smith is coming tomorrow from India.'

અને બીજે દિવસે મી. સ્મીથની–ડાયમંડ મરચંટ મી. હેનરી સ્મીથની સવારી આવી પહોંચી. પંદર વર્ષ પહેલાં હતું એથી પણ વધુ રૂષ્ટપુષ્ટ શરીર અને કરડાકીથી એ કોઇ સફેદ રીંછ જેવા લાગતા હતા.

એમની મોટર જ્યારે આવીને ઉભી રહી ત્યારે રાત પડી હતી, સલામ ભરતા કાલુરામનો હાથ ઢીલો થઇ ગયો. સ્મીથને જેતાંજ એની આસપાસ ભૂતકાલ રમી ગયો. એ કલકત્તાની શેરીઓ, એ રીકશા, ગ્રાહકની એ બૂમ, બ્લેક એન્ડ વ્હાઇટની એ બાટલી, ગાળો, લાકડીનો ગોદો, રીકશાનું ઉલળવું અને પછી ગોરાની લાતો, ઉઘડી ગએલી બેગમાંથી વેરાઇ શહેરની બત્તીમાં ચમકતા હીરા, પોલિસ, અદાલત, જેલ, નેવું દિવસની સખ્ત મજૂરી, કાળા કાલુરામ પર તોળાઇ ગએલો સફેદ ઇન્સાફ.

આજ, લાતોનો એજ મારનાર કાલુરામની નજર સામે આવી ઉભો હતો. પંદર વર્ષ પહેલાનું કુસ્વપ્ન, સાગર ઓળંગીને પાછું જીવતું જાગતું ખડું થયું હતું.

જેમતેમ સલામ ભરી, કંઇપણ બોલ્યા વગર કાલુરામ

પોતાના ઝૂંપડા તરફ ચાલ્યો ગયો; કારણ કે સ્મીથનાં હાથમાં જ જો પોતાના કાળા ભાઈઓનું ભાવી તોળાવાનું હોય તો પલ્લું કઈ તરફ નમશે એની કાલુરામને ખબર હતી. રેતીમાંથી તેલ કાઢવું ને સ્મીથ પાસેથી ઉદારતાની આશા રાખવી એ બન્ને સરખું જ હતું.

ઘેર જઈ કાલુરામે પોતાની સ્ત્રીને પૂછ્યું, 'ટીકો ક્યાં છે?'

'બહાર હશે. બોલાવી આવું?'

'હા.' કહેતો કાલુરામ ઉભો થયો. લાકડાની એક પેટી ખોલી અંદરથી એક ઘંટડી બહાર કાઢી, પોતે જ્યારે કલકત્તાની શેરીઓમાં રીકશા હાંકતો હતો ત્યારે આજ ઘંટડી ખણુંગ...ખણુંગ કરતી રણુકી ઉઠતી. પંદર વર્ષ પહેલાંની એ સ્મૃતિને જોતો કાલુરામ ઉભો હતો ત્યાં ટીકો ઘરમાં દાખલ થયો. વીસ વર્ષનો એ જુવાન પુત્ર, બાપ કરતાં પણ અતિઘણો પ્રચંડ લાગતો હતો પુત્રને જોતાંજ કાલુરામ બોલ્યો, 'મેં તને એક સાહેબની વારતા કહી હતી એ યાદ છે?'

'પેલી રીકશાવાળાની ને સાહેબની ને?'

'હા' પણ તને નથી ખબર બેટા! કે એ વારતા તારા બાપનીજ છે. એક રીકશાવાળાને નહિ પણ તારા બાપને એ ગોરા માનવીએ લાતો મારી હતી. બેગુનાહ તારા બાપને અદાલતે ત્રણ મહિનાની કેદની સજા કરી હતી. એ રીકશાવાળો હું હતો દીકરા!...અને મને લાત મારનાર હતો હેનરી સ્મીથ નામનો ગોરો. તે વખતે તો તું પાંચેક વર્ષનો હોઈશ.'

'પણ એનું અત્યારે શું છે?'

'અત્યારે કંઈ નથી બેટા! આ તો અમસ્તું કહું છું. મને લાત મારનાર માણસ અહિં આવ્યો છે ને મેનેજરની બાજુના મકાનમાં સુવાનો છે. એ આ ખાણનો માલીક છે—આપણો માલીક.'

'આપણો માલીક? તમને લાત મારનારો?'

'હા બેટા! મને લાત મારનારો.'

'તમે બરાબર ઓળખ્યો?'

'ના ઓળખું? જે લાત મારી જાય એનો ચહેરો કદી પણ વિસરાય ખરો?'

'પણ તમે કહેવા શું માગો છો?'

'એટલું જ કે કાલ સવારના કંઇ નવાજૂની સંભળાય તો તું મૂંગો રહેજે. પૂછવામાં આવે તો કહેજે કે હું ઘરમાં જ હતો. સમજ્યો ને? હું–કાલુરામ–ઝુંપડા બહાર ગયો જ નહોતો. ...બસ. હવે તું જા.'

ટીકાના ગયા પછી કાલુરામે એક કાળું કપડું લુંગીની માફક વીંટાળી દીધું. એક લાંબી છરી લઇ ભેટમાં ખોસી અને બહાર ચાલ્યો.

રાત સમસમતી હતી અને સમસમતી રાતના અંધારામાં કાલુરામનું કાળું શરીર એકરૂપ બની ગયું હતું. આસ્તે આસ્તે, પાકા બાંધેલા મકાનો તરફ એ ચાલ્યો. મેનેજરની બાજુની બારીઓ ખૂલ્લી હતી. કાલુરામે અંદર જોયું. ઝાંખી બત્તીના પ્રકાશમાં સ્મીથનું ગોળમટોળ શરીર એક ખાટલા પર પડયું હતું. બધું શાંત હતું. બધું સળવળાટ વગરનું હતું. કાલુરામે ભેટમાંની છરી હાથમાં તોળી, કુદકો મારી એ બારીમાંથી અંદર ઘૂસ્યો અને......

ખાણુવાળા વિસ્તારથી દૂર દૂરનાં ગામમાં 'સત્તા'ની કચેરી હતી. એ કચેરીમાં બીજા દિવસે સવારે સળવળાટ થવા લાગ્યો ને સનસનાટી ફેલાઇ ગઇ. ડાયમંડ માઇન્સના ગોરા માલીકનાં લોહીથી ખરડાએલા શરીરના સમાચાર સાંભળતાં જ તુમાર છૂટવા લાગ્યા. પોલિસોથી ભરેલી બે ચાર લોરીઓ તૈયાર થઇ ગઇ અને ખૂનીની શોધ કરવા માટે અમલદારો, પોલિસો, વગેરેથી ભરેલી મોટરો સડસડાટ ખાણુ તરફ દોડવા લાગી.

જ્યાં ખૂન થયું હતું ત્યાં પહોંચી પોલિસોએ કેવી દમદાટીઓ કરી, કોની-કેવી જુબાનીઓ લીધી કે બીજું શું કર્યું એની ઝીણી વિગતોમાં ઉતરવાની જરૂર નથીઃ પણ સત્તાના નશાથી સભર ભરેલું એ ધાડું જ્યારે પાછું ફર્યું ત્યારે એમાં ફકત ચાર જ પોલિસો હતા અને એમની વચમાં કાલુરામ હતો. બાકીના બીજા બધા શસ્ત્રધારી પોલિસો ગોરાઓનું રક્ષણ કરવા માટે અને કાળાઓની હિલચાલ પર ચોકી રાખવા માટે પહેરા પર લાગી ગયા હતા.

પોલિસોએ લાવીને કાલુરામને 'સત્તા'ના ટેબલ પાસે ખડો કર્યો. ગંદકીને જોઇ જેમ માણસો નાક મચકોડે એમ કાલુરામને જોઈ 'સત્તા'ના ટેબલ આગળ બેઠેલા ગોરા અમલદારે નાક મરડયું. 'તુમ કાલુરામ હૈ?'

'હા.'

'સાંભળ્યું છે કે ખાણીઆઓમાં તું બે-દિલી ફેલાવે છે ને એમને બગાવત માટે ઉશ્કેરે છે.'

'આપે ખોટું સાંભળ્યું છે.'

'તેં એમને ઉશ્કેર્યા છે અને તેથી જ એ લોકો ઝનૂને ચઢ્યા છે.'

'એ વાત પણ ખોટી છે.'

'અને ઝનૂને ચઢેલા તમારામાંના કોઇ માણસે મી. સ્મીથનાં શરીરમાં છરી ખોસી દીધી. બોલ, કોણે ખૂન કર્યું?'

'મેં નથી કર્યું.' ઠંડે કલેજે કાલુરામ બોલ્યો.

'કોણે કર્યું?'

'શોધી કાઢો. હું કંઇ પોલિસ અમલદાર નથી.'

'આડા જવાબ આપે છે?'

'પણ હું કેવી રીતે જાણું કે ભૂખ અને દમનથી ઉશ્કેરાએલા દોઢ હજાર માણસોમાંથી કોણે એ કામ કર્યું હશે?'

'તું એ બધાયનો ઉપરી છે.'

'છું. પણ હું કંઇ ભગવાન નથી.'

ગોરો અમલદાર એકદમ ઉભો થઇ ગયો. ત્યાં ઉભેલા પોલિસોને ઉદ્દેશી એણે કહ્યું, 'જ્યાં સુધી ખૂનીનો પત્તો ના મળે ત્યાં સુધી ચોકી પહેરો ઉઠાવતા નહિ.' ને પછી કાલુરામ તરફ ફરી બોલ્યો, 'એક અઠવાડિયાની અંદર જો ખૂનીનો પત્તો નહિ મળે તો પછી અમારે સખ્તાઇથી કામ લેવું પડશે. I warn you mind! હું તને ચેતવણી આપું છું, ધ્યાન રાખજે. ખાણમાં કામ કરતો એકે એક માણસ ભૂખ્યો ને તરસ્યો મરી જશે. Murder of a white man is no joke! એક ગોરા માણસનું ખૂન એ કંઇ મશ્કરીની વાત નથી' ને પછી પોલિસને હુકમ આપ્યો, 'લે જાવ ઇસે.'

હીરાની ખાણની સરહદના ઝુંપડાઓ પાસે કાલુરામને ઉતારી મૂકવામાં આવ્યો. વિચારમાં ને વિચારમાં એ પોતાને ઘેર પહોંચ્યો. બધું શાંત હતું: સુરંગો ફુટતી નહોતી, ડાયનામોની ઘરેરાટી સંભળાતી નહોતી, લોખંડ ને પત્થરોના ઘસારાનો અવાજ પણ મરી ગયો હતો. ખાણમાં હડતાલ પડી હતી; મોઠી હડતાલ. ખૂનીનું નામ જાણવા માટે પોલિસોએ જે અત્યાચાર આદર્યો હતો, એકેએક વ્યકિતને જે મૂઢ માર માર્યો હતો એના વિરાધમાં કાળા લોકોએ કામ પડતું મૂકી દીધું હતું.

કાલુરામને જોતાં જ બધા એને ઘેરી વળ્યા. બધાય હાંફતા હતા. બધા ય એક યા બીજા અંગે પડેલા મારથી કણસતા હતા. કોઇએ પૂછ્યું, 'શું થયું?'

'અઠવાડિઆની અંદર અંદર ખૂની નહિ મળે તો બધાને ભૂખે મરવાનો વારો આવશે.'

'કહેતો હોય તો આજ રાતનાં તડાફડી બોલાવી દઇએ.'

'પણ બાયડી છોકરાનું શું? આપણાં પછી એમનું કોણ?'

'તો પછી શું કરવું?'

'આજ તો બધા જાવ. કાલે નિરાંતે વિચાર કરીશું.'

બધા વિખરાઇ ગયા. બબ્બે, ત્રણ ત્રણ યા ચાર ચાર માણસોને હૈયામાં આશ્રય આપી, હીરા પેદા કરતી ધરતી પરનાં એ ઝુંપડાંઓએ રાતના કાળા પાલવમાં મ્હોં સંતાડી દીધાં.

એ આખી રાત કાલુરામે પડખાં ફેરવ્યા કર્યાં, એ આખી રાત એની નજર સામે, ભૂખ્યા સ્ત્રી બાળકોના ચહેરા ભમતા રહ્યા. ચીસો અને રૂદનના પડઘા એના કાનમાં પડવા લાગ્યા. સત્તાનો વિરાટ પંજો પહોળો થાય તો? એક માણસની ખાતર શું બધાને મૃત્યુ તરફ ધકેલવા? ત્યારે શું બળવો કરવો? પણ સાધન ક્યાં? પહેલેથી જ જેને શસ્ત્રહીન બનાવી દેવામાં આવ્યાં છે એ બંડ ક્યાંથી કરે? તો શું બેઠી હડતાળ પાડી, ભૂખ્યા-તરસ્યા પડ્યા રહેવું? બીજે ચાલ્યા જવું? પણ જઇને ક્યાં જવું? સત્તાના પંજા હેઠળના પ્રદેશમાં અમને કોણ આશ્રય આપશે? કોણ મજૂરી આપશે? કોણ અન્ન આપશે? એક અઠવાડિયું! ખૂનીને શોધવા માટે એક અઠવાડિયું. પણ શોધવાનો ક્યાં સવાલ છે? સવાલ છે શરણાગતિનો, અને ખૂની નહિ મળે તો પછી યાતનાની એક લાંબી પગદંડી.

ચીસો પર ચહેરા મઢાતા ચાલ્યા ને બરડા પર હંટર ચાસ પાડતા ચાલ્યા. ભૂખના નકશા દોરાતા ચાલ્યા ને હાડ-પિંજરોની વણઝાર દોડતી ચાલી......ખાટલામાં પડેલા કાલુ-રામની આંખ સામેથી આવાં આવાં અનેક દ્રશ્યો પસાર થઇ ગયાં......હવે શું? પંદર વર્ષ પહેલાં પડેલી એક ઝહેરી લાતે જે પરિસ્થિતિ ઉભી કરી હતી એનો તોડ શો?

'ના, ના, મારે લીધે મારા ભાઇઓ ભૂખ્યા મરે એ તો કલંક ગણાય. હું એમનો યમ શા માટે બનું? જાહેર થઇ જઇશ. ભલે નાટક ભજવાય.'

અને બીજે દિવસે કાલુરામ પાછો પેલી 'સત્તા'ના ટેબલ આગળ ખડો થયો. બોલ્યો, 'ખૂનીને હું જાહેર કરૂં તો?'

'તો પહેરો ઉઠાવી લેવામાં આવશે.'

'બીજું ?'

'બીજું શું ? જેમ ચાલતું હતું એમ ચાલશે !' અમલદારે કહ્યું.

'પણ અનાજના વધારાનું શું ?'

'એનો બંદોબસ્ત કરીશું !'

'વચન આપતા હો તો હું ખૂનીનું નામ જાહેર કરું.'

'I promise.'

'તો ખૂનીને ઓળખી લો. એ ખૂની હું છું.'

'You ? કાલુરામ તું !' આશ્ચર્યથી અમલદારે પૂછ્યું.

'હા, સા'બ. હું. મેં એનો જાન લીધો.'

'But why ? શા માટે ?'

'એટલા માટે કે આજથી પંદર વર્ષ પહેલાં જ્યારે કલકત્તામાં હું રીકશા હાંકતો હતો ત્યારે એણે મને ગાળો દીધી હતી અને લાતો મારી હતી. તમારી ગોરી સલ્તનને સ્થાપેલી અદાલતે મને ત્રણ મહિનાની કેદ કરી. બેગુનાહને પણ કેદ મળે છે એ મેં ત્યારે પહેલ વહેલું જાણ્યું' ને પછી કાલુરામે બધીય વાત વિગતવાર સમજાવી. અને કહ્યું, 'તમે લોકો ચામડી જોઇને ન્યાય કરો છો. તમે લોકો સત્તાના મદમાં બહેકી ગયા છો ને એક યા બીજી રીતે અત્યાચાર કરી રહ્યા છો.'

'Shut up you, ખામોશ રહે !'

'આજ બધું જ કહી લઉં. હા, તમે લોકો રાત ને દિવસ એક યા બીજી રીતે અત્યાચાર કરી રહ્યા છો. તમારી સત્તા નીચે લાખો ભૂખે મરે છે, લાખો નાગા ફરે છે. લાખો કમોતે મરે છે, પણ તમને એની પડી નથી કારણ કે તમારું ઘર ભરેલું છે ને ખાલી થાય ત્યારે બીજાને લૂંટી ભરી શકો છો.'

પણ કાલુરામ વધુ બોલે એ પહેલાં તો એને એક કોટડીમાં પૂરી દેવામાં આવ્યો.

બીજે દિવસે કાલુરામનો અદાલતમાં કેસ ચાલ્યો. પંદર

બધ પછી પાછો કાલુરામ આરોપી બનીને પાંજરામાં ઉભો રહ્યો. ગુન્હાનો એકરાર કરતાં કાલુરામે કહ્યું, 'હા મેં એનું ખૂન કર્યું છે કારણ કે મને—એક કાળા માણસને વગર વાંકે લાત મારવાનો એને અધિકાર નહોતો.'

કાલુરામે બીજું ઘણું કહ્યું કહ્યું ને કોર્ટે પણ ઘણું ઘણું ધ્યાન દઈને સાંભળ્યું. દલીલો ગમે તેવી હોય પણ કાળા માનવીને પદાર્થપાઠ શીખવવા માટે સલ્તનતનો પંજો ઉંચકાયો. મેજીસ્ટ્રેટે કહ્યું, 'એક ગોરા માણસનું કરપીણ ખૂન કરવા બદલ હું બંધવાને મોતની સજા ફરમાવું છું.'

આ વાકય સાંભળીને અદાલતમાં બેઠેલા થોડાક અંગ્રેજોને થયું કે ઇશ્વર, સંરક્ષણ અને સલ્તનત એ બધું એકજ છે.

અને પછી કાલુરામના મોતનો દિવસ પણ આવી પહોંચ્યો. એની છેલ્લી ઇચ્છા મુજબ, એક નવી ખોદાતી ખાણ પાસે એને ઉભો કરવામાં આવ્યો. એના હાથમાં એક નાની ઘંટડી રણકતી હતી: એ જ ઘંટડી કે જે એણે પંદર વર્ષથી સ્મૃતિ તરીકે સાચવી રાખી હતી.

ગોળીએ દેતાં પહેલાં જ્યારે એને પૂછવામાં આવ્યું, 'તારી કંઇ ઇચ્છા બાકી છે?' ત્યારે કાલુરામ જોરથી હસ્યો ને ઘંટડી વગાડી. પછી બોલ્યો, 'હા. હું એક વાત કહેવા માગું છું એ સાંભળી લો.'

આજુબાજુ લગભગ ત્રણેક હજાર કાળા માણસો એકી ટશે આ તમાશો જોઇ રહ્યા હતા. સ્ત્રીઓ, પુરૂષો ને બાળકોના ભયભર્યા ચહેરાઓ વચ્ચે કાલુરામ સ્મિત કરતો ઉભો હતો. 'તમે ગોરાઓ જે જે ખાણો ખોદો છો એમાં અમારા કાળા લોકના પસીના પડયા છે ને લોહી રેડાયાં છે. આજ મારૂં લોહી પણ આ ખાણમાં પડશે. આવી ખાણોમાંથી તમને ખૂબ ખૂબ હીરા, માણેક, પન્ના કે બીજું ઝવેરાત મળશે. તમે એ હીરાઓ જોઇ રાજી થશો પણ એક વાત જાણી લેજો કે આ

ખાણોમાંથી જે રત્નો નિકળશે એ દરેકની પાછળ અમારી કાળી જિંદગી જેવો કાળો ઇતિહાસ પથરાએલો રહેશે. એને પહેરીને કોઇજ સુખી નહિ થાય...બસ, ચલાવો ગોળી !'

ચાર બંદુકો એક સાથે ઉંચકાઇ, ચાર નિશાનો એક સાથે તકાયાં, આઠેક હજાર આંખો સ્થિર થઇ ગઇ અને ચાર ધડાકાએ એક ટ્રનંગ...ટ્રનંગ કરતી ઘંટડીને મૂંગી કરી દીધી. કાલુરામનું શરીર લોહીનાં બૂંદ ઉડાડતું ખાણની અંદર ગબડી પડયું.

નવલિકા અહિં અંત ખોળે છે. કાલુરામની જે વાત એને કહેવી હતી એ એણે કહી દીધી. કાળા-ધોળાના ન્યાય-અન્યાયની જે બાગ એને પોકારવી હતી એ પણ એણે પોકારી લીધી. પોતાના નાયકના મૃત્યુ પર અફસોસ કરતી નવલિકા પોતાની ઝબાન બંધ ના કરે તો શું કરે ?

[૩] ઉપસંહાર

પ્રવેશકથી શાનદાર બનેલી આ ટુંકી વારતાને ઉપસંહારની કિર્તિ પણ ભલે મળે, કારણ કે પ્રવેશકની માફક જ ઉપસંહાર પણ એક જાતનાં અટ્ટહાસ્યથી ભરેલો છે. પ્રવેશક પછી વારતા જેમ પંદર વર્ષનો ગાળો પસાર કરે છે ને હિન્દમાંથી આફ્રિકા પહોંચી જાય છે એમ વારતા પછી ઉપસંહાર એક વર્ષનો સમય વિતાવે છે ને વારતાને પાછી હિન્દુસ્તાનમાં ઘસડી લાવે છે.

પ્રવેશકની શરૂઆત જેવો જ એક આગ વરસાવતો દિવસ. પાણીની જેમ શરીર પસીનાથી લથબથ બની જાય અને કોઇને રસ્તા પર ચાલતા જવાનું મન ના થાય એવો. આવા એક દિવસે એક અંગ્રેજ પોતાના બે ચાર મિત્રો સાથે ઘરના બગીચાના ઝાડ નીચે બેઠો બેઠો વાતો કરે છે. એક મિત્ર, જ્યારે રસ્તા પર ફરતા રીકશાવાળાઓની રીતભાત વિષે ટકોર કરે છે ત્યારે પેલો અંગ્રેજ બોલી ઉઠે છે, 'ઠીક યાદ આવ્યું. આ રીકશા શબ્દ સાંભળતાં જ મને......' અને પછી તમે હમણાં

જે વાત વાંચી એ વાત કહેવા લાગ્યે છે.

'પણ આશ્ચર્યની વાત તો ત્યારે થઇ કે જ્યારે, કાલુરામના મૃત્યુ પછીને બીજે જ મહિને એના પુત્ર ટીકારામે ખાણના એક બીજા ગોરા માણસ પર હુમલો કર્યો.'

અંગ્રેજે વાત આગળ ચલાવી. 'હુમલો કરવાનું કારણ એ હતું કે અમે ગોરાઓએ એના બાપને–કાલુરામને–અન્યાય કર્યો હતો, કારણ કે કાલુરામે મી. સ્મીથનું ખૂન કર્યું જ નહોતું. એ ખૂન ટીકારામે કર્યું હતું પણ પોતાના જાત–ભાઈઓને યાતના અને ભૂખમરાથી બચાવવા કાલુરામે આત્મ–બલિદાન દીધું હતું. ટીકારામને દેશનિકાલની સજા કર્યા પછી હું અહિં આવ્યો. પણ એનું છેલ્લું વાક્ય હજી પણ મને યાદ છે. એણે કહ્યું હતું, 'તમે ન્યાયના ઠેકેદારો ઘણી વખત પુરાવાઓ જુવો છો ને ઘણી વખત ખાલી સંજોગો ઉપર જ આધાર રાખી સજા ફરમાવો છો. મારા બાપે ગુન્હાનો એકરાર કર્યો અને તમે માની લીધું કારણ કે તમારે તો ખૂનને બદલે ખૂન જોઇતું હતું. માણસને બદલે માણસ જોઇતો હતો. તમને એ મળી ગયો પણ અમે કાળા માણસો સ્વાર્થી નથી. તમારે જોઇએ તો એક ગોરાના બદલામાં બીજો પણ એક કાળો માણસ ગોળીએ વિંધી નાખો. હું તૈયાર છું, કરોડોમાંથી એક ઓછો થશે તો કંઇજ ખોટ આવવાની નથી; પણ તમારી યાદીમાંથી એક 'દુશ્મન' તો ઓછો થશે !' આ વાકયો હું હજીપણ ભૂલ્યો નથી. મને લાગે છે કે કાળા લોકોની ધરતીપર આવી આપણે હીરાની ખાણ નથી ખોદતા પણ આપણી જ કબર ખોદી રહ્યા છીએ.'

અંગ્રેજ મૂંગો થઇ ગયો, એના મિત્રો પણ મૂંગા હતા; બહાર રસ્તા પર રીકશાની ઘંટડીઓ ઠણંગ ઠણંગ વાગતી હતી.

